# દયાળુ દાતાઓ !

**આ નડીઆદ હિન્દુ અનાથ આશ્રમ તરફ આ ધાર્મિક દિવસોમાં તમારી કૃપા દ્રષ્ટિ ફેરવવા મહેરબાની કરશો.**

કારણ કે આ આશ્રમમાં હિન્દ દેશીના (બાળ, વૃદ્ધ, અપંગ અને અશક્ત) અનાથોને પાળી તેમની શારીરિક, માનસિક અને આત્મિક ઉન્નતિને કેળવી તેમને ઉદ્યમી બનાવવા ખાસ પ્રયત્ન કરવામાં આવે છે.

સ્વરાજ્યના દરેક હિમાયતીએ પોતાના સ્ત્રી-તેવા ભારતવાસીને બન્ધુ તરીકે ગણી પોતાથી બને તેટલી મદદ કરવી એ તેમની પહેલામાં પહેલી ફરજ છે.

આવા અનેક બન્ધુઓનો આ આશ્રમમાં વાસો છે અને તેમને દરેક જાતની ઘણી મદદની જરૂર છે તો તમારો ઉદાર હાથ લંબાવી દેઇ અને મનુષ્ય પ્રત્યેની તમારી ફરજ અદા કરી ભાગ્યશાળી થાઓ.

**આ આશ્રમને ઘણા પ્રતિષ્ઠિત પુરૂષોએ દાન આપવાના સુપાત્ર સ્થાન તરીકે કબુલ કરેલુ છે**

દાન આપનારને પહોંચ અપાય છે અને વાર્ષિક રિપોર્ટમાં નામ છપાય છે.

નવું વાર્ષિક રિપોર્ટ તૈયાર છે. વધુ વિગત માટે લખો—

**મંત્રી, હિન્દુ અનાથ આશ્રમ, નડીઆદ—ગુજરાત.**

વર્ષ ૨૦ મું. પુસ્તક ૨ જું. અંક ૧૨ મો. સપ્ટેમ્બર, ૧૯૧૮.

## વિષયાનુક્રમણિકા.

આ સિવાય:—રાષ્ટ્રીય પરિષદની ખાસ બેઠકના પ્રમુખ મી. સૈયદ હસન ઇમામ બેરીસ્ટર, સન્માનકારિણી સભાના પ્રમુખ ધી ઑન. મી. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ બેરીસ્ટર, ત્રીજી ગુજરાત કોન્ફરન્સના પ્રમુખ વિદુષી મિસેસ્ટબાઇ, સન્માનકારિણી સભાના પ્રમુખ મી. બી. જી. હોર્નીમેન ("બોમ્બે ક્રોનીકલ"ના ભૂતપૂર્વ અધિપતિ), જાણીતા સ્વરાજ્યવાદી મી. સૈયદહુસેન ("બોમ્બે ક્રોનીકલ"ના ગઇકાલના અધિપતિ), સ્વદેશ હિતાર્થે સ્વાત્મભોગ આપનાર મહાન નર ડૉ. સુબ્રહ્મણ્ય આયર, જાણીતા સાહસિક દાનવીર સ્વ. સર રતન તાતા, ઓલ ઇન્ડીઆ મોસ્લેમ લીગના પ્રમુખ ના. મહમુદાબાદના મહારાજા સાહેબ, સન્માનકારિણી સભાના પ્રમુખ સર ફાજલભાઇ કરીમભાઇ નાઇટ, જાણીતા સાહિત્ય રસિક યતિશ્રી હિમ્મત વિજયજી, જાણીતા કચ્છી બેંકર શ્રીયુત પદમસિંહ નરસિંહ શાહ, સંઘપતિ શેઠ કાનજી પેથાભાઇ તથા લખમશી નાગજી, આ માસિકના આશ્રયદાતા ઉપાધ્યાય શ્રી રવિચંદ્રજી મહારાજ, સ્વ. રાય બદ્રીદાસજી બહાદુરનું કલકત્તામાં આવેલ પારસનાથનું ભવ્ય જૈન મંદિર, જય સ્વરાજ્ય, વર્ષ આખરની ક્ષમાપના, ગુર્જર મૈયાનું આવ્હાન, ના. કચ્છના મહારાઓશ્રી તથા રોર, લીન વગેરેના ફોટો ચિત્રો આર્ટપેપર, ગ્લેઝ અને સુપર કેલેન્ડરના ઉંચા કાગળ પર આપેલા છે.

અમારો આવતો બીજા વર્ષનો બીજો અંક લગભગ એવાજ ફોટો, ચિત્રો અને જાણીતા લેખકોના લેખોથી ભરપૂર નવા વર્ષના શુભ પ્રસંગે બહાર પડશે. કોઇપણ વખતે ગ્રાહક થઇ શકાય છે.

સ્વદેશ હિતાર્થે સ્વાત્મ ભોગ આપનાર મહાન નર



ડૉ. સુબ્રમન્ય આયર

"મારા ઉપર દેશના કલ્યાણાર્થે જે જે વિપત્તિઓ પડે તે સર્વ સહન કરવા હું તૈયાર છું"  ૧૧ મી જુન, ૧૯૧૭




વર્ષ ૨ જું. ] સપ્ટેમ્બર, ૧૯૧૮. [ અંક ૧ લો.

"આજ આ નવા વર્ષને દિવસે આપણે આપણા ભારત વર્ષની ચિરઃ પુરાતન સામગ્રીથી આપણામાં નવીનતા પ્રાપ્ત કરીશું. સન્ધ્યા સમયે જ્યારે વિશ્રામનો ઘંટ વાગશે, ત્યારે પણ આ નવીનતા સુકી માળાની પેઠે જળ નહિ બને. એ સમયે આપણે આ અમ્લાન ગૌરવ-માલાને આપણા પુત્રોના કંઠમાં આશીર્વાદ પૂર્વક પહેરાવીને, તેને નિર્ભય ચિત્ત અને સરળ સબળ હૃદયથી વિજયના માર્ગમાં મોકલીશું! નક્કી માનજો કે–જય થશે–ભારત વર્ષનોજ જય થશે. જે ભારત પ્રાચીન છે, જે ઢંકાઈ ગયો છે, જે વિરાટ્ છે, જે ઉદાર છે, જે ચૂપ છે, તેજ ભારતનો જય થશે! અને આપણે જેઓ અંગ્રેજી બોલીએ છીએ, અવિશ્વાસ કરીએ છીએ, અસત્ય બોલીએ છીએ, બડાશ મારીએ છીએ, તેઓ પ્રતિ વર્ષે એ પ્રમાણે સમય સાગરમાં જેમ લહરીઓ ઉઠીને લીન થઈ જાય છે તેમ લીન થઈ જઇશું; પરન્તુ તેથી નિઃસ્તબ્ધ ભારત વર્ષને કશી હાનિ થશે નહિ."

"સ્વદેશ" ઉપરથી.

# બાળ લગ્ન.





શ્રીયુત સુશીલ

ભારતવાસીઓની શારીરિક સ્થિતિ વિષે તમે કદાપિ વિચાર કર્યો છે? આ દેશની તરુણીઓ બાલ્યાવસ્થામાંજ માતા બની બેસે છે, અને યૌવનાવસ્થા ભોગવ્યા પહેલાંજ વૃદ્ધા સમાન બની જાય છે, તેનું શું કારણ? યૌવનની સીમામાં હજી પગ મૂકે તે પહેલાંજ તેમનું રૂપ-લાવણ્ય જોતજોતામાં અદૃશ્ય થઇ જાય છે, તેનું શું કારણ? આ દેશની સ્ત્રીઓનો મોટો ભાગ બાલ્યાવસ્થામાંજ મરણને શરણ થાય છે, અને નાની ઉમરમાં પ્રસવની વેદના અનુભવી અકાળે મૃત્યુ પામે છે, તેનું શું કારણ હોવું જોઇએ, તેનો તમે કદી વિચાર કરી જોયો છે? ભાગ્ય યોગે કોઈ અલ્પ વયની બાળા સુવાવડમાંથી સહિસલામત બચી જાય છે તો પણ તે સબળ કે દીર્ઘાયુ થઇ શકતી નથી તેનું શું કારણ હશે? ભૂત કાળે જેવાં બળવાન અને કદાવર મનુષ્યો હતાં તેવાં બળવાન અને કદાવર મનુષ્યોનાં દર્શન વર્તમાન કાળે દુર્લભ થઈ પડ્યાં છે! તે મહા બળવાળા પિતાના પુત્રો પણ આજે નિર્બળ અને કાયર બની ગયા છે તેનું શું કારણ હશે? આટલો બધો ફેરફાર અકસ્માત્ કેવી રીતે થઇ ગયો? તમે કદાચ કહેશો કે મેલેરીઆ આદિ રોગોને લીધે. જે દેશમાં પૂર્વે મેલેરીઆનું નામ નિશાન પણ નહોતું તે દેશમાં એવા રોગો ઘર કરી બેઠા તેનું શું કારણ? વળી જે ગૃહમાં કદાપિ મેલેરીઆ પ્રવેશ પણ કરી શકતો નથી તે ગૃહની પ્રજા પણ દિવસે દિવસે નિર્બળ બનતી જાય છે તેનું શું કારણ! મને જો સંપૂર્ણ સત્ય ઉત્તર આપવાની રજા આપવામાં આવે તો હું સ્પષ્ટ શબ્દોમાં જણાવીશ કે, બાળ લગ્નાદિ કુરૂઢીઓ એજ માત્ર શારીરિક અવનતિનું એક મુખ્ય કારણ [illegible] બાળ લગ્નના પંજામાં સપડાયેલી સંતતિ સાહસ, હિંમત કે ત્યાગબળ દર્શાવી [illegible] નથી. જો તમને આ વાતમાં કાંઇ શંકા જેવું લાગતું હોય તો જેઓ શરીર [illegible]ના અભ્યાસ પાછળ સમસ્ત જીવન પૂરું કરે છે તે અભ્યાસીઓ પાસે જાઓ અને [illegible]ી સલાહ લ્યો. શારીરિક ઉન્નતિના અને અવનતિના વિષય ઉપર જેઓ રાત [illegible]સ ગંભીરતાથી વિચાર કર્યા કરે છે તેમની પાસે જાઓ અને તેમને પૂછો.

જેઓ લાડી, વાડી અને ગાડીની મોજમજામાં, સુંદર મકાનની ચાર દિવાલોની મધ્યમાંજ બેસી રહી આ ક્ષણિક જીવન પસાર કર્યે જાય છે, અને પોતાની સમાજમાં કે નાના નાના ગામડામાં કેવા હૃદય દ્રાવક બનાવો બને છે, તે જોવાની કે સાંભળવાની પરવા રાખતા [illegible]થી, તેઓ બાળલગ્નના ક્રૂર રીવાજ તરફ આંખ મીંચામણા કરે તેમાં કાંઇ નવાઇ જેવું [illegible]થી. જેઓને પરમાત્માએ નેત્રો અને હૃદય આપ્યાં છે, તેઓ ખુલ્લી રીતે કબુલ કરે છે કે ભારત વર્ષની અધોગતિનું મૂળ અને ખરું કારણ માત્ર બાળલગ્ન આદિ કુરીવાજોજ છે. પ્રભુ! અમને-ભારત વાસીઓને આવી ક્રૂર રૂઢીઓના બંધનોમાંથી મુક્ત થવા જેટલું સામર્થ્ય અર્પો.

અમારાં ગૃહરાજ્યો સુધર્યાં તો પછી સ્વરાજ્ય (Home Rule) અમારાથી દૂર નથી!

સુશીલ.




આ માસિકના ઉત્પાદકો કે જેમણે પોતાના જાતિભોગ અને ભગીરથ પ્રયત્નથી આ માસિકનું કાર્ય શરૂ કરી એક વર્ષ સુધી બરાબર ચલાવ્યું હતું, તેઓ અકસ્માત્ તા. ૨૯ મી જુલાઇને દિવસે આ માસિકનું તંત્રી પદ સ્વીકારવાનો મને આગ્રહ કર્યો. હું મારી અયોગ્યતા સમજતો હતો. એક નાની સરખી કોમનું માસિક ચલાવતાં કેટલી અણધાર્યી આફતોની સામે થવું પડે છે તે હું જાણતો હતો. આપણી કોમમાં અને આખી ગુજરાતી ભાષા જાણનાર આલમમાં સાહિત્ય રૂચી કેટલી પામર છે અને કેવળ કોમ ઉપર વિશ્વાસ રાખી માસિક ચલાવવાથી કેટલી નિરાશા સહન કરવી પડે છે તે મારા ધ્યાન બહાર ન હતું. આવાં અનેક કારણોને લઇ લગભગ બે કલાકના વાદવિવાદના અંતે પણ હું કશા નિશ્ચિત નિર્ણય ઉપર આવી શક્યો નહિ. છેવટે ઉત્પાદકોની દરખાસ્ત ઉપર પંદર દિવસ વિચાર કરવાની અને ત્યાર બાદ મારો નિશ્ચય જણાવવાની માગણી કરી. આ દરમીયાન મૂળ ઉત્પાદકોને માસિકથી દેખીતી રીતે અલગ થવાનાં શાં શાં કારણો હતાં તે જાણી લીધાં. તંત્રી તરીકે યોગ્ય એવા વિદ્વાન અને લાગવગવાળા ગૃહસ્થો પાસેથી તેમને જે નિરાશા મળી હતી તેની ટુંક હકીકત પણ મેં જાણી લીધી.

આ પંદર દિવસમાં મેં અનેક જાતના તર્ક-વિતર્ક-યોજનાઓ-ઘડભાંગો કરી જોઇ. તંત્રી તરીકેની જોખમદારી હાથમાં લીધા પછી મારે ચાલુ સખ્ત મોંઘવારીની સામે કેવી રીતે લડવું પડશે, વિદ્વાન લેખકો, વિચારકો અને કોમના આગેવાનો પાસેથી લખાણો મેળવવા કેટલા કાલાવાલા કરવા પડશે, સમાજ તથા દેશ હિતની સાચી અને સ્વતંત્ર વિગતો બહાર આવેથી સત્તાધિકારીઓ અને કછઆખોરો, રેલ્વેના લાલ સીગ્નલની માફક કેવા ડોળા ઘુરકાવશે, અનેક જાતની અનિવાર્ય મુશ્કેલીઓને લીધે રાહેજ વિલંબ થવાથી ગ્રાહકો કેટલા ચીડાઇ જશે, ઇત્યાદી ઇત્યાદી અનેક જાતના વિચારો એક પછી એક, સીનેમેટોગ્રાફની ફીલ્મની માફક મગજમાંથી પસાર થઇ ગયા. શું કરવું ? તંત્રી પદ સ્વીકારવું કે નહિ ? ઉપર જણાવેલી બીહામણી મુશ્કેલીઓની મધ્યમાં થઇને એક એવી ભાવના ડોકીયાં કરી રહી હતી કે જે ભાવનાના બળે ક્ષણવાર હું સચેત, સબળ અને ઉત્સાહી બન્યો. આ ભાવના તે કઇ ? સેવા ભાવના-કોઇ પ્રકારે દેશની, ધર્મની કોમની કે સમાજની મકિંચિત સેવા કરવાની ભાવના. આજથી ત્રણ વર્ષ ઉપરની એકાદ સ્વતંત્ર સાપ્તાહિક કે માસિક દ્વારા જ્ઞાતિ સેવા કરવાની ભુલાઇ ગએલી ભાવના પુનઃ તક મળતાં બળવાન થઇ અને ગમે તેવી મુશ્કેલીમાં પણ એક વાર તંત્રી તરીકેની જોખમદારી ગ્રહણ કરવાની લાલચ થઇ આવી, અને તેની સાથે માત્ર પોતાના શક્તિ બળે આત્માવલંબી થઇને માસિક ચલાવવાનું છે, એ વિચાર મારા મનચક્ષુ સમિપ આબેહૂબ તરી રહ્યો હતો.

# મારૂં સ્વપ્ન.

(લખનારઃ—શ્રીયુત ગુલાબચંદ મૂળચંદ બાવિસી.)

સાંજના આઠ વાગ્યાનો સમય થતાં હું મારા ઘર તરફ રવાના થયો. રસ્તામાં ચાલતાં ચાલતાં અનેક પ્રકારના તર્ક વિતર્કોથી હું રંગાતો ગયો. મારા કેટલાક વિચાર આ પ્રમાણે હતાઃ—કચ્છ તથા કાઠીઆવાડની પ્રજાકીય સ્થિતિ કેવી રીતે સુધરે? રાજકીય સ્થિતિને પ્રથમ સુધારવાથી કે પ્રજાના ગૌરવભર્યા પ્રયત્નથી! કચ્છ તથા કાઠીયાવાડમાં પ્રાંતીય પંચાયત સમાજ પૃથક પૃથક હોવાં જોઇએ કે કેમ? કચ્છ—કાઠીઆવાડની અનેક જ્ઞાતિઓમાં ચાલી રહેલ કુસંપ, કુરૂઢીઓ તથા ગરીબી દૂર કરવાને શું કરવું જોઇએ? આજ કાલના અર્ધદગ્ધ સુધારાવાળાઓ વિધવા લગ્ન ચહાય છે તે શું ઇષ્ટ છે કે? વગેરે આવા આવા અનેક વિચાર તરંગોમાં ગોથાં ખાતો હું ઘરે પહોંચ્યો. મારાં સહધર્માનુચારિણી પોતાનાં પિયર હતા, તેઓ મને વારંવાર દેશ (કચ્છ—કાઠીઆવાડ) ની પરિસ્થિતિનો ખ્યાલ આપતાં રહેતાં હતાં. આ વખતે હું એલ એલ. બી. નો અભ્યાસ કરતો હતો. પરીક્ષાને હજી પંદરેક દિવસની વાર હતી. ઘેર આવ્યા બાદ હું કાયદાની ચોપડીઓ લઇ વાંચવા બેઠો. રસ્તામાં આવેલ વિચાર તરંગોએ મને વાંચવા ન દીધો. છતાં બે કલાક વાંચીને, કંટાળીને પરીક્ષા આપવા જનારની કઢંગી અને કરૂણાજનક સ્થિતિ તરફ દયા લાવીને નિદ્રાવશ થયો.



મને એક સ્વપ્ન આવ્યું આ સ્વપ્નમાં લોકમાન્ય તિલક મહારાજ, સ્વાત્મ ભોગી ડૉ. સુબ્રમન્ય આયર, મહાત્મા ગાંધી, ઑન મી. ઝીણા, સર રવિંદ્રનાથ ટાગોર, પંડિત માલવીયા, શ્રીયુત જમનાદાસ, મીસીસ એની બિસેન્ટ વગેરે મહાન દેશભક્તોનું ટોળું દેખાયું. આ દેશભક્તોનાં આવી રીતે અચાનક દર્શન થએલાં જોઇ મને આશ્ચર્ય સાથે આનંદ થયો અને હું મારા આત્માને કૃત કૃત્ય માનવા લાગ્યો. આ દેશભક્તોમાંથી એક શ્રીયુત જમનાદાસ મને સંબોધી કહેવા લાગ્યા કેઃ—"બન્ધુ! જે ભારતવાસી પોતાના દેશની તદ્દન નિસ્વાર્થપણે સત્ય સેવા કરવા તૈયાર છે તેના પાછળ અમો—દેશ સેવકો ભોગ આપવાને સદા તૈયાર છીએ. સ્વદેશ સેવાનું વ્રત અંગીકાર કરનાર અમારો બન્ધુ છે અને અમો અમારા સગાભાઇ માટે જે લાગણી બતાવીએ છીએ તેવીજ બલકે તેથી પણ વિશેષ ઉત્તમ લાગણી સ્વદેશ સેવાનું વ્રત અંગીકાર કરનાર પ્રત્યે દર્શાવવા તૈયાર છીએ. અત્યારે આપણો



# જ્યોત્સ્નાનો પરિતાપ.

૧.

જ્યોત્સ્નાનું વદનકમલ સ્મિતથી આજે વધારે ઓજસ્મય જણાતું હતું. તેના ગૌર વદનના લાલી ભર્યા ગાલ, કુંકુંમ ટીલડીથી અધિકતર દીપતો કપોલ પ્રદેશ, ટુંકમાં જ્યોતિર્પુંજ સમા અને લજ્જામણીશા લજ્જાળુ મુખારવિંદેજ તેની ફૈબાને "જ્યોત્સ્ના" એવું તેનું અભિધાન દાખવાની પ્રેરણા કરી હશે. ગુમખાથી લચી પડતી દ્રાક્ષલતા સમી સ્તનભારથી લચકતી તેની દેહલતા, સિંહણની કટીસમોવડી તેની મનોજ્ઞ મેખલાન્વિત કેડ, શા સહુ કેવાં રમ્ય! એનાં અંગ પ્રત્યંગ કેવાં પ્રેક્ષણીય! આ સાથે તેની મુગ્ધતાને મનોજ્ઞતાનો મીઠો મેળ પ્રેક્ષકને એવો ભાસ કરાવતો કે જાણે આ મર્ત્ય માનુની નીનશ્વર કાયા નહીં પણ વિશ્વના સનાતન સૌન્દર્યની વિકસતી ને વિકસાવતી અનુપમ વેલડી કે શીલની સુંદર શ્રીલતા!

આવી અનુપમ અંગના અને તેમાંય વળી તેણે આજે પરિધાન કરેલ સુવર્ણ તારથી સજેલ આછી ગુલાબી સાડી, તેમાંથી કૈંક દેખાતો છતાં ભુજની અદ્વિતીય ભરતકળાનું ભાન કરાવતો તેનો ચણીઓ, અર્વાચીન ફેશનના ઉત્તમ નમુના રૂપ કાપડની છતાં પ્રાચીન ઢબની સીલાઇની હોઈ ભૂત અને વર્તમાન કળાનું અપૂર્વ સામ્યને યોગ સૂચવતી તેની કાંચળી, તાંબુલના રસનો ઘુંટડો ઉતારતાં તેનો રંગ પણ દેખાઇ જાય એવી તેની કપોતશી કંઠ કુંપળ, અને આવા કંઠ ઉપર આરૂઢ થવામાં અને સ્તનશૃંગ ઉપર સતત ઝૂલવામાં અહો ભાગ્ય માનતો મુક્તાહાર, શેવાળ સમન્વિત કમલદંડશા સુશોભન મૌક્તિકાન્વિત નીલમ જડીત કોચન કંકણ યુક્ત કરદંડ, સુવર્ણ નુપૂરથી સજ્જ તેના પાદપંકજ, આ સહુથી લજવાઇનેજ કર્યો હશે લક્ષ્મિજીએ ઉદધિમાં આવાસ.

દેવભૂમિમાં ગુજરાતના પનોતા પાટનગર રાજનગરના હ્રદયરૂપ ખાડીઆના લત્તાની મધ્યસ્થ અલકાનરેશ યક્ષેશ્વરના ઉત્તુંગ રમ્ય હર્મ્યસમા પ્રાસાદની પાર્શ્વસ્થ મૉટરમાં પેસી લાવણ્યલતાશી નિસ્સીમ સૌન્દર્ય ધારતી લલિત લલના આરૂઢ થઇ. સાથે તેના પતિ વિધુકાન્તે અગ્નિરથના (મૉટરના) અગ્રભાગમાં સારથીનું કાર્ય સારવા સ્થાન લીધું.

વિધુકાન્તની મૉટર "પોં પોં" કરતી ચાલતી થઇ. અત્યારે કાળી મૉટરમાં બેઠેલ જ્યોત્સ્ના શ્યામ અભ્રમાં જેમ વિજળી દીપે તેમ દીપી રહી હતી. તેણે કંઠમાં પહેરેલ કુસુમમાળા, અને કેશકલાપમાં ગુંથેલ સુમન વેણી તથા પાસે પડેલ પુષ્પગુચ્છની પરિમલે આખો રાજ્યમાર્ગ (રીચીરોડ) મ્હેકી રહ્યો હતો.

જ્યોત્સ્નાના શ્વસુરનું કુટુંબ શિષ્ટ હતું છતાં વિધુકાન્તનું વય માત્ર પચીસ વર્ષનુંજ હોઇ વડીલની મર્યાદાની બેડીમાંથી મુક્ત થઇ સુધારકોની પેરે હંમેશાં સાયંકાલે પત્ની સાથે

# મારૂં સ્વપ્ન.

(લખનારઃ—શ્રીયુત ગુલાબચંદ મૂળચંદ બાવિસી.)

સાંજના આઠ વાગ્યાનો સમય થતાં હું મારા ઘર તરફ રવાના થયો. રસ્તામાં ચાલતાં ચાલતાં અનેક પ્રકારના તર્ક વિતર્કોથી હું રંગાતો ગયો. મારા કેટલાક વિચાર આ પ્રમાણે હતાઃ—કચ્છ તથા કાઠીઆવાડની પ્રજાકીય સ્થિતિ કેવી રીતે સુધરે? રાજ્યકીય સ્થિતિને પ્રથમ સુધારવાથી કે પ્રજાના ગૌરવભર્યા પ્રયત્નથી! કચ્છ તથા કાઠીયાવાડમાં ગ્રામીય પંચાયત સમાજ પૃથક પૃથક હોવાં જોઇએ કે કેમ? કચ્છ—કાઠીઆવાડની અનેક જ્ઞાતિઓમાં ચાલી રહેલ કુસંપ, કુરૂઢીઓ તથા ગરીબી દૂર કરવાને શું કરવું જોઇએ? આજ કાલના અર્ધદગ્ધ સુધારાવાળાઓ વિધવા લગ્ન ચહાય છે તે શું ઇષ્ટ છે કે? વગેરે આવા આવા અનેક વિચાર તરંગોમાં ગોથાં ખાતો હું ઘરે પહોંચ્યો. મારાં સહધર્માનુચારિણી પોતાનાં પિયર હતાં, તેઓ મને વારંવાર દેશ (કચ્છ—કાઠીઆવાડ) ની પરિસ્થિતિનો ખ્યાલ આપતાં રહેતાં હતા. આ વખતે હું એલ એલ. બી. નો અભ્યાસ કરતો હતો. પરીક્ષાને હજી પંદરેક દિવસની વાર હતી. ઘેર આવ્યા બાદ હું કાયદાની ચોપડીઓ લઇ વાંચવા બેઠો. રસ્તામાં આવેલ વિચાર તરંગોએ મને વાંચવા ન દીધો. છતાં બે કલાક વાંચીને, કંટાળીને પરીક્ષા આપવા જનારની કઢંગી અને કરૂણાજનક સ્થિતિ તરફ દયા લાવીને નિદ્રાવશ થયો.



મને એક સ્વપ્ન આવ્યું આ સ્વપ્નમાં લોકમાન્ય તિલક મહારાજ, સ્વાત્મ ભોગી ડૉ. સુબ્રમન્ય આયર, મહાત્મા ગાંધી, ઑન મી. ઝીણા, સર રવિંદ્રનાથ ટાગોર, પંડિત માલવીયા, શ્રીયુત જમનાદાસ, મીસીસ એની બિસેન્ટ વગેરે મહાન દેશભક્તોનું ટોળું દેખાયું. આ દેશભક્તોનાં આવી રીતે અચાનક દર્શન થએલાં જોઇ મને આશ્ચર્ય સાથે આનંદ થયો અને હું મારા આત્માને કૃત કૃત્ય માનવા લાગ્યો. આ દેશભક્તોમાંથી એક શ્રીયુત જમનાદાસ મને સંબોધી કહેવા લાગ્યા કેઃ—"બન્ધુ! જે ભારતવાસી પોતાના દેશની તદન નિસ્વાર્થપણે સત્ય સેવા કરવા તૈયાર છે તેના પાછળ અમો—દેશ સેવકો ભોગ આપવાને સદા તૈયાર છીએ, સ્વદેશ સેવાનું વ્રત અંગીકાર કરનાર અમારો બન્ધુ છે અને અમો અમારા સગાભાઇ માટે જે લાગણી બતાવીએ છીએ તેવીજ બલકે તેથી પણ વિશેષ ઉત્તમ લાગણી સ્વદેશ સેવાનું વ્રત અંગીકાર કરનાર પ્રત્યે દર્શાવવા તૈયાર છીએ. અત્યારે આપણો

ત્યાં ધ્યાન ખેંચાયું, એટલામાં એક કરૂણ ચીસ સંભળાઈ. આ સાંભળી જ્યોત્સ્નાનું હૃદય કંપી ઉઠ્યું. વિધુકાન્તે પણ સાવધ થઇ મોટરની ગતિ રોકી દીધી ને ત્વરાથી નીચે ઉતર્યો. જ્યોત્સ્નાએ ડોક બ્હાર કાઢી જોયું તો એક નવ વર્ષની કુમળી કુસુમ કળી સમી બાળા લોહીલોહાણ થઇ ગયેલ તરફડતી દેખાઇ. બાળાએ ઉઠી ભાગવા પ્રયત્ન કર્યો પણ ઉભા થવાયું નહીં. બાળાનું વિશુદ્ધ વદન વિલોકી જ્યોત્સ્નાની આંખોમાંથી ટપટપ મૌક્તિકશાં ઉન્હાં અશ્રુઓ ખરી પડ્યાં. જ્યોત્સ્ના નીચે ઉતરી ત્હેને લેવા જાય છે તેવામાં તો પાસે ઉભેલ માણસોએ તેને ઉઠાડી ઉંચકી તો દેખાયું કે તેના જમણા હાથના હાડકાનો સુરેસુરો થઇ ગયો હતો, ને જમણા પગનાં ઢીંચણ ઉપરનું હાડકું તુટી ગયું હતું. વિધુકાન્તનાં પિતા, એક સરકાર સન્માનિત સદ્‌ગૃહસ્થ અને રાજનગરના એક અગ્રણીય ને લોકપ્રિય નાગરિક હોવાથી તેના પુત્રની મોટરને કોણ રોકે ? વિધુકાન્તે બાળાને હૉસ્પિટલમાં મોકલવાની ગોઠવણ કરી મૉટર ચાલતી કરી.

૨.

આ દુઃખદ પ્રસંગ–બનાવ પછી પૃથ્વી દેવીએ સૂર્ય સ્વામીની ત્રણ પ્રદક્ષિણાઓ પુરી કરી એટલામાં કાળે કોના કોના કોળીઆ કર્યા ને વિશ્વમાં શાં શાં પરિવર્તનો થયાં તેની ગણના–આલોચના સર્વથા અસંભવિતજ છે. પણ વિધુકાન્તના ભાગ્ય વિપ્લવના બળે તેના ગૃહરાજ્યના નેતા પૂજ્ય પિતાશ્રી વિલીન–વિદેહી–થયા. આથી ગૃહરાજ્યની ધુરાનું વહન વિધુકાન્ત અને જ્યોત્સ્નાને કરવું રહ્યું. કારણ–વિધુકાન્તના માતાએ માર્મિક વિકટ વ્યવહાર ને ઉપાધિઓથી નિરાળાં રહેવા નિશ્ચય કર્યો હતો, આ રીતે જ્યોત્સ્ના ઉપર ગૃહભાર આવી પડ્યો; સાથે આ અરસામાં એક પુત્રનો પ્રસવ થયો અને આથી જનની તરીકેની અનેક જવાબદારીઓ તેને શિરે થઇ. પણ જ્યોત્સ્ના આ સર્વને ભારરૂપ ન ગણતાં કર્તવ્ય ધર્મના–પુણ્યના પુંજ સમો લેખી હર્ષથી વહન કરતી. પોતાની પત્નિની આ પતિ સેવાજ નહીં, કે નહીં ફક્ત પુત્રનુંજ લાલન પાલન, પણ સાથે સાથે અપૂર્વ ગૃહસેવા–જનસેવા જોઇ વિધુકાન્તને જ્યોત્સ્ના પ્રતિ જે માન અને પૂજ્યભાવ હતો તે વધતો ચાલ્યો. તે વારંવાર જાણ્યે અજાણ્યે બોલી જતો કે " જ્યોત્સ્ના ! ત્હારા સમી કર્તવ્ય પરાયણ–Prompt at duty's call પત્નિઓ બહુજ વિરલ હશે. " તે અંતરના ઉંડામાં ઉંડા થડમાંથી એમ ઇચ્છતો કે આર્યાવર્તના આગામી ઉજ્વલ ભવિષ્યમાં ઘેર ઘેર આવી સન્નારીઓના સાર્થ વધે ! ટુંકમાં આ કુટુંબમાં સુખ, શાન્તિ અને સ્વાસ્થ્યનું સામ્રાજ્ય હતું. આવું સામ્રાજ્ય હોય તોજ પતિને આંગ્લકવિ મિલ્ટનની નિમ્નદત્ત પંક્તિઓનો યથાર્થ સાક્ષાત્કાર થાય.

The treasures of the deep are not so precious as are the concealed comforts of a man locked up in woman's love. I scent the air of blessings when I come but hear the house. What a delicious breath marriage sends forth. The violet bed not sweeter.

જતાં જવા તૈયાર થઇ. હવે તેને મોટર કે ગાડી જેવા શ્રીમન્તાઇના સાધનો પ્રતિ રાગ થયો હતો—અભાવ આવ્યો હતો, એટલે આજે પ્રેમાબાઇ હૉલ સુધી ચાલી જવાનો નિશ્ચય કર્યો.

આજે જ્યોત્સ્નાએ બહુજ સાદો પોષાક પરિધાન કર્યો હતો. તે શ્વેત પણ સ જરીયેલ કીનારવાળી સાડીથી અલંકૃત છતાં કવિ કુલમણિ- કાલિદાસની किमिवहि म धुराणां मण्डनं नाकृतिनाम् એ પંક્તિને સિદ્ધ કરતી હતી.

૫.

આજે પ્રેમાબાઇ હૉલનાં પગથીઆં પાસે ભીખારીઓની ભારે ઠઠ જામી હતી. તે જનસ્વભાવનું અચ્છું જ્ઞાન ધરાવે છે, તેથીજ તેમને લાગેલ કે પ્રદર્શનમાં આજે અ ભાગ્ય હૃદયની ઉદાર અને શ્રદ્ધાળુ સન્નારીઓ આવશે અને તેથી ત્યાં સારી પ્રાપ્તિ થ એમ માની ભિક્ષાળીનું સદાનું શરણ તજી ત્રણ દિવસ થયાં હૉલનાં પગથીઆં પાસે મળે ગોઠવાઇ જતા હતા. આજે પ્રદર્શનનો છેલ્લો દિવસ છે એ વાત પણ તેમનાં અજ્ઞાત રહી નહોતી, એટલે આજે તો શહેરના દરેક ભાગમાંથી જેઓને પહેલા દિવસમાં પ્રદર્શનના સમાચાર ન મળ્યા હોય તેવા પણ અહીંઆં ઉભરાઇ નીકળ્યાં હતાં અને આથી ઉપરના હૉલમાં પ્રદર્શન જોવાય તે પહેલાં અહીંઆં નીચેજ ભીખારીઓનું ભારે પ્રેક્ષણીય પ્રદર્શન ભરાયું હતું. આ ભીડમાંથી પસાર થવું બહુજ કઠીન હતું. પણ પસાર થઇને ઉપરના હૉલમાં ગયા પછી તે હૉલની પૂર્વાભિમુખી બારીઓમાંથી સઘળા ભીખારીઓની રકઝક, ગૃહસ્થોને સન્નારીઓનો કંટાળો ને સાથે સાથે અપંગ ને નિર્બળ ભીખારીઓનો આર્તનાદ આ સહુ કંઇક વિચિત્ર છતાં અપૂર્વ ને કરૂણાજનક દૃશ્ય હતું.

જ્યોત્સ્ના અને વિદ્યુત્કાન્ત ઉપરનું નિર્જીવ વસ્તુઓનું અને આ સજીવ છતાં નિર્જીવ-સમા નિસ્તેજ દીનજનોનું એમ બન્ને પ્રદર્શનો જોઇ પગથીઆં ઉતરી ઘેર જવા પાછાં વળતાં હતાં. (પ્રબળ ભિક્ષુકોની ભીડમાંથી મુક્ત થવાની અણીપર હતા.) એવામાં ભીડથી અળગા દૂર બેઠેલ કોઇ અપંગનો આર્ત પણ પરિચિત સ્વર શ્રવણગોચર થયો. "શેઠાણી-બાઇ સુખી રહો." એ પરિચિત શબ્દો પુનઃ કર્ણપથમાં પડયા. ભીડ સખત છતાં જ્યોત્સ્નાએ એ પરિચિત સ્વર ક્યાંથી આવે છે તે જોવા મ્હોં ફેરવ્યું તો એક બાર તેર વર્ષની અપંગ લંગડી બાળા નજરે પડી. જ્યોત્સ્નાનું ધ્યાન પોતાના પ્રતિ ખેંચાયું છે તો કંઇક મળશે એ આશાએ તે બાળા બગલમાં ઘોડી ભરાવી ઉભી થવા જતી હતી તેવામાં ઉભા ન થવાતાં પડી ગઇ, અને પડયા ઉપર પાટુ પેઠે પાસે બેઠેલ ભીખારીઓની હડહડતી ઇર્ષ્યા અને ક્રોધની ભોગ થઇ પડી.

જ્યોત્સ્નાએ બાળાનો સ્વર પ્રથમ સાંભળ્યો ત્યારેજ તેને એમ થયું હતું કે આ સ્વર મેં અગાઉ કોઇ વખત સાંભળ્યો છે. એમાં વળી નીચે પડતાં પડતાં એ બાળાનું દયામણું ને ભીરૂવદન પણ જ્યોત્સ્નાથી વિલોકાયું ત્યારે તો એને સચોટ એમ ખાત્રીજ થઇ ગઇ કે અવશ્ય આ બાળાને મેં અગાઉ ક્યાંઇ જોયેલ છે. ક્ષણભર વિચાર કરી જોતાં છેવટે કાળજાને ધ્રુજાવી મુકે તેવું એક ત્રણ વર્ષ પહેલાનું કરૂણાજનક દૃશ્ય તેનાં નયન આગળ ખડું થયું, અને

આ સાથે વીજળીના સ્પર્શથી થાય તેવો ઝણઝણાટ તેના ગાત્રતંતુમાં વ્યાપ્ત થતાંની સાથે તેને લાગી આવ્યું કે આ અપરાધ—આ આર્તની અવગણના—આ ઘોર પાપથીજ આવું પીડાય છે. આ પાપની પૂર્ણ માફી મળ્યેજ અમારા પુણ્યનો ઉદય થશે. આટલું બોલતાં બોલતાં સ્નેહઘેલી માતાની પેઠે જ્યોત્સ્નાએ તે અપંગ બાળાને ઉંચકી લીધી ને છાતી સરસી ચાંપી પુનઃ પુનઃ ચુમી પુછ્યું "બ્હેન ! તું હાથે પગે લુલી કેમ થઇ ?"

બાળા આ સહુ જોઇ ચકિતજ થઇ ગઇ હતી તો પણ ટુંકો જવાબ આપ્યો. "બાઇ સાહેબ ! પૈસાદારની મોટરનો પ્રતાપ." "બ્હેન ! કેટલાં વર્ષ થયાં ?" એ જ્યોત્સ્નાના મૃદુતા ભર્યા પ્રશ્નનો "ત્રણ વર્ષ થયાં, કુવારા પાસે" એ પ્રત્યુત્તર સાંભળતાં ત્હેનું હૃદય હાથ રહ્યું નહિ, ત્હેની આંખો આંસુથી ઉભરાઇ; તો પણ રૂદ્ધ કંઠે પુનઃ પુછ્યું "બ્હેન ! તો તું આવી અપંગ છતાં ઘર છોડી આવી ભીડમાં ભીખ માગવા કેમ આવે છે ?"

બાળા ગળગળી થઇ ગઇ. તેને તેની મૃત માતાનું સ્મરણ થઇ આવ્યું, તેને નિરાધાર સ્થિતિનો ખ્યાલ તાજો થયો. આથી મુંઝાઇ રોઇ પડી ને ડુસકાં ભરતાં કહ્યું, "ભીખ ન માગું તો શું કરૂં ? મારી અનાથ માતા મારા હાથપગના ઘા રૂઝાયા પહેલાંજ મારા કમનશીબે મરી ગઇ, અને ત્યારથી હું નિરાધાર ને એકલી છું. આ ભર્યા બ્રહ્માંડમાં મ્હારૂં કોઇ નથી."

વિધુકાન્તને પણ આ હકીકત સાંભળી બહુ લાગી આવ્યું, ને પોતાના અપરાધનું સ્મરણ થતાં જ્યોત્સ્ના ગદ્‌ગદ્ કંઠે કાંઇ આગળ બોલી શકે તે પ્હેલાં વિધુકાન્તે એ દીન બાળાને આશ્વાસતાં કહ્યું, "બ્હેન ! શાન્ત થા ! અમેજ ત્હારા શ્રીમંતાઇ અંધ અપરાધીઓ છીએ. બ્હેન ! અમને ક્ષમા કર ! અમે આજથી રંક, અપંગ અને અનાથોના દાસાનુદાસ થઇ રહીશું. અમે બન્ને જીવિતભર તારી સેવા કરી પાપથી તરવા મથશું ને ત્હારી આશીષ પામ્યેજ પુનિત થશું—ઉદ્ધરશું........."

વિધુકાન્ત આગળ કાંઇ બોલે તે પ્હેલાં જ્યોત્સ્નાએ તે બાળાને તેડી ચાલવા માંડ્યું ને જોતજોતામાં આ અપૂર્વ બનાવ જોઇ એકત્ર થયેલ જનસમુહની અજાયબી અને અચંબા વચ્ચે આ દંપતી દ્રષ્ટિથી અગોચર થયું.

શ્રીયુત વિજયશંકર ત્રિભુવન ત્રિવેદી.

# ગુર્જર મૈયાનું આહ્વાન.

( લખનારઃ—બાબુ ગીરધરલાલ કહાનજી. )

શરમ હજો તે ગુજરાતીને,
ભરાઇ રહે નિજ ઘરમાં;
ચાલી રહી જય સ્વરાજ ચળવળ,
ભારતના સ્થળ સ્થળમાં.

વ્યક્તિના કે સમષ્ટિના જીવનમાં એક વખત ધન્ય પળ આવે છે, આખા જીવનમાં એકજ વખત લક્ષ્મી ચાંદલો કરવા પગે ચાલીને આપણા ઘેર આવે છે, કોઇ વખતજ છેક ઘરના આંગણા આગળ ગંગાનો પવિત્ર સ્તોત્ર વહી આવે છે; છતાં પણ એવી ધન્ય પળને જે ઓળખતો નથી, કપાળ ધોવા જવાના વિચારમાં પડી જે લક્ષ્મી પાસે ચાંદલો કરાવતો નથી, પવિત્ર ગંગામાં સ્નાન કરી લેતો નથી તે હમેશને માટે અવનતિમાંજ સડી રહે છે. પછી ભલે તે એક વ્યક્તિ હો, સમાજ હો દેશ હો કે ખંડ હો.

એક અંધ પુરૂષ કિલ્લાની અંદરથી બહાર નીકળવા પ્રયત્ન કરતો હતો. કિલ્લો વિશાળ હતો અને ત્હેને માત્ર એકજ દ્વાર હતું. બિચારો અંધજન દિવાલ સાથે હસ્ત સ્પર્શ કરતો કરતો સિંહદ્વારની શોધમાં પરિક્રમણ કરતો હતો, પરંતુ કમનશિબે દ્વારનજીક આવી પહોંચે એ અરસામાં ત્હેને શરીરે ચળ આવતી એટલે હજી દરવાજો દૂર હશે એમ ધારી દિવાલ આગળનો હાથ ઉઠાવી શરીર ખણતો અને ચાલ્યા કરતો એટલે જે દ્વારને માટે તે શ્રમ સેવી રહ્યો હતો તે દ્વાર ચાલ્યું જતું અને પુનઃ પુનઃ ત્હેને દરવાજાની શોધમાં અથડાવું પડતું.

પરરાજ્યોના હલ્લા શરૂ થયા અને આપણામાં—પરસ્પરમાં કુસંપ થયો ત્યારથી આપણી ગતિ એ કિલ્લામાંના અંધ પુરુષ જેવી થઈ પડી છે, આપણે આપણી સ્વતંત્રતાનું દ્વાર શોધવા શ્રમ કરી રહ્યા છીએ. પરંતુ યોગ્ય સમયેજ આપણે દુર્ગન્ત દિવાલ આગળથી હાથ લઇ લઇએ છીએ, અને આપણને ચેતવવા કોઇ હાજર હોતું નથી એટલે હમણાં મુક્તિનું દ્વાર હાથ લાગશે એ આશામાં ને આશામાં આપણે અથડાયાં કરીએ છીએ. મધ્યકાલિન યુગમાં તો આપણે આપણી આધિ—વ્યાધિ અને ઉપાધિમાં એવા ફસી પડયા હતા કે દ્વારને શોધવાનો આપણને અવકાશજ નહોતો. પરંતુ પ્રભુ કૃપાએ દોઢસો વર્ષ ઉપર આપણે એક એવી પ્રજાની સાથે જોડાયા છીએ કે મુક્તિનું દ્વાર શોધવાનો હવે આપણને અવકાશ પ્રાપ્ત થયો છે.

એ પ્રજા તે બ્રિટીશ પ્રજા છે. બ્રિટન યૂરોપના અન્ય દેશોના પહેલા બળવાખોર ગણાતા પણ હવે દેશોદ્ધારક ગણાતા પુરૂષોનું મંદિર ગણાય છે. બ્રિટન ગુણીજનોના

ગુણની કદર કરી શકનાર છે. જ્હોન ઓફ આર્ક નામની ફ્રાન્સની બહાદુર પરંતુ યુવાન બાળાને પિશાચિની કહીને બાળી મૂક્યા છતાં એજ બ્રિટન અત્યારે ત્હેને માન આપે છે.

હિન્દ જનો પોતાની સ્વતંત્રતા બ્રિટીશો પાસે પાછી માગવા તત્પર થાય તે દિવસને બ્રિટીશ ઇતિહાસમાં સુવર્ણદિન ગણનારા બ્રિટીશો ત્યાં પાક્યા છે. તેથીજ બ્રિટીશોએ હિન્દના ટ્રસ્ટી તરીકે અત્યાર સુધી કાર્ય કર્યું છે. હિન્દ જનોને પોતાનો હક્ક માગવાને યોગ્ય બનાવવાનો કેટલાક ભલા બ્રિટીશરોએ પ્રયાસ આદર્યો હતો, અને પ્રાતઃસ્મરણીય દેવી વિક્ટોરીઆએ પોતાના છત્ર નીચેની ગોરી પ્રજાઓની સાથે હિન્દની ઘઉંવર્ણી પ્રજાને સમ્પૂર્ણ સમભાવથી રાખવાની ઘોષણા કરી હતી. જો કે એ બધું બોલે બોલ પાળવામાં આવ્યું નથી છતાં પણ જેટલું પળાયું છે તેથીજ આપણે આપણી મુક્તિનું દ્વાર શોધવા તત્પર થઇ શક્યા છીએ.

પરદેશી હલ્લાઓથી હિન્દ જેટલું નહોતું કંટાળ્યું તેટલું માંહોમાંહેના વિખવાદથી કંટાળ્યું હતું ( અને એજ એની અધોગતિનું મૂળ કારણ પણ છે ) એ વાત હિન્દમાં વ્યાપારાર્થે આવેલા રાજદ્વારી બુદ્ધિવાળા, ખાઇ ખૂંદીયા અંગ્રેજ વ્યાપારીઓ પામી ગયા હતા, તેથીજ ગોળની ગોળી હિન્દને ગળે ઉતારવાની પદ્ધતિથી ત્હેમણે કામ લેવા માંડયું હતું, એજ કારણને લીધે હિન્દમાં અંગ્રેજો કરતાંએ પહેલી વ્યાપાર કરવા આવેલી અન્ય યુરોપી પ્રજાઓ કરતાં એ પ્રજા ફાવી ગઈ હતી અને ગઇ છે. અંગ્રેજો આ દેશમાં ગણ્યા ગાંઠયા આવ્યા હતા, અને વ્યાપાર કરવા માટેજ આવ્યા હતા એટલે હિન્દ જનો સાથે-૩૩ કોટિ જનસંખ્યાવાળા હિન્દ સાથે બાથંબાથા કરવાથી ત્હેનું કંઇ વળે તેમ નહોતું એ વાત તેઓ સ્હમજ્યા હતા અને હજી પણ સારી રીતે સ્હમજી રહે છે, અને બીજી દિશાએ હિન્દને શતકો સુધીના પરિશ્રમનો એટલો બધો થાક ચડયો હતો કે, એ થાક ઉતરે એટલી ઘડીની વિશ્રાન્તિ લેતાં સુધી ત્હેને કોઇ ચોકીદારની જરૂર હતી. અંગ્રેજોને પણ એ જોઇતું હતું અને હિન્દ એમ કરવા ખુશી હતો. તેથીજ આરંભમાં થોડા સમય સુધી તો વ્યાપારી ટોળીએ એ રીતે કાર્ય પણ કર્યું હતું. પરંતુ તે પછી ટ્રસ્ટીઓની દાનત બગડી, હિન્દના વ્યાપારને ભોગે પોતાનો વ્યાપાર, સામર્થ્ય અને સમ્પત્તિ ત્હેઓ વધારે છે, થોડી થોડી કરીને ઘણી જમીનના ત્હેઓ માલિક થઇ બેઠા છે અને હજી પણ થતા જાય છે એ હિન્દને સમજાયું, છતાં પણ સિંહ સમોવડ પોતાના સામર્થ્ય ઉપર મુસ્તાક હિન્દ સિંહ જેવા પ્રમાદમાં પડયું રહ્યું; તો પણ જ્યારે અંગ્રેજ વ્યાપારીઓ હદ ઓળંગી જાય છે એવો પ્રજાના અમુક ભાગને લાગ ગયો ત્હારે ૧૮૫૭ ની ખટપટ ઉભી થઇ.

હિન્દમાંનું વ્યાપારી ટોળું હિન્દમાં કેવું વર્તન ચલાવે છે ત્હેની તે સમયે પાર્લામેન્ટની દાદીની પાસે પ્રતિ વર્ષે તપાસ ચાલતી અને ત્હેનાજ શુભ ફળરૂપે "રાણી સંવત ઓગણી પંદરામાં, વળી બેસને વર્ષ સારા સમામાં, જ્હાં ગુર્જરી રાજધાની બિરાજે, રૂડું રાણીજીનું થયું રાજ આજે !" એવું ગાવાનો રસ, દલપતરામભાઇને પ્રસંગ પ્રાપ્ત થયો.

બ્રિટીશ પ્રજાએ તે વખતે આપણા સાચા ટ્રસ્ટી તરીકે રહેવાની ફરીથી કબુલાત

આપી, એટલે વળી પોતાનો ભ્રમ હજી પૂરેપૂરો નહિ ઉતરેલો હોવાથી હિન્દી પ્રજા પોઢી ગઇ. પરંતુ આ વખતે તો અંગે ત્હમારી ચોકી પણ કરીશું એવું વધારાનું વચન આપી, ત્હેમનાં હથિયાર ઉતરાવી રાજભંડારમાં ગોઠવવામાં અથવા સુદૂરના સંગ્રહસ્થાન (બ્રિટીશ મ્યુઝીયમ) માટે રવાના કરવામાં આવ્યા. જે હિન્દી પ્રજા સંપૂર્ણ વસ્ત્રો અને અસ્ત્રશસ્ત્રોથી સજ્જીત થઈને સુવા શતકોથી ટેવાયલી હતી, તે નિરાંતે એકલા પહેરણ વગરણીએ સુતી. ખાટલા નીચે લાકડી, કુતરું હાંકવા માટે-રાખવાની પણ થાકના ઘેનમાં ઘેરાયલી પ્રજાને શુદ્ધ ન રહી.

પ્રજા–હિન્દી પ્રજા–જે વખતે વિશ્રાન્તિ લેતી પડી હતી તે વખતે પણ આપણા બ્રિટીશ ટ્રસ્ટીઓ જાગતા હતા અને પોતાના તથા પ્રજાના હિતને માટે રેલ્વે, તાર આદિની વ્યવસ્થા કરતા હતા. સોના રૂપાની અને હીરાનીજ નહિ પણ પથ્થર અને કોલસાની ખાણો ખોદતા હતા. અને "અમે ત્હમારા માટે બધું કરીએ છીએ ત્હમે નાહકની તસ્દી શા માટે લો છો વિશ્રાન્તી લ્યો !" એમ આશ્વાસન આપે જતા હતા. પરંતુ એ પરદેશી પ્રજા હોવાથી તથા પરધર્મી હોવાથી ત્હેમની ભાષા, રીતરિવાજ અને વિચારો જૂદા હતા, એટલે ફેવળ ધર્મગુરૂઓ–પાદરીઓ–શિવાય બીજાઓ પોતાના કાર્યમાં મશગુલ રહેતા, અને પોતાને માટે કલાર્કો તૈયાર કરવાનું તથા હિન્દના ધર્મનું ઉપલકીયા અવલોકન કરવાનું કામ ત્હેમને સોંપી ર્‌હેતું મહેનતાણું પોતાની કમાણીમાંથી આપતા. ત્યારથી અંગ્રેજી કેળવણીનો પાયો રચાયો, અધુરા જ્ઞાનવાળા પાદરીઓની હિન્દના ધર્મો ઉપર ટીકાઓ શરૂ થઇ અને હિન્દના પવિત્ર ધર્મોથી અજ્ઞાત્ પછાત વર્ગના લોકોમાં 'બેપ્ટીઝમ'–ખ્રિસ્તી ધર્મની દિક્ષા–લેવાની ચળવળ આરંભાઈ.

પ્રજાનો મ્હોટો ભાગ હજી ઘોરતો પડયો હતો, પરંતુ કેટલાક જાગી ગયા; ત્હેમણે જોયું તો ટ્રસ્ટીઓએ હિન્દ માટે સુઘટિત વ્યવસ્થા કરેલી જણાઇ; પરંતુ હિણભાગ્ય હિન્દનું કે એ સઘળી વ્યવસ્થા એને ભોગે થતી હતી.

ઢાકાના જગપ્રસિદ્ધ મલમલનો લોપ થઇ ગયો હતો, ગુજરાતમાં ધમધોકાર ચાલતી હાથની શાળો અટકી પડી હતી, દેશમાં દરિયાવહું કરવાનાં સાધન અને સામગ્રી બંધ પડી જતી હતી, તાજમહાલ બાંધનાર દેશમાં કારીગરો માટે બધાં હથિયારો પરદેશથી આવતાં હતાં, મીઠા જેવી સામ ચમ મળતી વસ્તુઓ ઉપર અંકુશ મૂકાયા હતાં, હિંદમાં એક ન્હાનામાં ન્હાની સોય બનાવવાનું પણ સામર્થ્ય રહ્યું નહોતું. અફીણ, મંજીઠ અને કપાસ એ હિન્દની કમાણીની મુખ્ય વસ્તુઓ ગણાતી તેમાં પહેલી ઉપર અંકુશ મૂકાયો, બીજીને પરદેશી રંગે દબાવી દીધી અને ત્રીજી લેન્કેશાયરના મીલ માલેકોના મારેજ રવાના

થવા લાગી. દેશમાં પ્રત્યેક ખાતામાં મોટી મોટી નોકરીઓ પરદેશીઓથી પૂરાવા લાગી અને કોઇ પણ ધનાઢય દેશમાં ન અપાતા હોય તેટલા પગારો તેમને અપાવા લાગ્યા. હિન્દ જનો માટે-એવી નોકરીઓ તદ્દન બંધ રાખવામાં આવી છે.

આવી ગંભીર સ્થિતિ જોઈ લોકનાયકોએ કોન્ગ્રેસ સ્થાપી પરંતુ ૩૨ વર્ષની સતત ... હિન્દની સ્થિતિ સુધારવાને માટે બધી દિશામાં નવે નવ બમતી જાય છે.

બ્રિટીશ મહારાજ્યના છત્ર નીચેના સ્વતંત્ર સંસ્થાનો જેઓ હિંદીઓની મજુરીને લીધેજ આબાદ થયાં છે ત્યાં હિન્દીઓને પ્રવેશવાનો હક્ક નથી અને દીવસ ઉગે તેમને નવી નવી આફતો ભોગવવી પડે છે. હાલની વિકાળ યાદવીમાં દુશ્મનોથી દક્ષિણ આફ્રિકાનું રક્ષણ કરવાંમાં હિન્દે પોતાના લાખ્ખો સુકુમાર બાળકો અને અનર્ગળ દ્રવ્યનો ભોગ આપ્યો છે તે વખતેજ એ વિભાગમાં હિન્દી જનોને ટ્રામમાંથી હડસેલી તેમનાં પ્રુત કરવામાં આવે છે, તેજ લડાઇ ચાલૂ હોવા છતાં અને હજી હિન્દપુત્રો ત્યાં પોતાનાં રક્ત અવિરત ધારાએ વહાવતાં હોવા છતાં હિન્દી સરકારની રજા-ચિઠ્ઠી મેળવીને ગયેલા બેરિસ્ટરોને પ્રવેશવા દેવામાં આવતા નથી અને હિન્દી સરકાર પોતાનું એ અપમાન મુંગે મ્હોડે સહન કરી લે છે, બ્રિટનને સામ્પ્રત યાદવીમાં લડવા અસંખ્ય માણસો જોઇએ છે. ઇંગ્લાંડમાં ૫૧ વર્ષની વયના પુરૂષો અને સ્ત્રીઓને લશ્કરમાં ખેંચવાના પ્રયત્નો થાય છે તેવે વખતે ઇંગ્લાંડની યુનિવર્સિટીઓમાં શિખતા અને હિંદમાંના શિક્ષિત વર્ગને ત્વચાભેદને લીધે ઉચ્ચ હોદાઓ આપવા હજી સરકાર તૈયાર નથી ઘણી લડતના ભોગે પ્રતી વર્ષ દીવસે સરકારના પસંદ કરેલા ૧૦ જનોને લશ્કરી હોદાઓ આપવાની શાળામાં શિક્ષણ લેવા મોકલવાનો કાયદો થયો છે. જપાનને સૈબિરીઆમાં મોકલવા મનાવવા છતાં માનતું નથી* અને હિન્દની ઇચ્છા છતાં ત્હેને કોઇ લશ્કરમાં દાખલ કરતું નથી. સનદી નોકરીની હિન્દ અને ઇંગ્લાંડમાં સાથે પરીક્ષા લેવાની હિન્દની રોઠકુડી વર્ષની માગણીનો હજી સુધી સ્વીકાર થયો નથી અને એકજ જાતની કસોટીઓમાંથી પસાર થયેલા હિન્દીને કલેક્ટર થવાનો હક્ક મળે છે તો અંગ્રેજને ઠેઠ લેફ-ગવર્નર થવાનો પણ પ્રસંગ પ્રાપ્ત થાય છે અને તે સિવાય પગારમાં તો પહેલેથીજ તફાવત હોય છે.

શ્રીયુત જદુનાથ સરકાર સમાન હિન્દીને કેળવણી ખાતાની પ્રાંતિક નોકરીમાં સાતસોના છેવટના પગારમાં પડી રહેવું પડે છે; ત્યારે વિલાયતથી તાજો આવેલો માણસ અંગ્રેજ અધ્યાપક 'શાહી નોકરી'માં જોડાઇ પાંચસો રૂપીયા શરૂઆતથી કમાય છે. હિન્દીજનો સરકારી નોકરી કરતા હોય એટલે ત્હેમનાથી વગર રજાએ કોન્ગ્રેસમાં પ્રેક્ષક તરીકે પણ હાજર રહેવાતું નથી, જ્યારે સંયુક્ત પ્રાંતનો લેફ્ટેનન્ટ ગવર્નર મેસ્ટન અને પોલિસખાતાનો વડો મોરિસ, 'ગોળ મેજ' (Round table) વાળા કર્ટીસની હિન્દને અધમ દશામાં ઉતારી પાડવાની રાજખટપટમાં વગર રજાએ જાહેર રીતે ભાગ લે છે, અને સરકાર ત્હેમની નોકરીનાં વર્ષ વધારી આપે છે. સ્વતંત્ર પ્રજાના પરદેશીને પણ હથિયાર પકડવાની છુટ મળે છે, ત્યારે હિન્દનો વતની મ્હોટા છરા લઇને પણ ઘરનાં નેવાંની બ્હાર નીકળી શકતો નથી. યુદ્ધ દરમ્યાન દરેક દેશોમાં નવા નવા હુન્નર ઉદ્યોગોની વૃદ્ધિ થઇ છે. ત્યારે હિંદમાં તે સારૂં તપાસ કરવા નિમાયલા કમિશનનો અહેવાલ પણ પ્રગટ થયો નથી. હિન્દ પરદેશોના ખેડૂત તરીકે કેવળ કાચો માલ પકવે છે, અને એવાજ માલમાંથી તૈયાર થઇને આવતા માલની પાંચ, સાત, પચીસ કે પચાસ ગણી વધારે કિમ્મત આપે છે. હિન્દી વ્યાપાર ઉદ્યોગને રાજ્યાશ્રય મળતો નથી, પરંતુ લેન્કેશાયરનો વ્યાપાર રક્ષેને

* થોડા સમય પૂર્વે કેટલીક જપાનીઝ સેનામાત્ર શાન્તિ રક્ષપાર ત્યાં સુધી રહેવાની શરતે સૈબિરીઆમાં ગઇ છે.

આવી પહોંચ્યો છે કે દેશનાં તમામ ઉમ્મર લાયક સ્ત્રી-પુરૂષોએ હોમરૂલલીગમાં ભળવું, અને કાયદેસર ચળવળ કરી બ્રિટીશ છત્ર નીચે સ્વરાજ્ય મેળવવાના કાર્યમાં ભાગી થવું.

હિન્દમાતાની તમામ પુત્રીઓએ આ સરત પાળવા હિન્દમૈયાને વચન આપ્યું છે તેથી પોતાનો યોગ્ય ભાગ ભજવવા ગુર્જરમૈયા ગુર્જર પુત્રોને દુંદુભિનાદથી પોકાર કરીને હોમરૂલ લીગમાં ભળવાનું આમંત્રણ આપે છે.

શ્રીકૃષ્ણે બાણાવળી અર્જુનને કહ્યું છે તેમઃ—

इतो वा माप्स्यसि स्वर्गं
जित्वा वा मोक्षसि महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय
युद्धाय कृत निश्चयः ॥ અ० ૨ શ્લો० ૩૭.

(હણાયો તો સ્વર્ગમાં જઈશ, ને જય પામ્યો તો મહીને ભોગવીશ તેથી કૌંતેય! યુદ્ધ કરવાનો નિશ્ચય કરી ઉઠ.) તેવી રીતે હિન્દ મૈયાના આવ્હાનને પૂર્ણ કરવા ગુર્જર મૈયા પોતાના પુત્રોને 'સ્વરાજ્ય સંઘ' માં ભળવા નિમંત્રે છે. અને તેજ વખતે દાક્તરીનનાં મહાન વંશને દુઃખ મુક્ત કરવા કણુબીવખનો રાજા લાર્જપોર્સેના રોમ ઉપર ચઢાઇ કરવા નીકળ્યો. તે વખતે પદ્રકસન લોકોને રાજાએ રણુશીંગાંદારાં કહાવ્યું હતું તેમ ગુર્જરમૈયા પ્રસ્તુત માસિક દ્વારા ગુર્જરાણીઓને કહાવે છે કેઃ—

ઉઠો જાગો પુત્રો મ્હારા,
ઉંઘ હવે તમ ત્યાગોઃ
મિથ્યા પ્રમાદ ત્યજી ત્હમારો,
સ્વરાજના હક્ક માગો.

ઘણું ઘોર્યા ઘણું ઉંઘ્યા પુત્રો,
વખત ગુમાવ્યો ઝાઝોઃ
સ્વરાજ્ય આંદોલન ચલવવા,
ઉત્સાહિત થઇ વાધો.

અને આટલું છતાંએ તમને ઉત્સાહ ન ચડે તો કહે છેઃ—

શરમ હજો તે ગુજરાતીને,
ભરાઇ રહે નિજ ઘરમાં;
ચાલી રહી જ્યાં સ્વરાજ ચળવળ,
ભારતના સ્થળે સ્થળમાં.

## ગુર્જર મૈયાનું આવ્હાન.



ઊઠો જાગો પુત્રો મારા, ઊંઘ હવે તમે ત્યાગો;
મિથ્યા પ્રમાદ તજી તમારો, સ્વરાજ્ય ના હક્ક માગો.

 [ચિત્રકારઃ મી. રાવલ

# ના. મહારાવ શ્રી ખેંગારજી અને કચ્છ રાજ્ય.

( લખનારઃ–શ્રીયુત મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી. )

કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાતના કુશળ રાજ્ય કર્તાઓમાં અગ્રગણ્ય ગણાતા કચ્છ–નરેશ મહારાવ શ્રી ખેંગારજી સવાઇ બહાદુરના નામથી કોઇપણ અજાણ્યું નહિ હોય. તેમનું ચારિત્ર્ય અનુકરણીય હોવાથી તથા તેમના રાજ્યનો ઇતિહાસ જાણવા જોગ હોવાથી અત્રે સંક્ષિપ્તમાં તે સંબંધી કંઇક લખવું ઉચિત થઇ પડશે.

સર ખેંગારજીનો જન્મ સને ૧૮૬૬ માં થએલ છે. તેમના પિતા મર્હુમ મહારાઓ* શ્રી સર પ્રાગમલજી બહાદુર, જી. સી. એસ. આઇ, એક બાહોશ, સ્વભાવે બહાદુર તથા ગરીબ નિવાજ વીર નૃપ હતા. જેઓના યશોગાન આજ પણ સર્વત્ર ગવાય છે. સર પ્રાગમલજીને બે કુમાર હતા. જેમને તે વખતે કુમાર 'બાપુભા' તથા કુમાર 'કલુભા' ના અભિધાનથી સંબોધવામાં આવતા હતા. આ બન્ને કુમારશ્રીઓને પ્રાથમિક કેળવણી અપાઇ રહ્યા બાદ અંગ્રેજી કેળવણી આપવા કોઇ સારા શિક્ષકની માગણી સર પ્રાગમલજીએ સરકારને કરી. આ વખતે રાજકોટમાં રાજકુમાર–કોલેજ નવી સ્થાપાએલી હોવાથી રાજકોટના ઠાકોર સાહેબના ટ્યુટર અને ગાર્ડીઅન તરીકે મર્હુમ રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, જે. પી. હતા. કેળવણી આપવામાં રા. સા. દલપતરામે નામના મેળવેલ હોવાથી તેમના ઉપર ધી ઓન. સર જે. બી. પીલનું લક્ષ ખેંચાયું. અને તેથી તેઓએ (સર પ્રાગમલજીએ) રા. સા. દલપતરામની રાજગુરુ તરીકે નિમણુંક કરી. સંવત ૧૯૨૯ ના અશ્વિન શુદ ૧ તા. ૨૨–૯–૭૩ ના દિવસથી શિક્ષણ આપવાનું શરૂ કર્યું. આ વખતે પોલીટીકલ એજન્ટ–કર્નલ લો. સાહેબ હતા. સને ૧૮૭૬ ની જાન્યુઆરીની ૧ લી તારીખે કાનના દર્દથી પીડાઇ સર પ્રાગમલજીએ ૪૫ વર્ષની ભર યુવાનીમાં આ ફાની દુનીયાનો ત્યાગ કર્યો. આ વખતે કુમારશ્રી બાપુભા સાહેબ બાલ્યાવસ્થામાં હતા અને રા. સા. દલપતરામની ઉત્તમ શિક્ષણ પદ્ધતિ અને પરિશ્રમના અંગે એવીતો ઉત્તમ કેળવણી સંપાદન કરી કે તે વખતના સર્વે મોટા મોટા યુરોપીઅન ઓફિસરોએ રાવશ્રી ખેંગારજીની અંગ્રેજી ભાષા બોલવાની તેમજ છટાદાર વક્તૃત્વ શક્તિ તથા ઉમદા જ્ઞાનને માટે ચકિત થઇ એકી અવાજે પ્રસંશા કરી છે અને તેમને ધન્યવાદ આપ્યો છે. આજે ભારતવર્ષના તમામ દેશી રાજ્યોમાં સૌથી વધારે કેળવાએલા અને આગળ વધેલા પ્રવીણ રાજાઓમાં તેઓશ્રીની પ્રતિભા વિશેષ દેદીપ્યમાન છે.

પોતાના પૂજ્ય પિતાશ્રી મોટા બાવા સર પ્રાગમલજી બહાદુર ગત થયા તે વખતે સર ખેંગારજી કિશોર વયના હોવાથી રાજ્ય કારભાર એજન્સી કાઉન્સીલ સંભાળતી હતી. એ કાઉન્સીલમાં પ્રમુખ તરીકે પોલીટીકલ એજન્ટ મેજર રીવ્ઝ હતા, ઉપરાંત દિવાન બહાદુર મણિભાઇ જશભાઇ, રાણા શ્રી જાલમસીંહજી તથા શેઠ જીવણદાસ એમજી સભાસદ હતા.

---

* કચ્છ નરેશોને 'મહારાઓ' ખિતાબ બ્રિટીશ મહારાણીએ મહારાવશ્રી પ્રાગમલજીને ... વંશ પરંપરાથી

મહારાણી વિક્ટોરીઆએ મહારાવશ્રીને કૈસરેહિન્દના વાવટાનું જે માન આપ્યું હતું તે વાવટો એનાયત કરવા મુંબઇના ના. ગવર્નર ઓન. સર રીચર્ડ, કે.સી. એસ. આઇ. તા. ૩૦-૧૧-૭૭ ને દિને કચ્છ પધાર્યા અને સવારના પહોરમાં સ્વારી કાઢીને મ્હોલાતમાં લઇ જવામાં આવ્યા હતા. કે જેમાં ભવ્ય દરબાર ભરવામાં આવ્યો હતો. આ વખતે મહારાવશ્રી ખેંગારજીએ કિશોર વય છતાં ના. ગવર્નર સાહેબને આપવાનું અંગ્રેજી માનપત્ર છટાદાર વાંચન શૈલીએ વાંચી સંભળાવ્યું હતું, જેનો ટુંક સાર નીચે પ્રમાણે છે.

" નામદાર સાહેબ,

પ્રાચીન કીર્તિ તથા દંત કથાથી પ્રખ્યાત થએલા આ દેશમાં આપ નામદાર સાહેબનો આદરસત્કાર કરવાનું મને ઘણો આનંદ થાય છે.

જો એક તરફ સૃષ્ટિસૌન્દર્યના રમણિક દેખાવોની આ દેશમાં થોડી છત સર્જેલી છે, તો બીજી તરફ આ દેશ તેના લક્ષણો વિષે વિચિત્ર છે, અને આપ નામદાર સાહેબનું મન, જ્ઞાન અને અનુભવથી ભરપુર છે, તે જોતાં આ દેશ આપ નામદાર સાહેબને મનોરંજક થયા વગર રહેશે નહિ.

જે વખતે જુદા જુદા સુધારાના કામોનો આ દેશમાં અંગ્રેજ સરકારની છાયા અને માયાળુ દેખરેખ નીચે આરંભ થયો છે, તે તક ઉપર આપ નામદાર સાહેબનું આ રાજ્યમાં પધારવું થયું છે, તેથી મને વિશેષ હર્ષ થાય છે.

મારી હજુ બાલ્યાવસ્થા છે, તે કારણથી આ મુલકના રાજ્ય કારભારની બાબતમાં કાંઇ પણ વિચાર આપવાનું મારાથી બની શકે તેમ નથી, પરંતુ જેઓની સંભાળ નીચે હાલ આ દેશ છે તેઓના તરફથી બેશક આ દેશને ઘણી ઉમેદ અને આશા રાખવા જેવું છે, અને જ્યારે હું ઉમર લાયક થઇશ અને જે કાંઇ ઠહરાવો અને ગુંચવણો હાલ ચાલે છે, તે બંધ પડી રાજ્ય કારભાર મારા સ્વાધીન પણામાં આવશે, ત્યારે મને ખાત્રી છે કે, હું આ પ્રસંગને આપ નામદાર તરફ માન તથા આભાર સાથે યાદ કરીશ.

આપ નામદાર સાહેબે બંગાળા-ઇલાકામાં જે ઘણાં લોકહિત કામ કરેલાં છે, અને જે વિષે ત્યાંની અથાગ વસ્તી તરફથી યથાયોગ્ય રીતે થોડી મુદત ઉપર બોલવામાં આવ્યું હતું, તે આપ નામદાર સાહેબનું દયાળુ દીલ અને ઉદાર વિચારો સંપૂર્ણ રીતે દર્શાવે છે. આપ નામદાર સાહેબે જુદા જુદા હોદ્દા ઉપર બિરાજી જે કારકિર્દી ચલાવી છે તે પ્રસિદ્ધ છે. આપ નામદાર સાહેબની અત્યન્ત ચાલાકીને લીધે આપ નામદાર સાહેબની પ્રતિષ્ઠામાં વિશેષ ગુણોનો સર્વત્ર સ્વીકાર થએલો છે, અને પ્રશંસા થએલી છે, તે ઉપરથી ખાત્રી થાય છે કે આ ઇલાકાના રાજાઓ અને રૈયતને માટે હવેનો દિવસ ચડતો છે.

આપ નામદાર સાહેબે વિવિધ પ્રકારનાં જરૂરી કામકાજમાંથી અવકાશ લઇ મને મુલાકાતનો લાભ આપ્યો, તે માટે હું આપનો ઘણો આભારી છઉં, અને આપ નામદારની આ મુલાકાત હું હંમેશાં પ્રીતિપૂર્વક યાદ કરીશ. "

ત્યાર પછી ઉપર કહેલો વાવટો સુંદર પોશાકવાળા હજુરીઓ યોગ્ય રીતે દરબારમાં લાવ્યા, તે વાવટો નામદાર ગવર્નર સાહેબ બહાદુરે મહારાણી સાહેબ કૈસરેહિંદના નામથી મહારાવ સાહેબને આપ્યો; મહારાજા સાહેબે તે સ્વીકારી ઇંગ્રેજીમાં ટુંક ભાષણ કર્યું જેનું ગુજરાતી ભાષાન્તર આ પ્રમાણે છેઃ—

"નામદાર સાહેબ,

હિંદુસ્તાનની પરમકૃપાળુ મહારાણી સાહેબ કૈસરેહિંદના તરફથી આપ નામદાર સાહેબે મને જે માન આપ્યું, તેની મહત્તા મારા સમજવામાં છે અને આ પ્રસંગનું મારા મનમાં હું અભિમાન ધરાવું છું.

"માનવંતા કૈસરેહિંદ સરકાર તરફ મારૂં કુટુંબ અને રાજ્ય, સ્નેહ ધરાવે છે. તે વાત અને માનવંત સરકારનો આજ સુધી મારા કુટુંબ અને રાજ્ય પ્રત્યે જે પ્રીતિભાવ છે, તે વાત આપ નામદારથી અજાણી નથી, અને હું ખાત્રીથી કહું છું કે, આ વાવરો તેઓના દુશ્મનના પક્ષમાં કદી પણ ખુલ્લો કરવામાં આવશે નહિ. મારા રાજ્ય પ્રત્યે જે મોટું માન બતાવવામાં આવ્યું છે, તેની કુજ હું સારી પેઠે સમજું છું, અને ઈંગ્લાંડના તાજ તરફ મારો નિકટ સ્નેહ અને વફાદારીના વચન તથા મારો વિનયપૂર્વક ઉપકાર નામદાર મહારાણી સાહેબને જાહેર કરવા આપ મહેરબાની કરશો."

પછી ના. ગવર્નર સાહેબે પોતે ઉઠીને અંગ્રેજીમાં આ પ્રમાણે ભાષણ કર્યું.

"મહારાજા, સાહેબ, સરદારો, જાગીરદારો અને કચ્છના ગૃહસ્થોઃ—

"હું દિલગીર છું કે, મને ગુજરાતી ભાષા આવડતી નથી, અને તેથી મારાથી તમને તમારી સ્વ-ભાષામાં ભાષણ આપી શકાતું નથી. તથાપી હું તમને સલાહના થોડા બોલ કહેવા માગું છું.

પ્રથમ તો નાની ઉમરના મહારાજા સાહેબે પોતાની તરફનું માનપત્ર અંગ્રેજી ભાષામાં વાંચી સંભળાવ્યું, એથી મને આનંદ થાય છે. આટલી બાલ્યાવસ્થામાં મહારાજાએ અંગ્રેજી ભાષાનું જ્ઞાન સંપાદન કર્યું, એ સૌથી સરસ દાખલો મહારાજાએ તેમની પ્રજાને દર્શાવ્યો છે, અને એ ખરેખરી સાબિતી છે કે, અંગ્રેજી ભાષાની કેળવણી આ દેશના લોકોમાં ફેલાવ પામશે. બીજું હું આ ભાષણ તમારી આગળ આ ભવ્ય અને સુશોભિત હોલમાં કરૂં છું, તેથી મને ખુશી થાય છે. એ દરબાર હોલ જોઇને કચ્છના હુનર અને સુધારાની ખૂબીઓ વિષેનો ખ્યાલ આવે છે. હવે તમારે યાદ રાખવું જોઇએ કે, આપણે સુધારામાં આગળ વધતા જમાનામાં રહીએ છીએ. કચ્છ પ્રાન્ત અત્યાર સુધી નિરાળી સ્થિતિમાં રહેલો છે પણ હું ધારૂં છું કે, હવે એવો પ્રસંગ આવ્યો છે કે જે વખતે અંગ્રેજી અધિરાજના બીજા ભાગ સાથે રેલવે, તાર, તથા સમુદ્ર માર્ગના સાધનથી તે પ્રાન્તનો સંબંધ થવો જોઇએ. હજુ કંઇ નિશ્ચિત નથી કે, સિંધ સુધી જવાની રેલવેનો રસ્તો ડીસા, પાટણ તથા થરપારકરના રણમાં થઇને, કિંવા કાઠીઆવાડ અને કચ્છમાં થઇને લઇ જવામાં આવશે, પરંતુ ગમે તે રસ્તો મુકરર કરવામાં આવે તોપણ એટલું તો સંભવિત છે કે, બાકીના અંગ્રેજી અધિરાજ સાથે કચ્છ પ્રાન્તનો રેલવેથી સંબંધ થોડી મુદતમાં થશે, એમ છતાં માંડવી જે તમારૂં મુખ્ય બંદર છે ત્યાં તમે જે ડકો બાંધો છો તે બાંધવાનું કામ એ ઉપરથી તમે બંધ નહિ પાડો એવો મને ભરોસો છે, જો કે કચ્છનો અમસલનો વેપાર ઓછો થશે છે, અને તે તમામ પાછો કચ્છના હાથમાં આવે કે ન આવે, તદપિ તેના બંદરોના સુધારા વડે તે ઈરાન, અરબસ્તાન અને આફ્રિકાના કિનારા ઉપરનો વેપાર તો પોતાના સ્વાધીનમાં જરૂર રાખી શકશે.

તથા સ્કોલરશીપો સ્ત્રી કેળવણીને માટે સ્થાપી છે; અને તેમાં મુખ્યત્વે કરીને મુંબઈની ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં કચ્છની સ્ત્રીઓ કેળવણી લે તે માટે 'કચ્છ બાર્ટન સ્કોલરશીપ' સ્થાપી છે. વળી અમદાવાદ અને રાજકોટની ટ્રેનીંગ કૉલેજમાં કચ્છની સ્ત્રીઓ કેળવણી લે તે માટે પણ બંદોબસ્ત કર્યો છે. ભુજમાં આસીસ્ટન્ટ સ્ત્રી શિક્ષક થવા માટે 'રાવશ્રી ખેંગારજી સ્કોલરશીપ,' તેમજ એક સ્કોલરશીપ પુના હાઈસ્કુલમાં, એ રીતે અનેક સ્કોલરશીપો તેમના તરફથી સ્થાપવામાં આવી છે.

પોતાની માતુશ્રી મરહુમ નાનીબા સાહેબના સ્મરણાર્થે રૂ. ૨૫૦૦૦) ના ખર્ચે ભુજમાં સંસ્કૃત પાઠશાળા સ્થાપી છે; અને ગવર્નર સર જેમ્સ ફરગ્યુસનના નામથી રૂ. ૩૨૦૦૦) ના ખર્ચે ભુજમાં એક નમુનેદાર મ્યુઝીઅમ તથા લાઈબ્રેરી સ્થાપવામાં આવ્યાં છે. મહા રાવશ્રી પોતે તો એવા ઉદાર જીગરના છે કે કચ્છના ગરીબ અને લાયક વિદ્યાર્થીઓને વિલાયત અને અમેરીકા મોકલવા માટે એક ખાસ ફંડ રાખેલું છે, જેનો લાભ ઘણા વિદ્યાર્થીઓએ આજ સુધી લીધો છે.

મુંબઈની વેટનરી કૉલેજ તથા રીપન ટેકનીકલ સ્કુલમાં ભણવા માટે, પુનાની વેટરીસ્કુલ માટે, સાયન્સ કૉલેજ માટે વિદ્યાર્થીઓને સ્કોલરશીપની મદદ હરહમેશ ચાલુ છે. મિલના ઉદ્યોગ સંબંધમાં ભણવાની ખાયસ રાખનાર વિદ્યાર્થીઓને પણ વાર્ષીક બક્ષીસ તથા ઇનામો આપવામાં આવે છે. મુંબઈમાં રહેનાર કચ્છી વિદ્યાર્થીઓ માટે રૂ. ૨૫૦૦૦) ની સ્કોલરશીપ રાખવામાં આવી છે. ઘણા અંગ્રેજી વિખ્યાત પુસ્તકોનું ભાષાંતર કરવા માટે ગ્રંથકારોને મદદ આપે છે. જેથી વિદ્યાને પણ ખરું ઉત્તેજન મળે છે. મહા રાવશ્રી ગાદીએ આવ્યા પછીની કારકિર્દી દરમ્યાન જાહેર શહેર સુધારાના કામો, નવા રસ્તાઓ, કુરજાઓ વગેરે રૂ. ૬,૬૨,૪૦૦)ના ખર્ચે કર્યા છે. ઉજડ જગાઓને કેળવવામાં પણ ઘણી મહેનત લીધી છે, અને છેલ્લા ૧૯ વર્ષની અંદર લગભગ ચોર્યાશી હજાર એકર ઉજડ જમીનને કેળવવામાં ખેડુતોને મદદ આપી છે, અને નેવું નવા ગામ વસાવ્યાં છે. કચ્છ રાજ્યનો વિસ્તાર ૬૫૦૦ ચોરસ માઈલ છે અને વસ્તિ ૫,૫૮,૪૧૫ માણસની છે. ૩૫૪ ઘોડેસ્વારની ટુકડી, ૧૪૨૫ પાયદલ અને ૧૬૪ તોપ એ વગેરેનો ખર્ચ રાજ્ય તરફથી રાખવામાં આવેલ છે, અને મહા રાવશ્રીને સરકાર તરફથી ૨૧ તોપનું માન છે. પોતે ઘણીવાર વિલાયત જઈ આવ્યા છે અને હાલના લડાઈના પ્રસંગમાં અંગ્રેજ સરકારને કરેલી કીમતી મદદની પીછાનમાં સરકારે તેમને "ગ્રાન્ડ કમાન્ડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીઆ" નો મહાન ખિતાબ એનાયત કર્યો છે. નામ રાવશ્રીના કનિષ્ટ બંધુ 'કલુભા સાહેબ' પોતાની તારુણ્યાવસ્થામાંજ સ્વર્ગીય થયાછે. નામ રાવશ્રીને બે તરૂણ કુમાર છે, માધુભા સાહેબ તથા મનુભા સાહેબ; જેઓ બન્ને ભવિષ્યમાં સારા રાજ્ય કર્તા નિવડવાની હમણાથીજ આશા આપે છે. માધુભા સાહેબ ક્રીકેટના એક અચ્છા ખેલાડી છે. પોતાની રૈયત ઉપર મહા રાવશ્રીને ઘણો સારો પ્રેમ છે અને પરિપક્વ વય છતાં પણ તેમની સ્મરણશક્તિ જેવીને તેવી સતેજ છે. આપણે ઇચ્છીશું કે આવા રાજ્ય કર્તાને તે પરમકૃપાળુ પરમાત્મા દીર્ઘાયુષ્ય બક્ષે.

# સ્મરણ સેવાંજલિ.



રચનાર:

પંડિત નરહરિ બી. શર્મા.

( મંદાક્રાંતા વૃત્ત. )



એ ઇચ્છાએ શુચિહૃદયથી, શૈલજા કાન્ત સેવી,
ધાર્યો તેં આ તનય સુભગે, સ્નેહથી ધૈર્ય ધારી;
અંકે આણી અમિ નયનથી, નિત્ય રે'તી નિહાળી,
માડી મ્હારી મધુર મુખડું, ચૈજતી વારિવારિ.
મીઠાં મીઠાં વચન વદિને, ચુંબનો ચારુ' લેતી,
રોઉં દુઃખે અધિક કદિતો, અંતરે રોઈ રે'તી;
આરોગ્યાર્થે વ્રત નિયમ લૈ, દીનને દાન દેતી,
દેવા આરે કરગરી કરી, દેવને કષ્ટ કે'તી.

ઋણી ત્હારો પ્રહજનમનું, ઋણનું સાટું વાળું,
એ આશામાં શિશુશરીર આ, સતદિ વૃદ્ધિ પામ્યું;
રે દુર્દૈવે તવ હરણ ત્યાં, કોઈ ક્રૂરેજ કીધું,
જાણ્યું જે આ કુટિલ ગતિ, હા કાલની દુષ્કૃત્તિ છે.
આત્મા ત્હારો ગણી અમર હું, અશ્રુ ઓસારતો ના,
ભાળું છું તે સતત સઘળે, મોહિની મૂર્તિ તારી:
સેવા ત્હારી યદિ જરિય થૈ, જીવતે તું છતે ના,
આપું આજે જનનિ શ્રાદ્ધે સ્મરણ સેવાંજલિ આ

તથા સ્કોલરશીપો સ્ત્રી કેળવણીને માટે સ્થાપી છે; અને તેમાં મુખ્યત્વે કરીને મુંબઈની ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં કચ્છની સ્ત્રીઓ કેળવણી લે તે માટે "કચ્છ બાર્ટન સ્કોલરશીપ" સ્થાપી છે. વળી અમદાવાદ અને રાજકોટની ટ્રેનીંગ કૉલેજમાં કચ્છની સ્ત્રીઓ કેળવણી લે તે માટે પણ બંદોબસ્ત કર્યો છે. ભુજમાં આસીસ્ટન્ટ સ્ત્રી શિક્ષક થવા માટે "રાવશ્રી ખેંગારજી સ્કોલરશીપ," તેમજ એક સ્કોલરશીપ પુના હાઈસ્કુલમાં, એ રીતે અનેક સ્કોલરશીપો તેમના તરફથી સ્થાપવામાં આવી છે.

પોતાની માતુશ્રી મરહુમ નાનીબા સાહેબના સ્મરણાર્થે રૂ. ૨૫૦૦૦) ના ખર્ચે ભુજમાં સંસ્કૃત પાઠશાળા સ્થાપી છે; અને ગવર્નર સર જેમ્સ ફરગ્યુસનના નામથી રૂ. ૩૨૦૦૦) ના ખર્ચે ભુજમાં એક નમુનેદાર મ્યુઝીઅમ તથા લાઇબ્રેરી સ્થાપવામાં આવ્યાં છે. મહા રાવશ્રી પોતે તો એવા ઉદાર જીવના છે કે કચ્છના ગરીબ અને લાયક વિદ્યાર્થીઓને વિલાયત અને અમેરીકા મોકલવા માટે એક ખાસ ફંડ રાખેલું છે, જેનો લાભ ઘણા વિદ્યાર્થીઓએ આજ સુધી લીધો છે.

મુંબઈની વેટનરી કૉલેજ તથા રીપન ટેકનીકલ સ્કુલમાં ભણવા માટે, પુનાની વેટરીસ્કુલ માટે, સાયન્સ કૉલેજ માટે વિદ્યાર્થીઓને સ્કોલરશીપની મદદ હરહમેશ ચાલુ છે. મિલના ઉદ્યોગ સંબંધમાં ભણવાની ખાયસ રાખનાર વિદ્યાર્થીઓને પણ વાર્ષિક બક્ષીસ તથા ઇનામો આપવામાં આવે છે. મુંબઈમાં રહેનાર કચ્છી વિદ્યાર્થીઓ માટે રૂ. ૨૫૦૦૦) ની સ્કોલરશીપ રાખવામાં આવી છે. ઘણા અંગ્રેજી વિખ્યાત પુસ્તકોનું ભાષાંતર કરવા માટે ગ્રંથકારોને મદદ આપે છે. જેથી વિદ્વાને પણ ખરું ઉત્તેજન મળે છે. મહા રાવશ્રી ગાદીએ આવ્યા પછીની કારકિર્દી દરમ્યાન જાહેર શહેર સુધારાના કામો, નવા રસ્તાઓ, કુરજાઓ વગેરે રૂ. ૬,૬૨,૪૦૦)ના ખર્ચે કર્યા છે. ઉજડ જગાઓને કેળવવામાં પણ ઘણી મહેનત લીધી છે, અને છેલ્લા ૧૯ વર્ષની અંદર લગભગ ચોર્યાસી હજાર એકર ઉજ્જડ જમીનને કેળવવામાં ખેડુતોને મદદ આપી છે, અને નેવું નવા ગામ વસાવ્યાં છે. કચ્છ રાજ્યનો વિસ્તાર ૬૫૦૦ ચોરસ માઇલ છે અને વસ્તિ ૫,૫૮,૪૧૫ માણુસની છે. ૩૫૪ ઘોડેસ્વારની ટુકડી, ૧૪૨૫ પાયદલ અને ૧૬૪ તોપ એ વગેરેનો ખર્ચ રાજ્ય તરફથી રાખવામાં આવેલ છે, અને મહા રાવશ્રીને સરકાર તરફથી ૨૧ તોપનું માન છે. પોતે ઘણીવાર વિલાયત જઈ આવ્યા છે અને હાલના લડાઇના પ્રસંગમાં અંગ્રેજ સરકારને કરેલી કીમતી મદદની પીછાનમાં સરકારે તેમને "ગ્રાન્ડ કમાન્ડર ઑફ ધી સ્ટાર ઑફ ઇન્ડીઆ" નો મહાન ખિતાબ એનાયત કર્યો છે. મહા રાવશ્રીના કનિષ્ટ બંધુ 'કલુભા સાહેબ' પોતાની તારૂણ્યાવસ્થામાંજ સ્વર્ગીય થયાછે. મહા રાવશ્રીને બે તરૂણ કુમાર છે, માધુભા સાહેબ તથા મનુભા સાહેબ; જેઓ બન્ને ભવિષ્યમાં સારા રાજ્ય કર્તા નિવડવાની હમણાથીજ આશા આપે છે. માધુભા સાહેબ ક્રીકેટના એક અચ્છા ખેલાડી છે. પોતાની રૈયત ઉપર મહા રાવશ્રીને ઘણો સારો પ્રેમ છે અને પરિપકવ વય છતાં પણ તેમની સ્મરણશક્તિ જેવીને તેવી સતેજ છે. આપણે ઇચ્છીશું કે આવા રાજ્ય કર્તાને તે પરમકૃપાળુ પરમાત્મા દીર્ઘાયુષ્ય બક્ષે.

આપણે જડ નામથી બોલીએ છીએ તેમાં પણ અમુક શક્તિ તો હોય છેજ. એક વડ જેવાં મહાન વૃક્ષને જોઇએ અને તેના બીજ તરફ દ્રષ્ટિ કરીએ ત્યારે તે નાનાં બીજમાં વડ જેવું ઝાડ ઉત્પન્ન કરવાની શક્તિનો વિચાર કરતાં આપણી બુદ્ધિ શું બહેર મારી જતી નથી ! તેજસ્વી પુરૂષને નિરાશ થતો જોઇને સૂર્યકાંતમણિની શક્તિથી પ્રબોધતાં તે પુનઃ સચેત અને શૌર્યાન્વિત બને છે તે સુર્યકાંતમણિ જો કે જડ પદાર્થ હોવા છતાં કેટલી શક્તિ ધરાવે છે ! શક્તિ પરત્વે આટલું કહી આપણે તેનાં કેટલાંક દ્રષ્ટાંતો વિચારશું. મનુષ્ય પ્રાણી કર્મ કર્યા વિના રહી શકતોજ નથી. सहजं कर्म कौंतेय कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत समाः ॥ આદિ વાકયો પણ એજ અર્થને પ્રબોધે છે. નિષ્ક્રિય મનુષ્ય શબ સમાન છે. ઇચ્છાપૂર્વક અથવા જાણે અજાણે પણ મનુષ્ય કોઇને કોઇ કર્મ કર્યા કરે છે અને તેથીજ अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः એ વાકય શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહ્યું જણાય છે. ધમનીઓમાં લોહીનું ફરવું, શ્વાસ નલિકામાં શ્વાસ-પ્રશ્વાસનું ચાલવું, મસ્તકમાં વિચાર ક્રિયા થયા કરવી અને તેથી ભોજન, ભ્રમણ, બેઠવું ઘર બાંધવાં, રેલ્વેની સડક બાંધવી, પૂલ બાંધવા, સમુદ્ર ઉપર વિજળીથી ચાલતા તાર-આકાશમાં બલુનથી અથવા એરોપ્લેનથી ઉડવું એ વિગેરે મનુષ્યની વિવિધ ક્રિયાનો બોધ કરે છે. એ બધી વિવિધ ક્રિયાઓને આપણે બે ભાગમાં વેંચીશું. એમાંની કેટલીએક ક્રિયાઓ એની મેળે સ્વતઃ ચાલ્યા કરે છે અને તે મનુષ્યની ઇચ્છાને વશ નથી. લોહી ફરવું-ખાધેલું પચવું-શરીરનું વધવું વિગેરે ઇચ્છા હોય કે નહિં તો પણ નિયમ પ્રમાણે બનાજ કરે છે. જ્યારે એ સિવાયનાં બીજાં કાર્યો જેવાં કે ઘર-પૂલ-સડક બાંધવાં વિગેરે મનુષ્યની ઇચ્છાને આધીન છે. તેથી જે ક્રિયાનો આધાર મનુષ્યની ઇચ્છાને આધીન નથી તેનું વર્ણન આ લેખમાં આપણે નહિં કરીએ પરંતુ જે કાર્ય મનુષ્ય પોતાની ઇચ્છાથી પાર પાડી શકે તેનુંજ અવલોકન આપણે કરીશું. અને તેને કાર્ય કેવી રીતે શક્તિના બળથી કેટલાં પ્રમાણમાં સિદ્ધ કરી શકાય એ વાત આપણે જાણવા પ્રયત્ન કરીશું. પૃથ્વી ઉપરના કર્મવીરોનાં ચરિત્રો વાંચતાં આપણને જણાય છે કે ઇચ્છા શક્તિના પ્રભાવથી શબવત્ પડી રહેલો દેહ ગમે તે દુર્ઘટ કાર્યો કરી શકે છે. આ વાતને આપણે મહાપુરૂષ સિદ્ધાર્થનું દ્રષ્ટાંત લઇ વધારે સ્ફુટ કરીશું. આડાર તથા રૂદ્રક નામના બે પ્રસિદ્ધ પંડિતો પાસે મહાત્મા સિદ્ધાર્થે હિંદુ શાસ્ત્ર તથા યોગશાસ્ત્રનો અભ્યાસ કર્યો પરંતુ તેથી સિદ્ધાર્થને પોતાની ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થઇ ગઇ એમ કહી શકાય નહિં. અથવા તો ઇષ્ટ વસ્તુ પ્રાપ્તિ માટે કોઇ ઉપાય હાથ લાગ્યો એમ પણ કહી શકાય તેમ નહોતું. દેહને પાપ કરવાથી મુક્ત રાખવાનું શું પ્રયોજન ? જે વાસનાથી દેહ તથા મન પરિતૃપ્ત રહે છે તે વાસનાને નિર્મૂલ શા માટે કરવી ! આમ વિચાર કરતાં કરતાં મહાત્મા સિદ્ધાર્થ ભ્રમણ કરતા કરતા નિરંજનાને તીરે આવી પહોંચ્યા. તેણે નિશ્ચય કર્યો કે દેહ અને મનથી વાસનાનું બીજ નિર્મૂળ કરીશ ત્યારેજ નિશ્ચિંત રહી શકીશ. નિરંજનાના તીરથી તેઓશ્રી ફરતા ફરતા ઉરૂબિલ્વ ગામના સીમાડા પાસે આવી પહોંચ્યા. ત્યાં એક શાલવૃક્ષનું વન હતું. અને તે સ્થળે કુદરતની અપૂર્વ શોભા જણાતી હતી. અને તેથી તે ગોલ્ડસ્મિથ વર્ણિત વનરાજીની શોભાનું વર્ણન યાદ આપતું હતું કે "where smiling spring its earliest visit paid and parting summer's lingering blooms delayed."

એટલે કે તે સ્થાન એવું રમણિય હતું કે ત્યાં વસંત ઋતુ વહેલી બેસતી અને પ્રદેશની શોભાને લીધે ઉનાળો પૂરો થતાં સુધી પણ તે સ્થાન પુષ્પથી શોભિત રહેતું-પુષ્પોને તે સ્થાન છોડવાનું ગમતું નહિં. વનસ્થલી શાંતિ રસથી પૂર્ણ હતી. આ વનસ્થલીમાં થઈને નિરંજના નદી વહેતી હતી અને તેથી તે પ્રદેશને પોતાના જલસિંચનથી વધારે રસાળ બનાવતી હતી. ચોમેર ઘટાવાળાં ઝાડનાં કુંજ આવેલાં હતાં. આસપાસ-કોયલ-હંસ આદિ પક્ષિઓનો કલરવ મધુર હોવાથી કાનને આનંદ આપતો હતો. કુદરત પોતે શાંતિનું સ્વરૂપ ધારણ કરી ત્યાં વિરાજતી હોય તેવું તે સ્થાન જણાતું હતું. સિદ્ધાર્થે આમગ-પ્રમોદ સ્થાનોમાં કેટલીએક વાર અનંત કાળ ગાળેલો હોવા છતાં તેને આવી શાંતિ ત્યાં મળી શકી નહતી. આ સ્થાનમાં ચાલતાં વાર તેના પ્રાણમાં નવા પ્રકારની શાંતિ જણાવા લાગી. આથી આ સ્થાનને સાધના સાધવા યોગ્ય ધારી યોગાભ્યાસ કરવા માટે યોગાસન કરી ઇષ્ટ પ્રાપ્તિ મેળવવા નિશ્ચય કર્યો. ઇચ્છા શક્તિની સહાયથી યોગપ્રક્રિયાદ્વારા શ્વાસ પ્રશ્વાસને મહાત્મા સિદ્ધાર્થે રોકી શક્યા-ગતિને નિયમમાં લાવી શક્યા-યોગાસન વધારે સ્થિર કરી શક્યા. ટુંકામાં ચિત્તવૃત્તિના નિરોધ રૂપ યોગ સાધન કરવામાં આ સ્થળમાં પોતાની ઇચ્છા શક્તિને વધારે ઉપયોગમાં લઇ કાર્ય સિદ્ધિમાં જોડાયા. એજ યોગાસનમાં અચલ વૃત્તિથી તેણે છ વર્ષ કાઢ્યાં. અંદર તેમજ બહાર કેટલો સંગ્રામ મચી રહ્યો હતો તો પણ ક્ષુધા કે તૃષા તેનું ધૈર્ય ડગાવી શક્યાં નહિ. શીત-ગ્રીષ્મ-વર્ષા આદિ ઋતુઓ પણ તેને ઇચ્છા શક્તિ અને દૃઢતામાં વિઘ્ન નાંખી શકી નહિં. તે તો બરફથી ઢંકાએલ પર્વતશૃંગની પેઠે શાંત તથા સમાહિત ચિત્તે ધ્યાનમગ્ન હતા. પવન જેમ પર્વતને અસર કરી શકતો નથી તેમ વૈશાખ માસનો પ્રચંડ તાપ-શ્રાવણની વૃષ્ટિ તેમજ માઘ માસની ટાઢ તેના યોગ સિદ્ધ શરીરને કાંઇ પણ અસર કરી શકતાં નહિં. ઇચ્છા શક્તિથી સિદ્ધાર્થ આવા લાંબા છ માસમાં કોઇ દિવસ ફળફુલ તો કોઇ દિવસ નાંદુલ ખાઇને રહેતા કોઇ દિવસ ભૂખ્યાજ રહેતા-શાક્ય કુલનાં ગૌરવ સ્વરૂપ કમલ વસ્તુની શોભારૂપ, રાજકુમાર સિદ્ધાર્થનો દેહ જે એક વખત અતિ સુંદર હતો તે તદ્દન જીર્ણ બની ગયો છે અને સ્થાણુની માફક નિસ્પંદ થઇ રહ્યો છે. તે જોતાં ઇચ્છા શક્તિનું પ્રાધાન્ય માનવ દેહ ઉપર કેટલું હોય છે તે સહજ સમજી શકાય તેવું છે. ઇચ્છા પ્રબલ હોય, સંકલ્પ દૃઢ હોય તો માનવ દેહ પડી જાય તો પણ કાર્ય સિદ્ધ કરી શકે છે એ વાતમાં કોણ શંકા લાવી શકે !

ધર્મવિશ્વાસને આધીન રહી વિવિધ યોગ તપ સાધનાનો આજ પણ આ દેશમાં પ્રચાર છે. જે મુક્તિ મેળવવાને સિદ્ધાર્થે આટલું ઉગ્ર તપ કર્યું તેજ મુક્તિ માટે આજ પણ તેનાજ જેવું કષ્ટપ્રદ ઉગ્રતપ ગિરિ ગુફામાં કેટલાએક કરતા હશે જેના વિષે ઘણાજ થોડા લોકોને જાણવામાં હશે. સિદ્ધાર્થ જેવી ઇચ્છાશક્તિવાળા પુરૂષો કાયાના કલેશનો જરા પણ વિચાર કરતા નથી પણ કોઇની પણ પરવા ન રાખતાં પોતાનાં કામમાં મસ્ત રહે છે. જેમ નદી કે ઝરાનું આડી આવતી શિલા ઉપર થઇને ચાલવું બને છે તેમ ઇચ્છાશક્તિવાળા પુરૂષને શારીરિક કષ્ટ બાંધન કર્તા થતું નથી. રાજકુમાર સિદ્ધાર્થે સ્નેહ-મમતા, સુખ ઐશ્વર્ય આદિનો ત્યાગ કરી જે કઠોર સાધન વડે જગતને દિઙમૂઢ બનાવી દીધું છે તે પણ એક પ્રકારની સાધના છે અને તે સાધના સાત્વિક છે. जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी એ મંત્રના ઉપાસક વિષે આપણે ઉલ્લેખ કરીશું. આ મંત્રની સાધના રાજસી સાધના છે.

નીચેના ઉલ્લેખથી આપણે જાણી શકીશું કે પ્રશંસા રાજ્યના ઉદ્ધાર માટે સ્વાધીન-

તાની રક્ષા કરવા સારૂ રાજકુમાર ગૌરવ નાશ પામવા છતાં જંગલોમાં રખડતો, ફળમૂળ ખાઇને કેવું કઠોર તપ આદરે છે. આ સાધનાની કર્મ ભૂમિ રજપૂતાના છે. રજપૂતાનામાં કેટલોક ભાગ મરૂભૂમિનો વિસ્તાર છે. ત્યાં કેટલાક ડુંગરા આવેલા છે. કોઇ કોઇ નાનાં ઝરણાંઓ જોવાય છે. આવા કુદરતી પ્રદેશમાં પુણ્ય ભૂમિ રૂપ-સતી ધર્મનું પ્રસિદ્ધ તીર્થ-સ્થાન-ચિતોડ આવેલું છે. જે સમયની વાતો કરીએ છીએ તે સમયે ચિતોડ ઉપર મુસલમાનોની સત્તા હતી. ચિતોડમાંથી ઉદયસિંહને ઉઠાડી મૂકવામાં આવ્યો હતો. અને તેણે ઉદયપૂરમાં સામાન્ય રાજધાની રાખી હતી. પરંતુ તે પછી ચાર વર્ષમાં તેનો કાળ થયો. ઉદયસિંહના મરણ પછી પ્રતાપ મેવાડનો રાજા થયો. મોગલ શહેનશાહ તેના પિતાનો શત્રુ હતો. તેનાં ઘણાં ખરાં સગાં સંબંધીઓ પણ મોગલોના પક્ષમાં હતા. બીજા દેશોમાં વસતા કેટલાક સ્વદેશપ્રેમી રજપુતો સિવાય પ્રતાપનું કોઇ નહતું. સાહાય કે પરાક્રમનો ભરોસો પણ તેમનોજ હતો અને આ લોકોની સહાય તથા પરાક્રમ ઉપર ભરોસો રાખીને પ્રતાપે મોગલ રાજ્યની પરાધીનતા સ્વીકારી ન હતી. એટલુંજ નહિ પરંતુ મિત્રાચારીનો દાવો પણ તેણે કર્યો ન હતો. પ્રતાપની ઇચ્છા ચિતોડનો ઉદ્ધાર કરવાની હતી. પોતાના બાહુબળ ઉપર વિશ્વાસ રાખી તેણે સુદુસ્તર મોગલ સૈન્ય સાગરનો પાર પામવા ઇચ્છા કરી. તેજ તેની દ્રઢ પ્રતિજ્ઞા હતી અને તે પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે તે સતત ઉદ્યોગી રહેતો. શત્રુના સૈન્યની પ્રતિક્ષણ તપાસ રાખતો-સ્વાધીનતાની રક્ષા માટે તે નિરાહાર રહેતો અને તેણે ઉંઘનો પણ ત્યાગ કરી મેવાડના રજપૂતોને લડાઇ માટે કુશળ બનાવ્યા. અને એમ કરતાં કરતાં તેણે બાવીશ હજાર સૈનિકોનું ઉત્તમ લશ્કર ઉભું કર્યું. બીજી તરફથી એ સમાચાર ક્રોધપૂર્ણ કરતા અકબરને પહોંચ્યા. અકબરે માનસિંહ તથા કુમાર સલીમને એક મોટું લશ્કર લઇ પ્રતાપને કેદ કરવા મોકલ્યા. આ પ્રસંગે ભારતની થરમોપલી રૂપ હલદી-ઘાટનું યુદ્ધ થયું. એ યુદ્ધની વાત ઇતિહાસમાંથી વાંચતાં આજ પણ શરીર કંપી ઉઠે છે. પ્રતાપના પ્રતાપની એ વારતા સાંભળતાં રોમાંચ ખડાં થાય છે. એજ પ્રમાણે પ્રતાપનો પ્રતાપ બતાવી આપવાં બસ છે. પ્રતાપ રણમદથી મસ્ત બની એકદમ શત્રુસૈન્યની મધ્યમાં આવી ઉભો. વનવાસી થવા છતાં પ્રતાપે મેવાડનું રાજછત્ર છોડયું નહોતું. અહીં પણ તેજ રાજછત્ર આવાં ભીષણ યુદ્ધમાં તેના મસ્તક ઉપર શોભી રહ્યું હતું. શત્રુ સૈન્ય મોટી ગર્જના સાથે એ રાજછત્ર તરફ ધસી આવ્યું. પ્રતાપ સંકટમાં આવી પડયો તો પણ તેણે રાજછત્ર છોડયું નહિં. તેણે આવી પડેલી આપત્તિનું રૌદ્રસ્વરૂપ જાણ્યું પણ તેથી તે ડરી ગયો નહિ. પ્રતાપ પોતાની પ્રબળ તરવાર વતી શત્રુનો સંહાર કરી રહ્યો છે. તેનું શરીર લોહીથી ખરડાએલું છે. પોતાને સાત મોટા જખમ લાગ્યા છે અને તેમાંથી ધડધડ કરતું લોહી ચાલી રહ્યું છે તેની તેને ખબર પણ નથી. તેનો શત્રુના સંહારમાંજ મસ્ત છે. તેને લડતાં થાક પણ લાગતો નથી. એટલામાં ઝાલાધિપતિએ તેનું રાજછત્ર પોતાના હાથમાં લઇ લીધું અને શત્રુ સૈન્યને પ્રહારિત કરી પ્રતાપની રક્ષા કરી. એ પ્રસંગે તેનો તેજ નીલ અશ્વ ચેતક પોતાના માલેકને બીજે સ્થળે લઇ જઇ તેની તેણે રક્ષા કરી. આવી રીતે જેણે પોતાના દેહની પરવા કર્યા વિના જેણે અત્યંત કષ્ટ સહન કર્યું, જેણે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નહિ તેને ધન્ય છે ! તે વીરમંત્રની જેણે દિક્ષા લીધી છે તે પ્રતાપને ધન્ય છે ! પુણ્યભૂમિ હલદીઘાટનાં યુદ્ધની સમાપ્તિ થઇ. તે સમરાંગણમાં ચૌદહજાર રજપૂત વીર પુરૂષોએ પોતાના પ્રાણ જતા કર્યા. તે મહા પરાક્રમ આજ પણ મુસાફરોને તથા અન્ય લોકોને યાદ આવ્યા વિના રહેતું નથી. હલદીઘાટનો યુદ્ધને

આજે કેટલાએ વર્ષો વીતી ગયાં. પ્રબલ પરાક્રમશાલી મોગલ સમ્રાટ્ પ્રતાપનો એક પછી એક સ્થાન ક્રમે ક્રમે હાથ કરવા લાગ્યો. પ્રતાપ એક ઠેકાણેથી બીજે, બીજેથી ત્રીજે એમ નાસતો ફરતો હતો. શત્રુ, છાયાની પેઠે તેની પાછળ પાછળ ફરતો હતો. દરેક પર્વત કે ટેકરી તેમજ દરેક ગુફામાં તે પોતાના માણસો લઇ શોધ કરતો. પ્રતાપ હંમેશાં પોતાના સ્નેહી સંબંધી કેવી રીતે સુખી રહે તેજ ચિંતામાં રહેતો. પુત્ર કલત્રાદિ કેમ સુખી થાય અને મોગલોના હાથમાં પડી કુળને કલંકિત કરવામાં કેમ બચી શકે તેજ વિચાર તેના મગજમાં ઘુમ્યા કરતો. શિશોદીઆ કુળને કલંક ન લાગે એજ તેને મોટી વેદના હતી. તે એજ ચિંતાથી બળી રહેલો રહેતો. એ વનવાસ અને ભીલ લોકોના સહવાસમાં તેના એવા દિવસો ગયા કે જ્યારે તેને પોતાનાં પુત્ર પુત્રીઓ વિગેરેને અંધકારમય પ્રદેશમાં શત્રુના ભયથી છુપાવી રાખવાં પડતાં. વગડાઉ કંદમૂળ ખાઇને તથા વહેળાઓનાં પાણી પીને દિવસો કાઢવા પડતા. કહે છે કે એક દિવસ તેને પાંચવાર પીરસેલી થાળી છોડી જુદે જુદે સ્થળે ખાતાં ખાતાં ઉઠીને જતું રહેવું પડયું હતું. છતાં તે વીર હૃદયને ક્ષુબ્ધ થયું નહિ, આ શું થોડી કઠોર સાધના કહેવાય ? ફક્ત મુગલ શહેનશાહ સાથે મૈત્રી રાખવાથી જેને બધું રાજસુખ તથા શાંતિ મળે તેમ હતું તે પોતાની સ્વાધીનતા ખાતર, ધવલ યશઃ પ્રાપ્તિ ખાતર તેણે સન્યાસ વ્રતનો સ્વીકાર કરી તથા સિદ્ધિ પ્રાપ્ત કરવા નિશ્ચય કર્યો, એ આશાથી કઠોર સાધના કરી. કહો તેનું મૂલ્ય આપણે શું આંકીશું ! ઉત્કટ પ્રતિજ્ઞા, દુર્દમનીય ઇચ્છા શક્તિ વિના આટલું ઉગ્ર તપ શી રીતે થઇ શકે ?

અગ્નિમાં બાળવાની શક્તિ છે. એ દાહક શક્તિની સાહાય્યથી કોઇ ઉત્તમ કાર્યો કરે છે ત્યારે કોઇ અપકર્મ પણ કરે છે. વૈજ્ઞાનિક લોકો વરાળની તેની સાહાય્યથી કેટલાં કારખાનાંઓ તથા સંચા ચલાવે છે ? સાગ્નિક બ્રાહ્મણ તેજ અગ્નિની સાહાય્યથી કેટલાં યજ્ઞ કર્મો કરે છે ? અને દસ્યુ લોકો વિગેરે તેનીજ સાહાય્યથી કેટલાં અસહાય તથા દુર્બલ મનુષ્યોનાં ઘરબાર બાળી નાખી તેઓને પાયમાલ કરી નાખે છે ? આ ઉપરથી એમ જણાય છે કે શક્તિના ઉત્કર્ષ કે અપકર્ષનો આધાર તેના પ્રયોગના ઉદ્દેશ્ય ઉપર છે.

મનુષ્યમાં જો ઇચ્છા શક્તિ પ્રબળ હોય તો કોઇ પણ બાબત અસંભવિત નથી. આપણા દેશમાં પોતાના સુંદર દેહની જરાપણ દરકાર કર્યા વિના કેટલી સતીઓએ ચિતામાં પ્રવેશ કર્યો છે ? જેને બહાર જતાં પગમાં કાંટા વાગે, જેને ફુલની શય્યા પણ ખુંચે, જે વૈભવ મેળવવા લોકો અનેક જપતપ ધર્મદાન કરતા હોય છે એવો વૈભવ જેને સહજ હોય છે તેવી કેટલી વીરાંગનાઓએ પોતાના પતિ પાછળ ચિતામાં આહુતી આપી છે ! એ પણ ઇચ્છા શક્તિનુંજ પ્રાબલ્ય સૂચવે છે. શક્તિ વિના કશું બની શકતુંજ નથી. તપે જૈનાઃ એમ શું શક્તિ વિના કહેવાતું હશે ? પર્યુષણ આદિ પર્વોમાં ઉપવાસ આંબિલ કરવાં, ચોવીસ આહારની બાધા લેવી એ પણ શું શક્તિ વિના બની શકે છે ? મરા-મરા એમ બોલતાં ઉપર રાફડા ઉગે ત્યાં સુધી મંત્રમાં વિશ્વાસ રાખી જાપને ફરતાં ફર્યા કરવું અને પરિણામે મરા ને બદલે રામ-રામના મંત્ર જપતાં શ્રી રામચંદ્રજીનો સાક્ષાત્કાર જો વાલ્મીકિમાં શક્તિ ન હોત તો થઇ શકત ? પોતાના શરીરની નસ કાઢી તેની તાંત બનાવી તંબુરો વગાડી તીર્થંકરને પ્રસન્ન કરવા જેટલી શક્તિ ન હોત તો શું રાવણ તીર્થંકર પદ પ્રાપ્ત કરી શકત કે ? બીજમાં શક્તિ ન હોય તો ઝાડ કદી થાયજ નહિ. શક્તિના નાશ સાથેજ તે વસ્તુનો પણ નાશ થાય છે માટે શક્તિ એજ સાધ્ય વસ્તુ છે.

૩. દેશમાં સામાન્ય રીતે આર્થિક સ્થિતિમાં અસાધારણ અસંતોષ. ૯

૪. શિક્ષણનો અસહ્ય બોજો, શાન્તિને વ્યાયામનો અભાવ.

૫. ખરા જ્ઞાનનો-સંસ્કારી કેળવણીનો અભાવ.

૬. નિવાસ સ્થાનમાં આરોગ્ય વિદ્યાના જ્ઞાન તરફનું દુર્લક્ષ.

૭. આનંદ હીન, કલેશમય કુટુંબોના રાત્રિ દિવસના ઝઘડા.

૮. ઉચ્ચ સંકલ્પનો અભાવ.

૯. બાળલગ્ન અને કન્યાવિક્રય જેવા દુષ્ટ રીવાજોનું પ્રાધાન્યપણું.

૧૦. નાની ઉમરની સખ્યાબંધ બાળાઓનું માતા તરીકેનું સ્થાન અને બાળકો ઉછેરવાના ખરા જ્ઞાનની ઉણપ.

૧૧. સંક્ષેપમાં—એકંદરે સર્વ પ્રકારની દરિદ્રતા

વર્તમાન ભારતવર્ષની આ પ્રમાણે દયાજનક સ્થિતિ છે, અફસોસ કે જે દેશમાં નિરોગી, શ્રીમાન, ધીમાન અને વીર નરો તેમજ વીરાંગનાઓનો દીર્ઘકાળ પર્યંત વાસો કરતાં જેમને દીર્ઘજીવીનુ સંબોધન લગાડવામાં આવતું હતું તે બધાં ક્યાં ગયા? શું એજ ભારત વર્ષના વર્તમાન સંતતીઓની આવી દયાજનક અને શોચનિય સ્થિતિ છે!

છેવટે સ્વ. રા. બા. લાલા બજનાથના શબ્દોમાં સામાન્ય ફેરફાર સાથે કહીશુ કે "આખી પ્રજાની ગરીબાઈ, શરીર ક્ષીણતા અને અવનતિનો આ પ્રશ્ન છે. આ સ્થિતિનો ઉપાય એકજ હોઇ શકે અને તે હાલના વખતને અનુસરીને બને તેટલું આપણું જીવન સાદું અને સરળ બનાવવુ તે છે. આપણા દેશમાં દિવસે દિવસે વધતું જતું મૃત્યુ પ્રમાણ અને નબળી પડી જતી શરીર શક્તિના કારણોની થેડા વખત પરની તપાસથી માલુમ પડયું છે કે આના મુખ્ય બે કારણો છે પ્રથમ તો બાળલગ્ન અને બીજું બ્રહ્મચર્યનો નાશ"

ડાક્ટરો સર્વાનુમતે કહે છે કે બાળલગ્ન અને કુમળી વયે થતો દંપતી સંબંધ આપણી જીવનશક્તિનો નાશ કરે છે અને આથી અનેક પ્રાણઘાતક રોગો હિંદવાસીઓને લાગુ પડે છે. અભ્યાસમાં તેમ નોકરી મેળવતા ખમવી પડતી હાડમારી, અનિયમિત અને વગર વિચારે લેવાતો ગમે તેવો ખોરાક તથા પીણું, તેમજ બાળકો ઉછેરવામાં કુમળી વયની માતાઓની અજ્ઞાનતા-આ દેશની પ્રજાની શરીરની નબળાઇના અને વહેલું મૃત્યુ થવાના ખાસ કારણો છે

આ સર્વ અટકાવવા ત્વરિત ગતિથી પગલાં લેવામાં આવશે તો ફરી ભારતવર્ષમા દીર્ઘાયુષીઓ અને મજબૂત બાંધાવાળા મનુષ્યોની-સ્ત્રી પુરૂષોની-વૃદ્ધિ થશે એ સંભવિત હોઈ શકય છે. પ્રભુ એ સમય સત્વર સમીપ આણે.




# આત્મઘાત

ફાર્બસ ગુજરાતી સભાને લખનારની સપ્રેમ ભેટ

(લખનાર—રા. ખીમજી રાયશી શાહ.)

સુશીલા જ્યારે આઠ વર્ષની હતી ત્યારે તેના લગ્ન નટવરલાલ સાથે થયા હતા. નટવરલાલની ઉમર તે વખતે દશ વર્ષની હતી. આજે લગ્ન થઈ ગયાંને લગભગ ૯ વર્ષ વ્યતીત થઈ ગયા છે. સુશીલાને પેટે પરમાત્માએ એક બાળકની બક્ષીસ આપી છે. નટવરનો બાપ મરતી વખતે પાછળ સારી જેવી રકમ મૂકી જવાથી નટવર પોતાનું ગુજરાન ચલાવ્યો જતો હતો. સુશીલાની સાસુનો સ્વભાવ જરા વિશેષ ચીડીઓ હોવાથી ઘરમાં હમેશાં કજીઆ-કંકાશ થયા કરતા હતા. જેથી સુશીલાને અનેક તરેહની અડચણો ભોગવવી પડતી હતી, પણ પોતાના નસીબ પર આધાર રાખી પ્રભુ—પતિ ભક્તિમાં મગ્ન રહી દીવસો વીતાડતી હતી.



*  *  *  *

બપોરનો સમય હતો. નટવરલાલ ક્યાંક બહાર નીકળી ગયો હતો. સુશીલાની નણંદ (ન્હાની) પોતાની ઢીંગલા ઢીંગલીની રમત રમી રહી હતી. બાબુ ઉંઘમાંથી હમણાંજ ઉઠેલો હોવાથી સુશીલા ધવરાવવા બેઠી હતી. તેની સાસુ પણ એક ઉંઘ કાઢી હમણા ઉઠી હતી અને સુશીલાને પાણી લોટો ભરી આપવા બૂમ મારી. સુશીલા બીચારી સાસુના ડરથી ઉઠવા ચહાતી હતી પણ બાબુ ભુખ્યો તથા ઉંઘમાંથી હમણાજ ઉઠેલો હોવાથી માત્ર પ્રેમના આવેશમાં નહી ઉઠતાં જવાબ આપ્યો કે "હું બાબુને ધવરાવું છું." આ સાંભળતાં સાસુને એકદમ ગુસ્સો આવ્યો કે મારા હુકમનો અનાદર કેમ થયો જેથી ફરી બૂમ પાડી કહ્યું કે, "કેમ વહુ! તને એક પાણીનો લોટો ભરી આપવાનું પણ સાતવાર કહેવું જોઈએ કે?"

"સાસુજી! બાબુ ભુખ્યો હોવાથી રડે છે એટલે ધવરાવવા હમણાજ બેઠીછું જેથી નહી ઉઠી. ન્હાની બ્હેનને કહો તો ભરી આપે. તે નવરાંજ બેઠાં છે." સુશીલાએ નમ્રતાથી જણાવ્યું.

"ભાભી! હું કાંઈ તારા બાપની નોકર નથી કે તું મનેજ કહે છે. તારે ભરી આપવું હોય તો આપ હું તો નથી આપતી. રાંડ બુઢ્ઢી દર વખત મનેજ કહે છે." ન્હાનીએ રોકડું ચૂકાવ્યું.

"બ્હેન! આવી ખરાબ ગાળો ન બોલીએ. એમાં મેં તમને શું ખોટું કહયું? જરા વિચારીને બોલ કહાડીએ. તમે નથી ભરી આપતા તો હું પોતેજ ભરી આપું છું. બેસી રહો."

"જા જા! ગધેડીની માફક ભુંકવા શું કરે છે! જોઓ આપીને નહીં આપો. વધારે બકવાટ કરે છે તો લે આ લપડાકની પ્રસાદી." એમ કહેવાની સાથે ત્યાંથી ઉઠી લાકડી લઈ

રોટલો ખાવા દીધો નથી. અધુરામાં પુરૂં પાછો પતિ પણ માવડીઓ મળ્યો, મા તેને જેટલાં પગલાં ભરાવે તેટલાં ભરે. નટવરલાલ બહારથી આવતાં હજી તો પગમાંથી બુટ કહાડે છે એટલામાં પોતાની માતાની ભયંકર ધીંપણા સાંભળી, તે આભોજ બની ગયો.

"નટવર! નટવર! તારી વહુ તો જો છેકજ ફાટી ગઇ છે. આજે બાબુને ચુંટીઓ પાડી રડાવી, ન્હાનીને જરા વાતમાં માર્યું. વહુને આટલું બધું મોઢે ચડાવાય? આજે તો ન્હાનીને માર્યું, કાલે મને મારશે અને પરમ દહાડે તો તને પણ મારવા ઉઠશે. તારે તારી વહુને વશ રાખવી હોય તો રાખ, નહીં તો હું આ મારે ચાલી. તું જાણે ને તારૂં ઘર જાણે." ચાલ ન્હાની ચાલ. આટલું કહેતાંની સાથેજ ન્હાનીને બેએક તમાચા ખેંચી કહાડી આંગણામાં ઘસડી ગઇ અને મોટો ધાંટો પાડી કોળાહળ મચાવી મુકયો. આથી નટવરનો મિજાજ બગડયો. આંખો લાલ કરી હમણાજ સુશીલાને છુંદવી, ઠાર કરશે એવો ડોળ કરી, વચ્ચે પડેલી લાકડી ઉપાડી અને કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ગરીબ બિચારી સુશીલાને ચૌદમા રત્નની ભેટ આપવા મંડી ગયો. સુશીલાને પ્રથમ પડેલા મારથી એક તો વેદના થતી હતી, અને 'પડતાપર પાટુ ને દુઃખતાપર ડામ' ની જેમ નટવરની લાકડીઓના ફટકાનો વરસાદ પડતોજ ગયો. પતિ પરાયણ સાધ્વી સુશીલા, આ સર્વ મુંગે મોઢે પણ રડતી આંખે સહન કરતી ગઇ; હમણા માર બંધ થશે એ આશામાં કંઇ પણ બોલી નહીં. છતાં પણ જ્યારે માર બંધ ન થયો ત્યારે કરૂણ સ્વરે કહયું, "પ્રભુ! મારા ઉપર દયા કરો, મારો કંઇ પણ વાંક નથી, મને નાહક નહીં મારો." અભાગી સાધ્વી છુટકારા વાસ્તે બોલતાં વિશેષ સપડાઇ. "કેમ તારો તો વાંક બીલકુલજ નથી, હું તને નાહક મારૂં છું, બીજાને મારતાં સારૂં લાગે છે, એક તો ગુન્હો કરી ફરી જુઠું બોલવાનો બીજો ગુન્હો કરે છે તે બદલ આ હજી વધારે લેતી જા. કબુલ કર કે 'મારો વાંક થયો છે, મને માફ કરો,' અને માતાજી તથા ન્હાનીને પગે પડી માફી માંગ." નટવરલાલે ગુસ્સામાં છુટવાનો માર્ગ બતાવ્યો.

સુશીલાએ જ્યારે ઉપર મુજબ કરવાનું કબુલ કર્યું ત્યારે નટવરનો ક્રોધ શાંત થયો. અને તેણીને તરછોડી ત્યાંથી ચાલ્યો ગયો.

સુશીલાનાં આ દુઃખો કાંઇ આજ કાલનાં યા એક બે દીવસનાં ન હતાં. એ તો આગળ જણાવ્યા મુજબ લગ્ન થયાં ત્યારથીજ શરૂ છે. હવે તો એ પણ બિચારી કંટાળી ગઇ છે. હરઘડી ઇશ્વર પાસેથી મોતની યાચના કરે છે. આજના પડેલા મારથી તો સુશીલા બીલકુલ હતાશ થઇ ગઇ. અને હવે તો ગમે તેમ કરીને પણ આ દુઃખી જીંદગીનો અંત આણવાને તૈયાર થઇ.

x x x x x

મધ્ય રાત્રીનો સમય હતો. સર્વત્ર ગંભીર શાંતી ફેલાયલી હતી. વચ્ચે વચ્ચે એકાદ ઘુવડનો ભયાનક અવાજ, પવનથી ડોલતા તરૂઓના ખડખડાટથી શેરીના રખેવાળો—કુતરાઓનું ભસવું અને કોઇક ઘરમાંથી બાળકોનું રડવું એજ ફક્ત આવી અખંડ શાંતિમાં ભંગાણ પાડતાં હતાં. આ વખતે અભાગી સુશીલાના હૃદયમાં ઉંડા અંતરથી પ્રચંડ જ્વાળા પ્ર[illegible] હતી. કેમે કરી આ દુઃખી જીંદગીનો અંત લાવવો એજ વિચાર તેના મનમાં [illegible]. મધ્ય રાત્રીનો સમય થયા છતાં નટવર હજી સુધી બહારથી આવ્યો ન[illegible]રે! આવા બારણું અંદરથી બંધ કરી જીંદગીનો અંત લાવવાના ઉપાય શોધવા લાગી. દીવાબત્તીનું દોરડું આ ઉપાયમાં બરાબર કામ આવશે એમ નક્કી કરી પોતા નજર ફેરીએ. હાથમાં લઇ એક, બે, ત્રણ એમ પાંચ સાત સુખીનો આસ્વાદ આપણુ પાલન કરે પ્રભુના ચરણે મુકી જીંદગીનો અંત લાવવા તૈયાર થઇ. ખુંટીએ દીવ[illegible] પારસેર આપણી એક છેડા મજબુત રીતે ખુંટીએ બાંધી, ખુંટી નીચે એક ખુરશી [illegible] નહીં તો પણ આપવા રહ્યો એક છેડો પોતાના ગળામાં મજબુત બાંધી. પોતાના બે [illegible] ખુરશીને લાત મારી ગબડાવીનાખ્યા પોતાના ઉંડા નીચેના હૃદે "હે પ્રભુ માફ" બંને હાથ ઉંચી કીધા.

એ કહેવત પ્રમાણે જ્યારે આપણે આપણા પૂર્વજોના હિતોપદેશનું પાલન ન કર્યું ત્યારે આ અનાર્ય કપિ લોકાએ પાલન કર્યુ જેનાં મિઠ ફળ આજે તેઓ ચાખી રહ્યા છે.

આજે ભારત વર્ષમાં સ્થળે સ્થળે બાળ લગ્ન ( અરે ! નહિ જન્મેલ બાળકોના પણ લગ્ન ) કરવામાં આવે છે. આજે ભારત વર્ષમાં ૨ વર્ષથી ૧૫ વર્ષની બાળાઓ હજારો સંખ્યામાં વૈધવ્ય દશા ભોગવે છે. આપણી સ્વછંદી—સ્વાર્થી મનની મુરાદો પાર પાડવા માટે આપણા આત્મવત્ બાળકોની જીંદગીનું આપણે આપણા હાથે કચ્ચરઘાણ કરીએ છીએ. આર્ય શાસ્ત્રોના નિયમ પ્રમાણે યુવક ૨૫ મે વર્ષે અને યુવતી ૧૬ મે વર્ષે ગૃહસ્થાશ્રમને યોગ્ય થાય છે; આ નિયમ આપણે સારી રીતે જાણતાં છતાં ૧૦—૧૨ વર્ષનાં અજ્ઞાન છોકરા—છોકરીઓનાં શાસ્ત્ર વિરૂદ્ધ લગ્ન કરી નાખીને કયા સિદ્ધાન્ત કે શાસ્ત્રના આધારે આ લગ્નો ( ખરી રીતે તો આ લગ્નોજ નહિ કહેવાય ) ના લીધે થએલ આપણી દશ—પંદર વર્ષ વયની બાળકીઓને વિધવા કહેવાનો દાવો કરીએ છીએ ! બાળકીને તો ૧૬ વર્ષે સ્ત્રીત્વ પ્રાપ્ત થાય છે એ ખુલ્લું છતાં ત્યાર પહેલા અર્થાત્ સ્ત્રીત્વ આવ્યા પહેલા કોઇ બાળકી વિધવા થઇજ કેમ શકે ! આ સિદ્ધાન્ત—નિયમ અર્થાત્ શાસ્ત્ર વચન પ્રમાણે ૧૬ વર્ષ ઉમરની નીચેની કહેવાતી વિધવાઓને વિધવાઓ કહેવી એ મૂર્ખતા છે—અજ્ઞાનતા છે—અમાનુષિકતા છે. હું કાંઇ વિધવા લગ્નનો હિમાયતી નથી. વિધવાઓના લગ્નને હું લેશ માત્ર પણ ચહાતો નથી. આ તો ૧૫ વર્ષની બાળકીને પણ વિધવા કહેવાનો દાવો કરનારા આર્યોને—ભારતવાસીઓનો આ દાવો કેટલે દરજ્જે બીન પાયાદાર છે— અસત્ય છે તેજ બતાવ્યું છે

પ્રસ્તુત વિષય બ્રહ્મચર્યાશ્રમ અર્થાત્ વિદ્યાર્થી જીવન વિષેનો હોવા છતાં પ્રસંગ પ્રાત્ સહેજ વિષયાન્તર થવાયું છે એ વાત ધ્યાન બહાર નથી વળી આ વિષય ઉપર આ માસિકના પહેલા વર્ષના બીજા અંકમાં "આ દેશનું વિદ્યાર્થી જીવન" એ શીર્ષક તળે રા. રા. લખમશી હીરજી મૈશેરી, બી એ., એલ એલ બી એક ઉત્તમ, બોધદાયક અને વિચારશીલ કાલ્પનિક સંવાદ રજુ કરી ગયા છે. "વિદ્યાર્થી જીવન" એ વિષય ઘણો મહત્વનો છે. સમાજ અને દેશના ઉદ્ધારનો આધાર વિદ્યાર્થી વર્ગ ઉપરજ રહેલો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જ્યારે મકાન બાંધવાની શરૂઆત કરવામાં આવે છે ત્યારે પ્રથમ તેની શરૂઆત પાયાથી થાય છે. જો પાયો મજબુત નાખવામાં આવે, તથા તેનાપર કાળજીપૂર્વક મહેનત લેવામાં આવે તો આખું મકાન વર્ષો સુધી ટકી શકે તેવું મજબુત તૈયાર કરી શકાય છે પણ જો બાપોજ કાચો નાખવામાં આવે તો તે મકાન મજબુત થઇ શકતું નથી અને તેથી વર્ષો સુધી ટકી શકતું નથી એજ પ્રમાણે કેળવણી આપણા જીવનના પાયારૂપ છે. જો આપણને ૨૫ વર્ષ સુધી ઉત્તમ પ્રકારની કેળવણી આપી આપણો પાયો મજબુત કરવામાં આવે તો આપણી ભવિષ્યની જીંદગી લાંબી અને સુખી થઇ શકે પરંતુ તેથી ઉલટું જો જીવનના પાયારૂપ બ્રહ્મચર્યાશ્રમ—વિદ્યાર્થી જીવનનોજ આરંભ કરવામાં ન આવ્યો હોય તો ગૃહસ્થાશ્રમાદિની સફળતાની આશા ક્યાંથી રખાય ! કહેવત છે કે "नास्ति मूलो कुत: शाखा" અર્થાત્ જ્યાં મૂળ ન હોય ત્યાં કાર્ય ક્યાંથી થાય ! મતલબ કે બ્રહ્મચર્યાશ્રમ—વિદ્યાર્થી જીવનના સેવન વિના જીંદગીની—સફળતા ઇચ્છવી એ આકાશ કુસુમવત્ છે

# ભારતની ઉન્નતિ શાના ઉપર છે?

## મિત્ર પ્રતિ પત્ર.

સ્નેહી કિશોરીલાલ !

કામના વ્યવસાયને લીધે લાંબા વખતે આજે આપણા સંસાર સુધારાના વિવાદાત્મક પ્રશ્નોની ચર્ચા આરંભાય છે. આપથી મારા પત્રની પ્રતિરોજ પ્રતિક્ષા કરતા હશો પરંતુ માણસ માત્ર 'આરંભે શૂરા' હોય છે. વખત જતાં તેમનો તીવ્ર ઉત્સાહ શિથિલતાના સ્વરૂપમાં પલટાઇને કાંઇક આળસ્યના રૂપમાં ફેરવાઇ જાય છે. જો કે આ વાત સામાન્ય છે અને અન્ય સજ્જનોના સંબંધમાં તે બને કે ન બને તોપણ મારા પોતાના સંબંધમાં તો એમજ બન્યું છે. અને તે માટે આપની પાસે ક્ષમા યાચું છું.

બંધુ ! ભારતવર્ષમાં આજે જ્યાં જુઓ ત્યાં સર્વત્ર ઉન્નતિના પ્રયાસો શરૂ થઇ રહ્યા છે. કોઇ સ્વરાજ્ય મળવાથી ઉન્નતિ માને છે, કોઇ ધર્મબંધનમાં ઉન્નતિ માને છે, જ્યારે કેટલાક એવું માનવાવાળા પણ છે કે, ધર્મને બ્હાને જે અઢળક દ્રવ્ય પ્રતિવર્ષ આપણા દેશમાં ખર્ચાતું જાય છે તે બધું યોગ્ય અને સુમાર્ગે થશે ત્યારેજ ખરી ઉન્નતિ પ્રાપ્ત થશે. ગમે તેમ હો ! આ ઉપરથી કોઇ પણ વિચારવાળાઓનું હું ખંડન કરવા માગતો નથી. લાંબો વખત થયા કુંભકર્ણની નિદ્રામાં સુતેલો અને પરાધિનતાની પ્રચંડ શૃંખલાથી બદ્ધ થએલો આપણો આર્ય દેશ, આજે પ્રભુ કૃપાથી અજ્ઞાનાવસ્થાની ઘોર નિદ્રામાંથી ઉન્નત થઇને જ્યારે "સ્વતંત્રતા"—"સ્વતંત્રતા" ની જોસભેર બુમો મોટે અવાજે પાડી રહ્યો છે ત્યારે તેના કરતાંએ વધારે વખત થયો અજ્ઞાનાવસ્થામાં સડયા કરતી, અને પુરૂષોના એક આનંદના સાધન તરીકેજ મનાતી નિર્દોષ અબળાજાતિને ઉન્નત કરવા અને તેમને યોગ્ય કેળવણીથી અલંકૃત કરીને પોતાના જીવનમાં એક અગત્યનું સ્થાન ભોગવતી કરવા માટે શું અસાધારણ પ્રયાસો કરવાની જરૂર નથી ! હાલમાં ઘણે ઠેકાણેથી આ પ્રશ્ન ઉપાડી લેવામાં આવ્યો છે અને સ્ત્રીઓની શારિરીક, માનસિક તેમજ આધ્યાત્મિક સર્વ પ્રકારની ઉન્નતિઓ શી રીતે થઇ શકે એ સબંધમાં જાણીતા વિદ્વાનો, લેખો-ભાષણો અને માસિકોદ્વારા ઉત્તમ સાહિત્ય પ્રજાવર્ગમાં પુરૂં પાડે છે. આવા પ્રયાસો ઘણા વખાણવા અને ઉત્તેજન દેવા જોગ છે; પરંતુ પ્રજાવર્ગનો મોટો ભાગ હજુ આવી પ્રવૃત્તિઓથી બિલકુલ અજ્ઞાત રહેલો છે. તેઓએ હજી સ્ત્રીઓના જીવનની ખરી મહત્તા જાણી નથી. અને ખરૂં કહીએ તો જેઓ 'સ્વરાજ'-'સ્વરાજ'ની બુમો પાડવા માટે તેમજ તે મેળવવા માટે તન, મન, ધનથી પુર યત્ન કરી રહેલા છે તેઓની સંખ્યાનો ઘણો ભાગ પોતાની જીવનજ્યોતિમાં મધુરો રસ સિંચનારી ધર્મપત્નિઓને ખરી સ્વતંત્રતા સ્વરાજ આપવાને જોઇએ તેટલો ઉત્સુક નથી. એ એક દિલગીરી ભર્યું છે.

સ્ત્રીઓને યોગ્ય પ્રકારથી કેળવીને તેમને ઉચ્ચ સ્થિતિએ જ્યાં સુધી લાવવામાં આવશે નહિ, ત્યાં સુધી બીજા ઉન્નતિના માર્ગો ગમે એટલા વિસ્તૃત અને સુંદર પાયા ઉપર લાવવામાં આવશે તોપણ સમાજની ભાવી ઉન્નતિ કદી પણ થઇ શકશે નહિ. પાશ્ચાત્ય દેશોએ પોતાની ઉન્નતિ આટલી રહેલાઇથી કેમ પ્રાપ્ત કરી એનું કારણ આપણે તપાસીશું તો સ્પષ્ટ માલુમ પડશે કે, તેઓએ સ્ત્રીઓને ઘટતા હક્કો આપીને ઉત્તમ પ્રકારે કેળવી છે અને તેને લીધે તે દેશોમાં સંતાનો પણ તેવાં ઉત્તમજ નીવડે છે. જો કે તે દેશોની સ્ત્રીઓ હાલમાં જે અમર્યાદિત સ્વતંત્રતા ભોગવીને અનાચારો કરી રહી છે તે આપણા દેશને-આપણા સમાજને કોઇ પણ પથ્યકારક થઇ શકશે નહિ, પરંતુ એ વાતને હાલ આ વિષય સાથે કંઇ પણ સબંધ ન હોવાથી બનશે તો આગામી અંકમાં એ સબંધી જુદોજ લેખ પ્રગટ થશે.

ભૂતકાળમાં આપણો દેશ સર્વ પ્રકારે ઉન્નતિના શિખરે સ્થિત થએલો હતો તેનું કારણ શું ? તે વખતમાં સ્ત્રીઓનું માન સારી પેઠે જળવાતું હતું. સ્ત્રીઓને દેવી તરીકે સંબોધવામાં આવતી હતી; એટલુંજ નહિ પણ સ્ત્રીઓનું અપમાન કરનારાઓને પણ આ-રેમાં ભારે શિક્ષાઓ થતી. જ્યારે આ પ્રમાણે હતું ત્યારે સ્ત્રીઓમાં પતિવ્રત, દયા, સ્વધર્મ, કર્તવ્યપાલન, સંસારિક [illegible]માં પારંગત ૯૦ અનેક ગુણો હીરાની પેઠે પ્રકાશી નિકળતા અને તે કારણથી તેમની પ્ર[illegible] તેવીજ ઉતમ નિવડતી એમાં શું સંદેહ ! ! !

પ્રિય મિત્ર ! આવા આવા વિ[illegible]. લીધે મારૂં મન બહુ વ્યાકુળ બની જાય છે. એવો કયો અભાગી મનુષ્ય છે કે જેને પોતાની અને પોતાના વ્હાલા દેશની ઉન્નતિ કરવાનું મન ન થાય ? દરેકને તેમ થાય છે. પણ ખરી ઉન્નતિ શાથી થશે એ તરફ જ્યાંસુધી યોગ્ય વિચારો નહિ કરીશું ત્યાંસુધી મનવાંછિત ફળ મેળવી શકીશું નહિ એ સિદ્ધ વાત છે.

સ્ત્રીઓ જો સુશિક્ષિત હોય તો પુરૂષોને માથેથી ઘણાં કાર્યો તે ફરજ ગણીને ઉપાડી લે અને તે સાથે પુરૂષના નિરૂત્સાહી–નિરસજીવનમાં ઉપસ્થિત થતી અનેક આપત્તિઓને વિખેરી નાંખવાની કે તેમાં ચોક્કસ સલાહ મળવાની તેઓ તરફથી સારી આશા રાખી શકાય. માટે બંધુ ! આપણને જો ખરી ઉન્નતિ પ્રાપ્ત કરવી હોય, આપણા ભગ્ન સ્વભાવમાં અને અવ્યવસ્થિત માનવજીવનમાં ખરો સુધારો કરવો હોય તો આપણા એક અડધા અંગ (સ્ત્રી)ને સુનીતિમય કેળવણીથી વિભૂષિત કરી–તેઓની દરેક પ્રકારની શક્તિઓને પરીપૂર્ણપણે વિકસાવવી જોઇએ. જો દંપતિઓમાં પરસપરસ શુદ્ધસાત્વિક પ્રેમ–સદાચરણ–સુવિદ્યા અને જનસેવાની પ્રબળ આંતરિક લાગણીઓ હશે તો તેમનું તે સાદું પણ સર્વોત્કૃષ્ટ જીવન ગણાઇ શકાશે. મોટા મોટા મહારાજાઓના ઉત્કર્ષમય રાજમંદિરો પણ આ પવિત્ર દિવ્ય જોડલાઓની ઝુંપડી આગળ તુચ્છ છે અને ગમે એવી આપત્તિઓ પણ આ સાચાં પ્રેમીઓને કશી હરકત કરી શકતી નથી. કેવું સરસ–આનંદિત જીવન ! !

“ यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ ”

“ જે ઠેકાણે સ્ત્રીઓનો આદર ન હોય, અને સ્ત્રીઓ જ્યાં ગમગીનીમાંજ સમય પસાર કરતી હોય, તે સમાજની કે તે દેશની ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે.”

વળી સ્વામિજી મહારાજ વિવેકાનંદજી પણ કહે છે કેઃ “ જ્યાં સુધી મહામાયાની સાક્ષાત્ પ્રતિમા જેવી સ્ત્રીજાતિનો તમે ઉદ્ધાર નહિ કરો ત્યાં સુધી તમારા દેશના ઉદ્ધારનો બીજો એકે માર્ગ નથી. ’ હવે વિશેષ શું ? આ સબંધમાં આ દેશનાં તેમજ વિદેશના વિદ્વાનોના સંખ્યાબંધ પ્રમાણો આપી શકાય એમ છે; પરંતુ તે બધાનો આશય ઉપર્યુક્ત સિદ્ધાંતને મળતોજ આવવાથી અત્રે લંબાણ કરવા ઉચિત માનતો નથી. એવો કયો સહૃદય મનુષ્ય છે કે, તે હજુએ આની ઉન્નતિમાં વાંધો લઇ શકે એમ છે !

વ્હાલા બંધુ ! આ પત્રમાં જણાવેલા વિચારો તે મ્હારા સ્વતંત્ર છે એમાં આપને જો વિચાર સાથે મળતાપણું હોય તો વિચારને અમલ કરીને–અન્ય બંધુઓ આગળ તેનો રીપોર્ટ કરીને આપણી સેંકડો વર્ષોના અવનતિના ખાડામાં ઓસા ખાતી બિચારી અજ્ઞ અને સત્ય પંથથી અનભિજ્ઞ એવી માતાઓ–બ્હેનો અને પત્નિઓને, એક આદર્શ માતા–બ્હેન કે પત્નિ બનાવવાને તન, મન, ધનથી સહાય કરતા રહવું. બસ–એજ ! પત્ર લંબાણ થઇ જવાને લીધે હાલતો એટલેથીજ વિરમું છું. ચિ. બાબુડાને અને ગૃહમાં અ. સૌ. કાન્તા બ્હેનને મારી શુભાશિષ.

જવાબ લખશો. } હું છું આપનો,
રણછોડદાસ દયારામ પારેખ.
મવડીયાશે—નવસારી.

ભૂતકાળમાં આપણો દેશ સર્વ પ્રકારે ઉન્નતિના શિખરે સ્થિત થએલો હતો તેનું કારણ શું ? તે વખતમાં સ્ત્રીઓનું માન સારી પેઠે જળવાતું હતું. સ્ત્રીઓને 'દેવી તરીકે સંબોધવામાં આવતી હતી; એટલુંજ નહિ પણ સ્ત્રીઓનું અપમાન કરનાઓને પણ ભારેમાં ભારે શિક્ષાઓ થતી. જ્યારે આ પ્રમાણે હતું ત્યારે સ્ત્રીઓમાં પતિવ્રત, દયા, સ્વધર્મ, કર્તવ્યપાલન, સંસારિક [illegible] પારંગત ઇ૦ અનેક ગુણો હીરાની પેઠે પ્રકાશી નિકળતા અને તે કારણથી તેમની [illegible] તેવીજ ઉત્તમ નિવડતી એમાં શું સંદેહ ! ! !

પ્રિય મિત્ર ! આવા આવા વિ[illegible] લીધે મારૂં મન બહુ વ્યાકુળ બની જાય છે. એવો કયો અભાગી મનુષ્ય છે કે જેને પોતાની અને પોતાના વ્હાલા દેશની ઉન્નતિ કરવાનું મન ન થાય ? દરેકને તેમ થાય છે. પણ ખરી ઉન્નતિ શાથી થશે એ તરફ જ્યાંસુધી યોગ્ય વિચારો નહિ કરીશું ત્યાંસુધી મનવાંછિત ફળ મેળવી શકીશું નહિ એ સિદ્ધ વાત છે.

સ્ત્રીઓ જો સુશિક્ષિત હોય તો પુરૂષોને માથેથી ઘણાં કાર્યો તે ફરજ ગણીને ઉપાડી લે અને તે સાથે પુરૂષના નિરૂત્સાહી-નિરસજીવનમાં ઉપસ્થિત થતી અનેક આપત્તિઓને વિખેરી નાખવાની કે તેમાં ચોક્કસ સલાહ મળવાની તેઓ તરફથી સારી આશા રાખી શકાય. માટે બંધુ ! આપણને જો ખરી ઉન્નતિ પ્રાપ્ત કરવી હોય, આપણાં બગેલ સ્વભાવમાં અને નચોક્કસ માનવજીવનમાં ખરો સુધારો કરવો હોય તો આપણા એક અડધા અંગ (સ્ત્રી)ને સુનીતિમય કેળવણીથી વિભુષિત કરી-તેઓની દરેક પ્રકારની શક્તિઓને પરીપૂર્ણપણે વિકસાવવી જોઇએ. જો દંપતિઓમાં અરસપરસ શુદ્ધસાત્વિક પ્રેમ-સદાચરણ-સુવિદ્યા અને જનસેવાની પ્રબળ આંતરિક લાગણીઓ હશે તો તેમનું તે સાદું પણ સર્વોત્કૃષ્ટ જીવન ગણાઇ શકાશે. મોટા મોટા મહારાજાઓના ઉકળાટમય રાજમંદિરો પણ આ પવિત્ર દિવ્ય જોડલાઓની ઝુંપડી આગળ તુચ્છ છે અને ગમે એવી આપત્તિઓ પણ આ સાચા પ્રેમીઓને કશી હરકત કરી શકતી નથી. કેવું સરસ-આનંદિત જીવન ! !

" यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ "

" જે ઠેકાણે સ્ત્રીઓનો આદર ન હોય, અને સ્ત્રીઓ જ્યાં ગમગીનીમાંજ સમય પસાર કરતી હોય, તે સમાજની કે તે દેશની ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે."

વળી સ્વામિજી મહારાજ વિવેકાનંદજી પણ કહે છે કે; " જ્યાં સુધી મહામાયાની સાક્ષાત્ પ્રતિમા જેવી સ્ત્રીજાતિનો તમે ઉદ્ધાર નહિં કરો ત્યાં સુધી તમારા દેશના ઉદ્ધારનો બીજો એકે માર્ગ નથી. ", હવે વિશેષ શું ? આ સમ્બન્ધમાં આ દેશના તેમજ વિદેશના વિદ્વાનોના સંખ્યાબંધ પ્રમાણો આપી શકાય એમ છે; પરંતુ તે બધાનો ભાવાર્થ ઉપર્યુક્ત સિદ્ધાંતને મળતાજ આવવાથી અત્રે લંબાણ કરવા ઉચિત માનતો નથી. એવો કયો સહૃદય મનુષ્ય છે કે, તે હજુએ સ્ત્રીની ઉન્નતિમાં વાંધો લઇ શકે એમ છે !

વ્હાલા બંધુ ! આ પત્રમાં જણાવેલા વિચારો તે મ્હારા સ્વતંત્ર છે એમાં આપને જે વિચાર સાથે મળતાપણું હોય તે વિચારને અમલ કરીને-અન્ય બંધુઓ આગળ તેનો સ્ફોટ કરીને આપણી સેંકડો વર્ષથી અવનતિના ઉંડા ઓવા ખાતી બિચારી અબળા અને સત્ય પંથથી અનભિજ્ઞ એવી માતાઓ-બ્હેનો અને પત્નિઓને, એક આદર્શ માતા-બ્હેન કે પત્નિ બનાવવાને તન, મન, ધનથી સ્હાય કરતાં રહેવું. બસ-એજ ! પત્ર લંબાણ થઇ જવાને લીધે હાલતો એટલેથીજ વિરમું છું. ચિ. બાલુડાન અને ગૃહમાં અ. સૌ. કાન્તા બ્હેનને મારી શુભાશિષ.

હું છું આપનો,
રણછોડદાસ દયારામ પારેખ.
ગણદેવી પાસે—નવસારી.

## પ્રિયાની ધૂન.

તુ મુજ [illegible]
રસિલી
તુ મુજ જીવન [illegible]
[illegible] તારામા [illegible]
રસિલી
તુ મુજ જીવન [illegible]
[illegible]
[illegible] મસ્તાન.
સ્નેહે ~
આ

[illegible] અતિશય હતી
[illegible] આરંભે નહિ નયનને જ્યાં સુધી
[illegible] ધ્યાને સાધુ નિરખી શકી ના તે જિનપ્રિયે
[illegible] નમા પોતે નિજ ચીવર લાગી સુકવવા. ૪
[illegible]ના સંચારે મુનિવર તણું ધ્યાન વિઘટ્યું,
[illegible]ને તે સાધ્વીનું નગન તન દષ્ટિ પથ પડ્યું;
[illegible]લોકી વેળા ને ઝટ મદન સુસજ્જિત થયો,
અને નામી ત્યારે નિજ ધનુષ ટંકારવ કર્યો ૫
પછી સાંધ્યા બાણો પણસપર તેણે ઝટ કરી,
મુનિને લક્ષીને અસદ-શરવૃષ્ટિ કરી મુકી;
[illegible]રોના ઘાઓથી હૃદય મુનિનું જર્જરૂં કર્યું,
અને તે રામાને શરણ પડવા સ્વીકૃત થયું. ૬

### શાર્દૂલવિક્રીડિત.

રામા એ હતી રૂપથી રતિસમી-ગૌરીસમી-શ્રી સમી,
ના, ના, એ સહુથી હતી રૂપવતી આપમ્ય જોતું નથી;
તેના અંગની તિમિરમાં ખીલી રહી ચંદની,
ના, ના, મેઘની તદા ચમકતી'તી વીજ ધીરે રહી. ૭
હતી નગ્નાવસ્થા પ્રગટ સવિ અંગો વળી હતાં,
હું શાનેયે તેનું વરણન કરી ના શકું કદા;

સ્થિતીનુંજ કર્યું છે અને આ સ્થિતી કોઇપણ સજ્જનનું હૃદય પીગળાવ્યા વગર રહેતી નથી. આજે હિન્દના ૭૫૦૦૦૦૦ પુત્રો ભિખારીઓની સંજ્ઞાએ ઓળખાય છે, ૧૬૦૦૦૦૦૦૦થી અધિક મનુષ્યોને ભૂખે સુવું પડે છે. ધન-ધાન્ય આપનાર ખેતીવાડીનો ઉત્તમ ધંધો ક્ષુદ્ર પંક્તિમાં મૂકાયો છે, હજારો ખેડુતો, કંજુસ વિચારોવાળા જમીનદારોના કરજ નીચે ગુલામી સેવતા કાલે છોકરાંઓ શું ખાશે તેની ચિંતામાં, દિવસોના દિવસો અને વર્ષોના વર્ષો ગાળતા નજરે પડે છે. આનું કારણ શું ? જ્યારે જગતના અન્ય દેશો જેવા કે યુરોપ, અમેરિકા, ઓસ્ટ્રેલીઆ વગેરે ખેતીના ધંધાને ઉત્તમમાં ઉત્તમ ગણી, રસકસ વગરની જમીનને પણ યંત્રો અને ખાતરથી રસાળ બનાવવા પ્રયત્નો કરે છે, ત્યાંના વિજ્ઞાન શાસ્ત્રીઓ પાકને હરકત કરતા જંતુઓનો હરકોઇ રીતે ફડચો આણવા મથે છે, ત્યાંના રાજ્યો તરફથી ખેડુતોને જોઇતી મદદ વિના સંકોચે મલે છે, ત્યારે ભારત દેશના ખેડુતોને મદદ આપવાની વાત તો બાજુ રહી પણ તેઓને ભૂખે મારી કનડગત કરવામાં આવે છે. મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે હવેલીના સ્તંભ સમી જઈ તુટી પડવાની અણી પર આવ્યો છે. હિંદની આજે એજ દશા છે. હિન્દના ખેડુતો મધ્યાન કાળના ભીષણ તાપમાં રક્તનું પાણી કરી સુકી અને રૂખી રોટલી ખાઇ દીવસ કાઢે છે.

હિંદના પ્રત્યેક ખેડુતની પેદાશ દૈનિક ત્રણ પૈસા જેટલી ગણવામાં આવે છે. કેટલી મોટી રકમ ! ધનવાન એક વિદેશી સુંદર સીગારેટનો ધુમાડો કરવામાં તે રકમ ખરચી દે છે. પણ તે રંક ખેડુતોની સ્થિતિ કેવી છે તે તો અનુભવીઓજ જાણે છે. ખેડુતોનું મુખ જોતાં આંખો ફાટી જાય છે, લેણદારોના ત્રાસથી અને અન્નના અભાવથી સદૈવ તેમના ચહેરા પર શોક છવાઇ રહ્યો છે. છતાં તે રંકો નિસ્તેજ મુખથી ધાન્ય ઉત્પન્ન કરે છે. તેમનેજ અન્નનો અભાવ ! કેવી ગંભિર સ્થિતિ ? તેમની છેતતોડ સખત મહેનતથી જે અન્ન ઉત્પન્ન થાય છે તે અન્ય દેશમાં જાય છે. કહેવત છે કે "ઘર બાળી તીર્થ થાય છે" જે દેશની ખેતી આ દશાને પ્રાપ્ત થયેલી હોય તે દેશનો કેવી રીતે ઉદય થાય ? અન્ન ખાવાના વાંધા હોવાથી રોગરૂપી રાક્ષસ મનુષ્ય આહાર કરવા તૈયારજ હોય છે. તેના બળીદાનમાં હિંદ આજે મોટી સંખ્યામાં પોતાના રત્નોને આપી રહ્યું છે, આ સંકટોનું મૂળ જોશો તો ખેતીની અવદશા છે. શ્રીમંતો તરફથી જુદા જુદા ધર્મના મતાવલંબી સાધુઓને પુરતું દ્રવ્ય મળે છે પરંતુ ખેડુતોને વગર વ્યાજે ધન ધીરવા-અન્ય રીતે સહાય કરવા કોઇ વીરલાજ દેખાય છે. હવેલીના સ્તંભ સમીજઈ તુટી પડવાની અણી પર આવ્યા છે એ વાત ચોક્કસ છે, પરંતુ હવે કરવું શું ? શું તેજ સ્થિતિમાં રહેવા દઇ હવેલીને નષ્ટ કરી દેવી ! વિચારશીલ પુરૂષ તેને તેજ સ્થિતિમાં કદી પણ રહેવા કહેશે નહિ ! તેને મજબુત કરવા નવા સ્તંભ ગોઠવી અને તેને ટકાવી રાખવાજ કહેશે. તેનું આયુષ્ય વધારવામાંજ શ્રેય છે. ખેડુતોને દ્રવ્યની પુરતી મદદ કરો, ખેતી ક્રમે ક્રમે વૈજ્ઞાનિક બનાવો, તેમાંજ શ્રેય છે.

ખેડુતોને મદદ કરવાથી ખેતીની ઉન્નતી થશે અને તેથી ભુખમરો મટી જઇ દેશ આબાદ થશે. ધન માટે ખેડુતો તરફથી વેચાતી ગૌમાતાઓ કસાઇવાડે જતી અટકશે અને તેથી ભારત વર્ષમાં સ્વચ્છ દુધ, ઘી અને માખણ પુષ્કળ મળી શકશે. જ્યારે ૧૬૦૦૦૦૦૦૦ ભુખ્યા માણસો પુરતું અન્ન પ્રાપ્ત કરશે ત્યારેજ સ્વદેશ, સ્વદેશાભિમાન અને સ્વરાજ્યનો રહસ્ય તેમના કર્ણોમાં મધુર નાદ કરી ગુંજારવ કરશે. હું આશા રાખું છું કે દરેક ભારતવાસી આજથી ખેતીવાડીને સુધારવા માટે ખેડુતોને પોતાથી બનતી સહાય આપશે અને તેમના દુઃખે દુઃખી અને સુખે સુખી થઇ રહેશે તો આ ભારત વર્ષના ઉજળા ભવિષ્યને લાંબા વખતની વાર નથી.




નીચેના ચિત્ર માટે રૂ ૫૦૦ નું વોર લોન કમીટીનું ઈનામ જીતી જનાર
જાણીતા ચિત્રકાર મી. સુંદરરાવ ગોરટાકર.



કચ્છી જૈન મિત્ર

# A CALL TO DUTY

## SUBSCRIBING SOUND INVESTMENT.

PROFIT AND VICTORY COMBINED.




[ચિત્રકાર:] વૉર લોન પોસ્ટર [મી. એમ. વી. ધુરંધર.

મુંબાદેવીનો પોતાના પુત્રો પ્રતિ વૉર બોન્ડસ અને લોનમાં પૈસા રોકવાનો ઉપદેશ.

# ધર્મ ધનનો ઉપયોગ.

(લેખકઃ—શ્રીયુત હરજીવન કાલીદાસ મ્હેતા.)

આત્માનો માર્ગ બતાવે તે ધર્મ અને દેહભાવનાને દઢ કરે તે અધર્મ. આત્મસુખ–આત્માનુભવની પ્રાપ્તિ કરાવવી અને સર્વ પ્રાણીઓના દુઃખની નિવૃત્તિ કરવી એ દરેક ધર્મનું કર્તવ્ય. જગતમાં જેટલા મહાપુરૂષો, તીર્થંકરો, ઋષિઓ પેયગંબરો થઇ ગયા છે. તેઓએ આજ દૃષ્ટિથી કાર્ય કરેલું છે અને આજ હેતુથી ધર્માલયો, મઠો, આશ્રમો અને મંદીરોની સ્થાપના કરી ધર્મો અને સંપ્રદાયો પ્રવર્તાવ્યા છે. આવા ધર્મના રક્ષણ માટે સાધુ, સંન્યાસી, ફકીરના ટોળાં આ ભારત ભુમિપર ફરતાં રહ્યાં છે. જ્યાં સુધી ધર્મનો ખરો અર્થ લોકોના ધ્યાનમાં હતો, ખરો ધર્મ સમજનારા સાધુ, સંન્યાસી અને યતીઓ હતા ત્યાં સુધી આર્યાવર્ત સુખી, સ્વાવલંબી, સંતુષ્ટ અને સ્વતંત્ર હતો.

**સ્થિતિ બદલાઇઃ**—વખત જતાં જગતના મહાન આત્માઓ પોતાના શિક્ષણ રૂપ ધર્મ શાસ્ત્રો જગતજનને આપી અદ્દશ્ય થયા. મનુષ્ય જાતીને પોતાના પગ ઉપર ઉભી રહેતી કરવા માટે આ લોકની ગુફાઓમાં અથવા પરલોકની સિદ્ધ શય્યાએ જઇ બેઠા. સંપ્રદાયો પરમાત્મ પ્રાપ્તિના માર્ગો મટી, જુદા જુદા વાડા થઇ ગયા. આચાર્યો અજ્ઞાની થયા, પાખંડી બની ચારિત્ર ભ્રષ્ટ થયા. **ધર્મમંદીરો અને તીર્થો ધન મંદીરો અને ધંધાદારીની દુકાનો બની ગયાં.** બન્ને સ્થળોમાં ધર્મને બદલે ધનની સ્થાપના થઇ, ધર્મ ધનનો પુજારી બન્યો. ભોજવૃદ્ધિ અને વૈભવ દેવાલયો, મઠો અને આશ્રમોના બે મુખ્ય સ્થંભો થયા. "આંધળુ, બેહરી અને બકરના આયળા" લોકો સાધુ સંન્યાસી, મુનિમહારાજ અને ફકીર થવા લાગ્યા. તેઓએ પોતાના પક્ષો અને નવા સંપ્રદાયો ઉત્પન્ન કરી ધર્મસ્થાનમાં કુસંપ અને કલહનું આવાહન કર્યું, અન્ન ક્ષેત્રો અને છત્રોમાં અન્ન અને સીધાનો બજારમાં વિક્રય થવા માંડયો. પ્રભુની પ્રસાદીની દુકાનો મંડાઇ અને પ્રસાદના પડીયા વેચાવા માંડયા. અનીતિ, અંધ શ્રદ્ધા અને અજ્ઞાન કેટલાક આચાર્યો, સાધુઓ સંન્યાસીઓ, યતીઓ, મહારાજા અને તેમાં શ્રદ્ધા રાખનાર ભોળા ભક્તોમાં વધ્યાં, જ્ઞાન અને યુક્તિહીન રીતિઓ કેટલાક સંપ્રદાયોમાં દાખલ થઇ અને ધર્મને નામે વહેમ, હિંસા, કુસંપ અને મારામારીએ જંગ મચાવી પવિત્ર સ્થાનને અપવિત્ર કર્યા. આમ થતાં દેશમાં અને જગતમાં જડવાદનું વાદળ ચઢી આવ્યુ અને ધર્મ ભાવનાની ઓટ થઇ ગઇ.

**પાંછાં વળતાં પાણી થયાંઃ**—વિશ્વમાં બનતા અવનવા બનાવો પછી જગતની સ્થિતિ બદલી. જુદા જુદા ભયંકર રોગો, દુષ્કાળે મુશ્કેલીઓએ અને હમણાના મહાભારત યુદ્ધે નાસ્તિક વાદનો પરાજય કર્યો. નવા યુગ અને યુગ પ્રધાનની નિશાનીઓએ દેખાવ દીધો. લોકોની આંખ ઉઘડવા માંડી. મનુષ્ય જાતીની શ્રદ્ધા પરીક્ષાનો અંત આવ્યો. ધર્મભાવના પાછી પોતાના શુદ્ધ સ્વરૂપમાં પ્રકાશવા કરવા માંડી અને પાછાં તેનાં વગતાં પાણી થયાં.

**એક નવીન પ્રશ્નઃ**—જગતની દુઃખી સ્થિતિએ અને ધર્મ ભાવનાની જાગૃતિએ એક નવિન પ્રશ્નને જન્મ આપ્યો. આ ભારતભુમિમાં જ્યારે ઘણા લોકો ભુખે મરે છે, લાખો

બાળકો અજ્ઞાનાંધકારમાં રખડે છે; લાખો વિધવાઓ, અપંગો, અનાથો દુઃખમાં ડુબ્યાં છે, ગરીબીનાં પડધા કાને પડે છે, પશુઓ કપાતાં જાય છે, વિદેશમાં હિંદી મજુરોનું અપમાન થાય છે, હિંદી બાળાઓને ત્યાં માત્ર પશુવૃત્તિની તૃપ્તિને અર્થે વાપરવા માટે લઇ જવાય છે ત્યારે ધર્મ મંદીરોમાં ધનનો ઢગલો થાય છે. ધર્મની દુકાનો અને કારખાનાના લાગાના પૈસા એકઠા થઇ સડે છે, અથવા વ્યાજથી ધનની વૃદ્ધિ કરે છે, અને ધર્મગુરૂઓના મોજ શોખમાં વપરાય છે અને દેવ મંદીરોમાં કીમતી આરસપહાણ પાથરવામાં અથવા કીમતી મૂર્તિ બનાવવામાં અથવા તેને માટે લાખો રૂપીયાના દાગીના બનાવવામાં વપરાય છે આવે ભયંકર પ્રસંગે ધર્મ ધનનો આવો ઉપયોગ હોય શકે નહિ. ત્યારે ધર્મધનનો ઉપયોગ શું? આ નવિન પ્રશ્ન આવા કેટલાંક નવીન માસિકોમાં ઉત્પન્ન થયો છે. અને એ પ્રશ્ન પોતાના ઉત્તરની શોધમાં અહીં તહીં ભટકે છે અને નવીન કલ્પનાઓ ફેરે છે.

થોડી સુચનાઓ:—આ પ્રશ્ન ઇ. સ. ૧૯૧૬ ના ફેબ્રુઆરી માસથી સારા મગજને બેચેન કરવા માંડયો છે અને હિંદના ધર્મધનના સદુપયોગ માટે થોડા રસ્તા શોધી કાઢયા ફરજ પાડી છે જે જે રસ્તા જણાય છે તે અત્રે વાચક વર્ગની આગળ થોડી સુચનારૂપે મૂકવા પ્રયત્ન કર્યો છે.

(૧) હિંદમાં લાખો બાળકો વિદ્યા દેવીથી બહિર્મુખ રહે છે, તેઓને માટે શિક્ષણનાં સાધનો નથી. હિંદનું શિક્ષણ પ્રમાણ ઇ. સ. ૧૯૧૧ ના વસ્તી પત્રક પ્રમાણે માત્ર સેંકડે ૧૨ ટકાજ છે. અગીઆર પુરૂષો અને એકજ સ્ત્રી વાંચી લખી શકે છે. આવે સમયે ધર્મ ધનથી પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ અને કાલેજો પોષિત ધર્મ ગુરૂઓની મારફત ઉઘાડી શકાય અને શાળા માટે મંદીરોની જગ્યા, શિક્ષકો તરીકે ભણેલા સાધુ-સંન્યાસીઓ અને યતીઓ, અને ઉચ્ચ શિક્ષકોના પગાર માટે મંદીરનું ધન બહુ સહેલાઇથી વાપરી શકાય.

(૨) સત્ય ધર્મનો પ્રચાર અને ઉપદેશક શાળા:—આજકાલ સત્ય ધર્મના શિક્ષકોનો દુકાળ પડેલા છે માટે સારા ધર્મ શિક્ષકો ઉત્પન્ન કરવા માટે, ખાસ ધર્મપદેશકો ઉત્પન્ન કરવા માટે, એક શાળા સ્થાપી નવા ઉપદેશકો તૈયાર કરી દેશમાં તથા વિદેશમાં મોકલી શકાય અને આ શાળામાં સર્વધર્મનું રહસ્ય ઉપદેશકોને સમજાવી ધર્મધનથી સઘળા ધર્મોનો ભ્રાતૃભાવ સાધી શકાય.

પુસ્તકાલયો અને પત્રો:—લોકોમાં જ્ઞાનના પ્રચાર માટે ગામોગામ અથવા મંદીરે મંદીરે નાનાં પુસ્તકાલયો કાઢી શકાય. ધર્મનું રહસ્ય સમજાવનારાં પત્રો, માસિકો અઠવાડીક કે દૈનિકો ચલાવી શકાય.

(૪) વિધવાશ્રમો અને સ્ત્રી શિક્ષિકાઓ:—સ્ત્રી વર્ગનો ઉદ્ધાર કરવો એ પણ ધર્મ ધનથી બની શકે તેમ છે. દુઃખી વિધવાઓનાં દુઃખ દૂર કરવા અને તેઓને અનીતિમાંથી બચાવવા માટે વિધાશ્રમો સ્થાપી ત્યાં તેઓને ધર્મનું, નીતિનું, દેશી ઔષધોનું, સુવાવડનું, સમાજ સેવાનું શિક્ષણ આપી હિંદ સેવિકાઓ, ધર્મ ભગિનીઓ તૈયાર કરી શકાય.

(૫) હિંસક વર્ગનો ઉદ્ધાર:—કેટલાક ધાર્મિક લોકોએ જીવ હિંસા બંધ કરવા માટે હિંસક વર્ગને જે ધન આપવામાં આવે છે તે ધનનો ઉપયોગ હિંસા માટે પશુઓ લેવા અથવા માછલાં પકડવાની જાળ ખરીદવામાંજ થાય છે. પણ જો તે પૈસા

અથવા ધર્મનો પૈસો હિંસક વર્ગ ( ખાટકી, મહાર, ઢેડ, ભંગી, ભીલ, વસ્તી ) નાં બાળકોને શિક્ષણ આપવામાં અને શિક્ષણ આપી તેઓને કોઈ સારે ધંધે લગાડવામાં વપરાય તો એજ ધનથી હિંસક વર્ગને સુધારી શકાય ને હિંસા હમેશને માટે ઓછી કરી શકાય.

(૬) **દુષ્કાળના વખતમાં સહાયઃ**—જ્યારે મોંઘવારી વધી જાય છે ત્યારે સેંકડો અને હજારો લોકોને અન્ન વસ્ત્ર મળતાં નથી. આવે વખતે ધર્મ ધનથી ઓછે ભાવે અન્ન વસ્ત્ર વેચવાની દુકાનો ખોલી શકાય, અને તદ્દન ગરીબોને અન્ન વસ્ત્ર વહેંચી શકાય, દુષ્કાળનું દુઃખ દૂર કરી શકાય, અને પેટને ખાતર પરધર્મમાં વટલાતા લોકનું રક્ષણ પણ થઈ શકે.

(૭) **અપંગાશ્રમો અને અનાથાશ્રમોઃ**—લુલાં, લંગડાં, અને અશક્ત, લોકો માટે અપંગાશ્રમો, માબાપ વગરનાં દુઃખી અને રખડતાં બાળકો માટે અનાથાશ્રમો સ્થાપી માનવ બંધુઓ પ્રત્યે ખરો ભ્રાતૃભાવ–ધાર્મિકભાવ ધર્મધનથી બતાવી શકાય, દરિદ્ર નારાયણને પૂજી શકાય, અને દેહમંદીરોમાં રહેલા વિષ્ણુ, મહાદેવ, મહાવીર, બુદ્ધ, વિગેરેની સેવા કરી શકાય.

(૮) **ગૌશાળા અને પાંજરાપોળઃ**—પશુનું રક્ષણ કરવું, પશુનાં દુઃખ ઓછાં કરવાં તે પણ ધર્મનું કર્તવ્ય છે. પાંજરાપોળ સ્થાપી ખોડાં અને વૃદ્ધ પશુઓનું દુઃખ દૂર કરવામાં ધર્મ ધન વાપરી શકાય. દેશનું ખઈ ધન ગયેલું રક્ષણ કરવા, દેશનાં બાળકોને સારૂં દુધ દેવા ખેડુતોને સારા અને સસ્તા બળદ આપવા માટે ગૌશાળાઓ ધર્મ ધનથી જુદે જુદે સ્થળે નિભાવી શકાય. (આ કામમાં દેશ સેવા અને ગૌ સેવા બંનેનો સમાવેશ થાય છે.)

(૯) **અન્નક્ષેત્રો અને વિદ્યાગૃહોઃ**—ધર્મને નામે ચાલતાં છત્રો, અન્નક્ષેત્રો અને સદાવ્રતોનું અન્ન આજે ઘણા લોકોને આળસુ બનાવે છે અને પાછું બજારમાં વેચાય છે. આને બદલે જો અન્નક્ષેત્રો, છત્રો અને સદાવ્રતોને ગરીબ વિદ્યાર્થીઓ માટે વિદ્યાર્થીગૃહોમાં બદલી નાંખવામાં આવે તો તેનો વધારે સારો ઉપયોગ થઈ શકે તેમ છે. આ જાતના ધર્મ ધનને આ દિશામાં વાપરવાની હાલ વધારે જરૂર છે.

(૧૦) **દેશી ઓષધો અને દેશી ઔષધોઃ**—વિદેશી દવાઓમાં તેના ટીકચરો અને રોગીઓને લઈ અન્નફળ શાકનો આહાર કરનારા, અહિંસાના ધર્મ પાળનારા લોકોને મદ્યપાન અને પશુના માંસનું સત્વ પાઈ વટાળ કરી રહ્યાં છે. આવી આડકતરી હિંસા અને વટાળમાંથી ધાર્મિક લોકોને બચાવવા માટે આપણા પ્રાચીન ઓષધોનો પુનરૂદ્ધાર કરવામાં ધર્મધન બહુ ઉપયોગી થઈ શકે તેમ છે. દરેક મોટું મંદીર પોતાની બાજુમાં દેશી ઔષધાલય ખુશીથી નભાવી શકે તેમ છે. આથી હજારો ગરીબોનાં દુઃખ દૂર કરી શકાય તેમ છે.

(૧૧) **અન્નફળ શાકના આહારના ઉપદેશકોઃ**—અન્નફળ શાકનો આહાર લોકોમાં વધારે માન પામે અને માંસાહાર ઓછો થાય તેટલા માટે તેવા ઉપદેશકો તૈયાર કરવાની જરૂર છે. આ કામ માટે પણ ધર્મ ધન ઉપયોગી થઈ પડે તેમ છે. માંસાહાર કરનારા દેશોમાં કેટલાક લોકોએ આ કામ પોતાને માથે ઉપાડી લીધું છે તો પછી ધર્મ સંસ્થાઓએ તે કામ ઉપાડી લેવું, તે તો તેની ફરજ જ છે.

(૧) **ન્યાય અને લોક સ્વાતંત્ર્યનું રક્ષણઃ**—સઘળી પ્રજા પરમાત્માનીજ છે. પરમાત્માના મતમાં રૂપ, રંગ, જાતિ, લિંગ, દેશ, ખંડ, ધર્મ કે સંપ્રદાયનો ભેદ નથી. સઘળા જનો આત્મ સ્વાતંત્ર્ય અને મોક્ષને માટે સર્જાયેલા છે. માટે જ્યારે જ્યારે અને

જૈન મિત્ર" એક બાળક માસિક છે, એક બાળકના જેટલુંજ સરળ, નિર્દોષ અને પ્રેમપાત્ર છે; હું પોતે મારી બાળક વયે-આનંદમાં, સુખમાં અને સાહિત્ય-વિદ્યાવિલાસમાં પસાર કરી આજે યુવાન વયમાં પ્રવેશી ચૂક્યો છું. મી. વાડીલાલના કહેવા મુજબ બાળક હોવાના કારણેજ મી. અભયના વ્યાજબી અવલોકનને સ્થાન આપવામાં મેં ભૂલ કરી છે; પણ મારે જણાવવું જોઇએ કે મી. વાડીલાલ પોતે એવી ભૂલોની પરંપરામાં મારા કરતાં હજાર ઘણો આગળ વધી જાય તેમ છે. આ બાબત જો તે ભૂલી ગયો હોય તો મહેરબાની કરી તેણે પોતાના દેવશરણ થયેલાં અઠવાડીકના જુના પૃષ્ઠો ઉથલાવી જવા અને અત્યારે પીઢ બનેલા પત્રકાર મી. વાડીલાલે અન્ય ગૌણ લેખકોના લેખોને સ્થાન આપવાના પાપ બદલ પ્રાયશ્ચિત અને પશ્ચાતાપ કરવો એજ હિતાવહ છે. સ્વતંત્ર લેખકો અને અવલોકનકારોના વ્યાજબી લખાણોને માસિકમાં સ્થાન આપવું એજ જો ભૂલ ગણાતી હોય તો હું છાતી ઠોકીને કહું છું કે મેં તેવી ભૂલ કરી છે, પરંતુ જગતના વર્તમાનપત્રોનો ઇતિહાસ એને ભૂલ કહેતો હોય એમ મી. વાડીલાલ સિદ્ધ કરી શકશે ખરો ? "જૈન હિતેચ્છુ"ના વયોવૃદ્ધ (!) મનાવતા મુખ્ય લેખક આ વાત ન સમજી શકે એવા મૂર્ખ હોય એમ હું માની શકતો નથી, છતાં તે પોતાના વિચાર વિરૂદ્ધ અથવા ગોઠવણ વિરૂદ્ધ અભિપ્રાય પ્રકટ થાય તે જોવા જેટલી પણ ક્ષમતા ન ધરાવતો હોવાથી નિર્દોષતાને પણ મહાન ભૂલ-ગુન્હો ઠરાવવાની વ્યર્થ કોશીશ કરે છે. તે જોઇ મને તેના ઉપર દયા છુટે છે. પ્રસિદ્ધ થએલ અવલોકનમાં લેખક તરીકે મી. અભયનું તખલ્લુસ નામ છતાં "જૈન હિતેચ્છુ"ના મુખ્ય લેખકે તે નામ પ્રકટ કર્યા સિવાય પ્રમુખના અવલોકન ઉપર જે સુંથણાં સુંથ્યા છે તેનો ખુલાસો મી. અભય પોતેજ કરશે એમ માની હું એ વિષે લંબાણ કરવા ઇચ્છતો નથી, છતાં એટલું કહ્યા વિના પણ રહી શકતો નથી, કે જેવી રીતે કેટલાક કીર્તિના ભુખાળો પોતાના પુસ્તકોના અવલોકનો પોતાના હાથે લખી જાહેર પ્રજાનો વિશ્વાસઘાત કરે છે અને એ રીતે પોતાના વિચારો પ્રમાણે પોતાના હાથેજ લખેલ બાબત ઉપર પોતોના જ અર્ધ વાર્ષિક માસિકમાં પોતાનાજ હાથે "વાહ ! વાહ !"નો જે મુશળધાર વર્ષાદ વરસાવ્યો છે એ શું વ્યાજબી કહી શકાય કે ? બહારથી પોતાને નિરભિમાની, સ્વયંસેવક અને હિતૈષી બતાવનાર મી. વાડીલાલના ભીતરમાં કેટલું ઉગ્ર અભિમાન, અને મહત્વાકાંક્ષા છુપાએલાં છે તે આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

જનસમાજના માનીતા ગણાતા પુરૂષોમાં "સામાન્ય અક્કલની ખામી માની લોહીનું પાણી કરનાર, દેશના દેવચરિત પુરૂષો પણ બાળક છે એમ માની લઇ પોતાનું "હું" પદ દર્શાવનાર, અને વર્ષો થયાં છાપાં-આ-લેખો છતાં જગતમાં ક્યાંય પણ બુદ્ધિ કે અક્કલનો અંશ ખુદાતાલાએ યોજ્યો નથી એમ કલ્પી ચંડકોશીઆ નાગની માફક ફેણ પછાડનાર મી. વાડીલાલ મારા જેવા એક સામાન્ય બાળક માસિકકારને (પોતાની નરની માન્યતા પ્રમાણે) બુદ્ધિ વગરનો, સમાજ શાસ્ત્રની ગંધ વગરનો, વિપ્લોદ્ધારની લાગણી વિનાનો, મોટી મોટી વાતો કરવાની શક્તિ વગરનો તથા આકાશમાં ચઢેલા અભિમાની તાકાત વગરનો કલ્પી મજાક કરે એમાં મને બહુ નવાઇ લાગતી નથી, તેના તેવા પ્રોત્સાહક આક્ષેપો અને અમાનુષી ગાળો સામે મારી મૌન સેવા મારે વધારે રક્ષણ કરશે એવી મારી ખાત્રી છે.

કર્મ ઉદયથી તેઓ થોડું ઘણાં લક્ષ્મીવંત થતાં આંખોમાં કાંઇક નવું નૂર આવ્યું.

હોય અથવા તેમણે દ્રષ્ટિકોણ બદલ્યું હોય તેમ હવે તે જ્યાં જ્યાં કોઈ પત્રકાર-માસિકકાર જુએ છે ત્યાં ત્યાં તે શ્વાન સ્વરૂપજ તેની નજરે પડે છે ! જે મનુષ્યો જે આદર્શનું નિરંતર ધ્યાન કરે છે તેજ આદર્શ તેમની દ્રષ્ટિ સન્મુખ ખડો થાય છે એવું શાસ્ત્રવાર્તા છે ! કેટલાક કૃષ્ણ ભક્તોને પોતાની આંતરિક ભક્તિના પ્રતાપે સર્વત્ર કૃષ્ણનાજ દર્શન થયાનું સાંભળ્યું છે ! કેટલાક મહાવીર ભક્તોને અહર્નિશ ધ્યાનના પ્રતાપે સર્વત્ર મહાવીરની જ મૂર્તિનાં દર્શન થયાનું સાંભળ્યું છે ! તેવીજ રીતે વાડીલાલને શ્વાન વૃત્તિના નિત્યના અનુભવ અને સંસ્કારના પ્રતાપે સર્વત્ર શ્વાનોનુંજ દર્શન થતું હોય તો તે બનવા જોગ છે.

મી. વાડીલાલ એક માલદાર શ્રીમંતને ત્યાં ચાર છાપાવાળા શ્વાન ભાળવાને શક્તિમાન થયા છે ! એ ચાર શ્વાન ક્યાં હતા તેનો સ્પષ્ટ ઉલ્લેખ કરવાની તેઓ (નગ્ન-સત્યના લેખક વાડીલાલ) હિંમત કરી શક્યા નથી. અસ્તુ. તેઓ ગમે તે હોય પણ હું એમ પુરવાર કરવાને તૈયાર છું કે વાડીલાલે ગુપ્તપણે મારાપર કરેલ આક્ષેપ તેને પોતાનેજ આબાદ લાગુ પડે છે. હું કોઈને શ્વાન હોવાનું કહેતાં થરથરું છું. પ્રભુનાં મંદિરસમ ગણાતા મનુષ્યને શ્વાન કહેવાનું સાહસ કરવું એ નૈતિક અધઃપતનની પરિસીમા છે ! જે વખતે શ્રીમાન ખેતશી શેઠની નિમણુક કલકત્તા કોન્ફરન્સના પ્રમુખ તરીકે થઈ, તે અરસામાં ઉક્ત શેઠશ્રીના ભત્રીજા રા. રા. વિશનજીભાઈને ત્યાં મારે સાંજ સવાર જમવા અર્થે જાવું પડતું. તેઓ શેઠશ્રીના માળામાં ત્રીજે દાદરે રહે છે. શેઠશ્રીના પોતાના ઘરે-ચોથા માળે કોણ ક્યારે આવતું જતું અને કેટલો વખત રોકાતું તેની માહિતી સ્વાભાવિકરીતે નીચેના માળાવાળાઓને રહે. હું તે પ્રસંગની મી. વાડીલાલની શેઠશ્રી સાથેની દીર્ઘ મુલાકાતો ભુલી ગયો નથી. શેઠશ્રી ખેતશીભાઈના અને વાડીલાલ મોતીલાલના આ નવા આકસ્મિક સંબંધમાં વાડીલાલ શ્વાનવૃત્તિની તૃપ્તિથી કેટલા બેગુનાહ રહ્યા છે તે પોતાના અંતરાત્માને પૂછી જુએ તો વધારે ઠીક. મી. વાડીલાલ અને શેઠશ્રી વચ્ચે ઘણો લાંબો વખત મસલતો ચાલતી. ક્વચિત્ શ્રીમાન્ હીરજી શેઠની સાથે પણ વાતચીતનો લાગ શોધવાના પ્રયત્નમાં હું તેમને નિહાળતો. કમનસીબે અમો કેટલાક તદન પરોપકારની મૂર્તિરૂપે વાડીલાલને જોતા નહોતા અને તેથી કરીને અમોને શંકા રહ્યા કરતી કે-એને તેની ભાગમાં કોઈ ફાયદો ! અમારી એ શંકા આખરે સત્ય ઠરી. મી. વાડીલાલે પોતાના ગૃહ માટે શેઠશ્રી પાસેથી કટકે કટકે મળી એકંદરે રૂપીઆ ૩૫૦૦) મેળવ્યા અને તે ઉપરાંત પ્રમુખ તરીકેના ભાષણમાં શેઠશ્રી આદિ ન સમજી શકે એવી રીતે પોતાના આપખુદી વિચારો ઘુસાડી દીધા તે તો વળી જુદુંજ. લાંબી ખુશામતો અને ધક્કાઓ ખાધા પછી ત્રણ હજાર પાંચસો રૂપીઆ મેળવવા ભાગ્યશાળી થનાર "જૈન હિતેચ્છુ" નો મુખ્ય લેખક બીજાઓને શું જોઈને શ્વાન કહેતો હશે તેનો ખ્યાલ થઈ શકતો નથી ! મી. વાડીલાલ મોતીલાલ કદાચ એવો બચાવ કરશે કે-એ રૂપીઆ કોઈ અંગત સ્વાર્થ માટે નથી લીધા પરંતુ મારા ગૃહ માટે લીધા છે અને તેથી તે વર્તન ક્ષંતવ્ય ગણાવું જોઈએ. હું પૂછવાની રજા લઉં છું કે-તો પછી "કચ્છી જૈન મિત્ર" જેવા એક શુદ્ધ-સ્વતંત્ર પ્રિય માસિકને (અમો હું અને મી. જેઠાભાઈ સાધારણ પૈસાદાર ગણાતા છતાં કંઈ પણ અંગત સ્વાર્થ વગર ઓનરરી રહીને, અમારી કોમના માનવંત-આગેવાન ગૃહસ્થોના સંયુક્ત આશ્રય નીચે કેવળ કોમ, દેશ અને સમાજની સેવા અર્થે ચલાવી રહ્યા હતા તેવા

ઉત્તમ કાર્યને ) રૂપીઆ ૫૦૦) કોમી અગ્રેસર તરફથી વિના ખુશામતે અને વિના લાંબી મસલતે ઉત્તેજનાર્થે ધક્કા ખાધા વગર મળે તેમાં શાન વૃત્તિનો આભાસ સરખો પણ કર્યો છે ? મી. વાડીલાલ જો પોતાના ગૃહ માટે અભિમાન લઇ એક શ્વેતામ્બર કચ્છી જૈન ગૃહસ્થ પાસેથી લીધેલા રૂપીઆનો બચાવ કરવા ઇચ્છતા હોય તો હું અતિ નમ્ર ભાવે એટલુંજ કહીશ કે તેણે પોતાના ગૃહ માટે એક વાર પૂરતો વિશ્વાસ બેસાડવો ને પોતાના ગૃહ સંબંધી આશંકાઓ અને અફવાઓ પ્રમાણિકપણે ખોટી ઠરાવવાનો પ્રયત્ન કરવો.

" જૈન હિતેચ્છુ " ના મુખ્ય લેખક વાડીલાલે મારી સામે એક એવો પણ આરોપ મૂક્યો છે કે-જ્યાંસુધી મને રૂપીઆ નહોતા મળ્યા ત્યાંસુધી મેં માસિકમાં શેઠશ્રીના ગુણગાન ગાવાનું ચાલુ રાખ્યું અને રૂપીઆ મળ્યા પછી મેં માસિકમાં તેમની વિરૂદ્ધના લેખો લખવાનું શરૂ કર્યું. હું ધારૂં છું કે માસિકનો વાંચકવર્ગ ખરી હકીકત ભૂલી ગયો નહિ હોય, જે વખતે શેઠશ્રી ખેતશીભાઇ ૧૧ મી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સના પ્રમુખ તરીકે સુંદરો એનું મારી કચ્છી જૈન કોમના કોઇપણ મનુષ્યને સ્વપ્ન સુદ્ધાં પણ નહોતું આવ્યું, જે વખતે મહાજનના શિરે રહેલું કર્જ દૂર કરવાની ઉદારતા શેઠશ્રી ખેતશીભાઇએ દાખવી હતી અને જે વખતે વિવિધ સંસ્થાઓને કેટલી રકમો આપવી જોઇએ, તેની ગોઠવણ થતી હતી તે વખતે આ કોમી માસિકના સહાયક થવા માટે અને ચાર માસ અગાઉ માસિકના કાર્યને સહાય આપવા આપેલ વચનને પાળવા માટે શેઠશ્રીએ જાહેર મેળાવડામાં (રૂા. ૫૦૦) આપવાનું જાહેર કર્યું હતું. મારો કહેવાનો આશય એ છે કે-મી. વાડીલાલ પોતે જે શાનવૃત્તિના દોષથી કલંકિત થએલ છે તેનો એક અંશ સરખો પણ મને સ્પર્શી શક્યો નથી. મી. વાડીલાલે ક્રોધ અને દ્વેષની જ્વાળામાં ઋતુ-કુઋતુનો નિર્ણય કરવાનું ભૂલી જાય એ તેના માટે બનવાજોગ છે. પ્રમુખનાં મ્હોંફાટ વખાણ કરવાનો અને પાછળથી નિંદા કરવાનો આક્ષેપ પણ તેટલોજ બીનપાયાદાર છે.

શેઠશ્રી ખેતશીભાઇની પ્રમુખ તરીકેની નિમણૂંકથી મને જેટલો આનંદ થાય અને હું જેટલો અભિમાન લઇ શકું તેનો સહસ્રમો ભાગ પણ મી. વાડીલાલ જેવો એક અમદાવાદી સ્થાનકવાસી ન લઇ શકે એ દેખીતું છે. મને પુનઃ પુનઃ કહેવાની ફરજ પડે છે કે-મારી દ્રષ્ટિએ માસિકમાં પ્રગટ થએલ મી. અભયના અવલોકનમાં જણાવેલ વાંધો વ્યક્તિગત કિંવા પ્રમુખ સંબંધી હોય એમ મને બીલકુલ લાગતુંજ નથી. જે કે મતભેદ અને વાંધો છે તે કેવળ પ્રમુખ તરીકેના તેમના ભાષણ સંબંધી છે. આ વાંધો મી. વાડીલાલથી સહન નથી થઇ શક્યો તેનું કારણ બહુ દૂર શોધવા જવું પડે એમ નથી, કારણ કે હવે એ તો જાણીતી બીના થઇ ચૂકી છે કે પ્રમુખનું ભાષણ મી. વી. જે લાલનું પોતાનું ભાષણ હતું, અને હું ધારૂં છું કે નસે-સસના લેખક મી. વાડીલાલ એ વાતનો ઇન્કાર કરવા જેટલી હિંમત નહિ બતાવી શકે. મેં એજ અભયના હાથે લખેલ શેઠશ્રી ખેતશીભાઇનું તદ્દન ટુંક જીવનવૃત્તાંત પ્રગટ કર્યું તેમાં એક કોમી પત્રકારની પવિત્ર ફરજ બજાવવા કરતાં વિશેષ કાંઇ કર્યું નથી, હજી પણ મને એ પુરૂષ (શ્રીમાન ખેતશી શેઠ) ની ઉદારતા અને ભક્તિતાને માટે માન છે અને ભવિષ્યમાં રહેશે. મી. વાડીલાલ, શેઠશ્રી ખેતશીભાઇના નામને પોતાના ખોટા લેખાણમાં સંડાવી મને ભ્રમે

રૂપી તલવાર નીચે તમારૂં મસ્તિક ઝુકાવો " ! "જૈન હિતેચ્છુ"ના મુખ્ય લેખક વા. મો. શાહનો આ કર્ણ કઠોર હુંર ધરિા સાંભળતાં અને સ્વામી રામતીર્થના એક ગંભીર વાકયનું સ્મરણ થાય છે. તેઓ એક સ્થળે કહે છે કે—" દયામાંથીજ સઘળા જુલમો ઉદ્ભવે છે" ક્ષુલ્લક અભિમાની અને ઉન્મત્ત પુરૂષોની દયામાંથી જે જુલમો ઉદ્ભવે છે તેની ઝાંખી "જૈન હિતેચ્છુ" કરાવે છે."હું" પદના પુજારીની દયા કેટલી કઠોર અસહ્ય અને ઉત્પાત કરનારી હોય છે તેની સાબીતી "જૈન હિતેચ્છુ"ના મુખ્ય લેખકનું પ્રત્યેક વાક્ય અરે પ્રત્યેક શબ્દ આપી રહ્યું છે। સમાજને કે જગતને એવી દયાની જરૂર હોય એમ હું માનતો નથી.

* * * *

જગતના અનેક જીવોને વિદ્યાના, ધનના અને વસ્ત્રના દાનની જરૂર છે એની પ્રામાણતાથી પણ ના પાડી શકાય તેમ નથી. પણ તે દાન નિરભિમાન પણે થવું જોઇએ, અહંકાર, અથવા "હું" પદથી કેંફાએલી એક દમડી પણ માર્ગનો ભીખારી સ્વીકારતો શરમાય છે ! આટલા આટલા ઉપદેશો અને પ્રવચનોની મૂસળધાર વરસાદ થવા છતાં, સંસારીઓના અંતઃકરણો પીગળતાં નથી તેનું માત્ર એકજ કારણ છે અને તે એજ કે ઉપદેશકોનું મિથ્યાભિમાન, સામાન્ય જિજ્ઞાસુ વર્ગ સહન કરી શકતો નથી અને તેથી ઉપદેશકોના ઉપદેશો, લેખકોના લેખો અને ધર્મગુરૂઓની દેશનાઓ નિષ્ફળ જાય છે । "જૈન હિતેચ્છુ" ના મુખ્ય લેખક પોતે આગથી બળતા અને પોતાની વાણીમાં અગ્નિદેવ હોવાનું અભિમાન લે છે, તે ઉપરાંત "અમે" ને બદલે "હું" પદનું અંગીકાર કર્યાનું જણાવી પોતાની વિશિષ્ટતા પ્રતિપાદન કરે છે, પરંતુ તેણે એટલું જાણવું જોઇએ કે જગતને આગની જેટલી જરૂર છે તેના કરતાં શિતળતાની શાંતિની, તૃપ્તિની અને અમૃતની વિશેષ જરૂર છે. આધિ, વ્યાધિ અને ઉપાધિઓથી બળી રહેલા મનુષ્યોને આશ્વાસનની, ઉત્સાહની અને નિરભિમાની પુરૂષોની ઘણીજ જરૂર છે. વિવિધ તાપોથી તપેલા આત્માઓને સૂર્યના કિરણો, જેટલી શાંતિ અને સુખ નહિ આપી શકે તેટલી ચંદ્રના શિતળ કિરણો આપી શકશે। ચાતક રૂપી તૃષાતુર જિજ્ઞાસુઓ, આગના ગોળા ગબડાવવાથી જેટલા સુખી નહિ થાય તેટલા મધુર અને પ્રિય હિતોપદેશથી થઇ શકશે। "જૈન હિતેચ્છુ" ના મુખ્ય લેખકે એક નવો નમ્રતા સૂચક સિદ્ધાંત શોધી કાઢયો છે. વર્ષો સુધીના પત્રકાર તરીકેના જીવનમાં "અમે" લખી લખીને કંટાળી ગએલા એ મુખ્ય લેખક હવે "હું" પદથી લેખાણો લખવાને પ્રેરાયા છે, પત્રકાર કે વક્તા તરીકેના "અમે" પદમાં જે પ્રતિનિધિત્વ સમવાય છે તે પ્રતિનિધિત્વનો એ મુખ્ય લેખકે જાણી જોઇને ત્યાગ કર્યો છે કે તેમ કરવાની તેમના સમાજે ના પાડી છે એ પ્રશ્નનું નિરાકરણ હજી થઇ શક્યું નથી. "હું" પદમાં તેઓ હવે કંઇક અનેરી ખૂબી અને છટા નિહાળવા લાગ્યા છે. મારી તેમને સલાહ છે કે જો "હું" પદ ઉપર એટલો બધો મોહ હોય તો હજી એ કરતાં આગળ વધી શકાય એમ છે। અંગ્રેજીમાં જેમ "I" લખાય છે તેવાજ મોટા અને જરા વધારે કાળા બ્લેક ટાઇપમાં "હું" લખવાનો અભ્યાસ કરવો । આથી "હું" પદની નમ્રતા, સરળતા અને મધુરતા સવિશેષ દીપી નીકળશે !

* * * *

"જૈન હિતેચ્છુ"ના મુખ્ય લેખક અગ્નીદેવની સાધના કરી, નગ્ન—સત્યદેવની ઉપાસના કરી અપનવું પરાક્રમ અર્પિત કર્યું હોય એમ જણાય છે. હું માનું છું કે હજી પણ અગ્નીદેવ અને નગ્ન—સત્યદેવની વિશેષ કૃપા મેળવી શકાય એમ છે। તેમણે "ઓ હરામ-

(૨)

આરંભમાંજ જણાવવાની જરૂર છે કે આ ચર્ચામાં મેં કોઇ જાતનો ગંભીર વિષય સમજાવવાનો કે ચર્ચવાનો ઉદ્દેશ રાખ્યો નથી. વાચક વર્ગને તે રૂચીકર અથવા ઉપકારક થશે એવી આશાથી લેખિની ધારણ કરી નથી. માત્ર "જૈન હિતેચ્છુ" (!) પત્રના મુખ્ય લેખક વા. મો. શાહે, ગુમમ જૈન પત્રકારો તથા જૈન પ્રસંગો વિષે પોતાના અર્ધ વાર્ષિક પત્રમાં જે ટીકાઓ કરી છે, તે સંબંધી ચર્ચા કરવાનો, સંવાદ કરવાનો અને વિવાદ અસ્ત લખાણ સંબંધી સ્પષ્ટીકરણ કરવાનો ઉદ્દેશ રાખ્યો છે. હું સારી રીતે સમજું છું કે વિદ્યાવિલાસી વાચક વર્ગ આવી ચર્ચા તરફ એટલી બધી મમતાની કે આદરની દ્રષ્ટિથી નીહાળશે નહિ. સંવાદ-વિવાદના કડવા અને તીખા ઘુંટડાઓ જગવા તેમને કદાચ પસંદ નહિ પડે. એટલું છતાં બની શકયું છે ત્યાં સુધી એ કડવા અને તીખા ખોરાકમાં મિષ્ટતા આણવાનો મેં પ્રયત્ન કર્યો છે. હું ખાત્રીથી કહું છું કે જેઓ આ સંવાદ-વિવાદ વાંચવા જેટલો શ્રમ ઉઠાવશે તેમનો તે શ્રમ છેક નિષ્ફળ નહિ જાય. જ્ઞાન નહિ મળે તો ગમત તો મળશેજ અને ગમત નહિ મળે તો એક જાતનું કુતુહલ તો બાકીજ રહેશે.

* * * *

"જૈન હિતેચ્છુ"ના છેલ્લા ચોપાના શરૂઆતના થોડાં પાનાંઓ વાંચતાં અને ગાંઠે ઉથલાવતાં મને શું ભાસ થયો અને પ્રાયઃ એવા પ્રત્યેક પ્રસંગે કેવો ભાસ થાય છે તે વાચક વર્ગ સન્મુખ રજુ કરવાની મને જરૂર જણાય છે. મુંબઇના દૈનિક પેપરોમાં ઘણી વાર એવા સમાચારો પ્રકટ થએલા મારા વાંચવામાં આવેલા છે કે-અમુક એક મુસલમાને અથવા પઠાણે આવેશમાં આવી જઇ અનેક રાહદારીઓને, પોતાની છુરી વતી જખમી કર્યા હતા, પરંતુ પાછળથી પોલીસની મદદ આવી પહોંચતાં તેને ખુલ્લી છુરી સાથે પકડવામાં આવ્યો હતો. મુંબઇમાં પ્રસિદ્ધ થતું "જૈન હિતેચ્છુ" પણ મને કંઇક એવોજ ભાસ આપે છે! તેના મુખ્ય લેખકના લેખિની નામના ક્રૂર શસ્ત્રથી વિના કારણ જખમી થએલા અને લોહિથી ખરડાએલા અનેક જાહેર તથા ખાનગી આસામીઓને હું મારી માનસિક દ્રષ્ટીથી જોઇ શકું છું. છરીથી થએલા ઝખમોને અનેક ઉપાયો વડે સારા કરી શકાય છે, પણ વાણી કે લેખિનીના ઝખમો કદીપણ રૂઝતા નથી. "જૈન હિતેચ્છુ"ના મુખ્ય લેખક વા. મો. શાહના કેટલાક નિરંકુશ લખાણો વાંચતાં, ગાંડાની હૉસ્પીટાલમાંથી નાસી છુટેલા અને પ્રત્યેક રાહદારી તરફ ડોળા ઘુરકાવતા તથા બાચકા ભરવા દોડતા માણસનું મને સ્મરણ થઇ આવે છે.

* * * *

"જૈન હિતેચ્છુ"ના મુખ્ય લેખક બહુ ઉગ્ર ભાષાવિદ્, ધગધગતા દયાશીળ અને દેવ દુર્લભ ઉદાર ચરિત છે, એ વાત ઇતર મનુષ્યોના મુખથી ઉચ્ચારાશે તો કોઇ નહિ માને એમ ધારી તે પોતેજ પ્રસંગ મળતાં પુનઃ પુનઃ કહી દેવાની કૃપા દાખવે છે. એ કદર જૈન સમાજને અથવા દુનીયાને તેની કશી કદર નથી, એ જોઇ તે ઉષ્ણ નિશ્વાસ નાખે છે, હાથ-પગ-માથું અફાળે છે, અને બની શકે એટલા જોરથી બરાડા પાડી બોલે છે કે-"ઓ દેશદ્રોહી, ધર્મદ્રોહી સંસારીઓ! આવો, મારે શરણે આવો, હું તમને સર્વ પાપોથી બચાવી લઇશ." પ્રાચીન ઇસલામ પ્રચારકોની માફક વા. મો. શાહ એક હાથમાં લેખિની રૂપી ભયંકર તલવાર અને બીજા હાથમાં "જૈન હિતેચ્છુ" લઇ કહે છે કે-"ઓ બુદ્ધિશુન્ય પામર પ્રાણીઓ! મારા શીરસ્તાપદનો અંગીકાર કરો અને નહિ તો આ લેખિની

કે નિરુત્સાહિ થઇ ખુણે બેઠેલો મનુષ્ય પોતાનું જીવન સહ્ય બનાવવા માટે બીજાઓ ઉપર દોષારોપણ કરવા સ્વભાવતઃ પ્રેરાય છે × × × વળી તે પોતાની અશક્તિને લીધે સર્વત્ર ભયજ જુએ છે અને તેથી તેના મુખમાંથી ભય સૂચકજ કથન સ્વભાવતઃ નીકળે છે. દુનીઆં દુઃખી અને મરવાની અણી ઉપર છે; આશા જેવું કાંઇજ નથી એમ તે બોલે છે અને તેનાથી જુદો અભિપ્રાય જ્યારે તેના કાને પડે છે ત્યારે તેનું મિથ્યાભિમાન ઉશ્કેરાઇ જાય છે. અને ક્રોધની લાગણી પ્રદર્શિત થાય છે."*

ભારત વર્ષના નેતાઓમાં ખીકાની તાણ માનનાર, ભારતવાસીઓને જીવનના અધિકાર વિનાના ઠરાવનાર, એક મગની બે ફાડ કરવાને સદા તત્પર રહેનાર મી. વા. મો. શાહના વ્યક્તિત્વને આ ફકરો કાનો–માત્રા–અક્ષર–મીંડીના ફેરફાર વિના લાગુ પાડી શકાય એમ છે. છતાં અત્યારે વિષયાંતર કર્યા સિવાય એમ કરવું અશક્ય હોવાથી તેમનાં વ્યક્તિત્વને વિચારવાનું કામ અન્ય કોઇ પ્રસંગને માટે રાખીશ.

* * * * *

સવાલ એ છે કે "તાત્રાપત્ર" લેખ ઉપર ઉહાપોહ કરવાને બદલે મી. વા. મો. શાહ શા માટે મી. મનસુખલાલ મહેતાનું વ્યક્તિત્વ વિચારવાને પ્રેરાયા? કારણ સ્પષ્ટ છે. વ્યક્તિનાં વચનો સાથે વ્યક્તિનું જીવન સરખાવ્યા સિવાય, વચનોની સાર અસારતા બરાબર સમજાતી નથી. પ્રસિદ્ધ ગ્રંથકારો, કવિઓ અને દર્શનિકોના જીવન ચરિત્રને બરાબર સમજ્યા વિના તેમના વિચારો ઉંડી અસર ઉપજાવી શકતા નથી, એજ કારણે ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલાં વીર પુરુષો, મહાત્માઓ અને રસિકોના જન્મ સ્થાનને શોધવા અને તેમના જીવનની મળી શકે એટલી વિગતો મેળવવા ઇતિહાસ શાસ્ત્રીઓ સમગ્ર જીવનનો ભોગ આપતા અચકાતા નથી. હું ધારું છું કે મી. વા. મો. શાહ આ મહત્વની દલીલનો અસ્વીકાર કરી શકશે નહી. વ્યક્તિત્વ અને વ્યક્તિના વિચારોને એટલો બધો ગાઢ સંબંધ છે કે અમુક વૃક્ષના ફળ–ફુલ કે મૂળનો–કશાનો પણ વિચાર નહિ કરતાં વૃક્ષનોજ કેવળ વિચાર કર્યા કરો એમ કહેવું વ્યર્થ પ્રલાપમાત્ર છે. મતલબ કે જીવન અને જીવન–ભાવનાઓ એ બેને પૃથક પાડી શકાયજ નહિ. એમ કરવાનું કહેવું એ માનસ શાસ્ત્રનું અપમાન કરવા જેવું છે.

* * * *

શેઠશ્રી ખેતશી ખીઅશી જે. પી. ના પ્રમુખ તરીકેના કહેવાતા ભાષણમાં મી. વા. મો. શાહની વિચાર–સામગ્રી, પોતાની દર્દ કથા; પોતાને અસંતોષ, ક્રોધ અને આ (તિ) આતુરતા સમાએલા છે એમ કહેવું એ શું ગુન્હો છે? નાટકના તખ્તા ઉપર રાજસિંહાસને બેઠેલો અને વિવિધ વસ્ત્રાલંકારોથી શોભતો નટરાજ એ કેવળ રાત્રીનો અને નાટકનો રાજા છે, પરંતુ ખરો રાજા તો બીજોજ છે એમ કહેવું અને વિચારવું એ શું અક્ષમ્ય અપરાધ છે! મી. વાડીલાલ શું અંતઃકરણ પૂર્વક એને અપરાધ ગણે છે? જો એમજ હોય તો મારે સખેદ કહેવું પડશે કે–"અરેરે! જૈન સમાચાર" વાળો પેલો સામાન્ય

* સરખાવો:—મી. વા. મો. શાહનો પોતાના જીવનચરિત્રનો થોડો ભાગ–"હું કુટુંબીઓની ઓથ વગરનો, જ્ઞાતિજનોની દિલસોજી વગરનો, સાધુઓ અને આગેવાનોની મોટી દુશ્મન ટોળીઓથી ઘેરાએલો, આર્થિક મુશ્કેલીઓથી નિરંતર વીંટાએલો, ઉપરા ઉપરી મુકદમાઓથી સતાવાયેલો ઇત્યાદિ." જૈ. હિ. પૃષ્ઠ ૫૫૭.

સ્થિતિનો, સ્વતંત્રતા પ્રિય વાડીલાલ દેહાંતર પામી ગયો ! તેને બદલે એ વાડીલાલને શરમાવે એવો બીરૂ અને શ્રીમંતોના રમકડારૂપ, સાધનરૂપ–અર્થ સંપન્ન વાડીલાલ તેનું સ્થાન પચાવી બેઠા છે ! ”

* * * * *

ભાષણ કોણે લખેલું છે એ પ્રશ્નની સાથે સમાજને કાંઈ પણ લેવા દેવા નથી. કશી લાભ–હાનિ નથી એમ મી. વાડીલાલ શું મ્હોડું લઈને કહેતા હશે ! હું કહું છું કે જો મી. વા. મો. પોતે પોતાના તરફથી આ ભાષણ આપે છે એવી જન વર્ગને ખાત્રી આપવામાં આવે તો તેઓ મી. વા. મો. ને દૃષ્ટિમાં રાખી તે ઉપર વિચાર કરે, અને ખાસ પ્રશંસકો અને જીજ્ઞાસુઓ, સ્પષ્ટ વક્તૃતા બદલ મુબારકબાદી આપી ઉપદેશોને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન પણ કરે. આ લાભ શું નાનો સુનો છે ? હવે હાનિની વાત કહું. જેમણે જીવનમાં એક પણ સ્વયં સેવક ઉભો કર્યો નથી, અરે એવા વિચારને પણ જેમણે પોતાની પાસે ફરકવા દીધો નથી, જેમણે પોતાની ન્યાતમાં વિધવાઓની સંખ્યા કેટલી છે તેની તપાસ કરવા જેટલી પણ ફુરસદ મળતી નથી, જેમણે સાંપ્રદાયિક સિવાય શ્રદ્ધા “ એ ક્યાસ ચીડીઆકા નામ હૈ ” એ પણ વિચાર્યું નથી તેમના મુખમાંથી અથવા તેમના નામે જ્યારે સ્વયંસેવકોનું સૈન્ય ઊભું કરવાનો, વિધવાઓનું વસ્તીપત્રક રજુ કરવાનો અને જીવતી શ્રદ્ધાનો મહિમા વર્ણવવાનો દેખાવ થાય ત્યારે શ્રોતાવર્ગ અને વાચકવર્ગ આશ્ચર્યમાં ગરકાવ થઈ હાસ્ય વિકાસવા સિવાય બીજું કાંઈ કરે એમ હું માનતો નથી. તેમને એમજ લાગે કે ખરેખર આ કોન્ફરન્સ નહિ પણ એક જાતનું કારસજ છે ! આ પ્રમુખ નહિ પણ પરમુખજ છે ! જન સમાજ–શ્રોતાવર્ગ આમ વિચારવા જેવી સ્થિતિમાં મુકાય એ શું ઓછી હાનિ છે ? આગેવાનો તો માત્ર “ આગના ઉંદરીના ભોગા ” સમજાવનાર છે, એવી માન્યતાનો ચેપ ફેલાય એ શું ઓછું હાનિકારક છે ! મી. વા. મો. શાહ આ લાભ–હાનિનો વિચાર કરવા જેટલું સામર્થ્ય પણ શું ગુમાવી બેઠા છે કે ! આકુ.

તા. ૨૮–૬–૧૮. અભય.

---

મી. વાડીલાલ મોતીલાલના સંબંધમાં મી. મૈશેરી, મી. લોડાયા તથા મી. શાહના લગભગ ઉપરના આશયને મળતાજ નાના–મોટા, ઠંડા–ગરમ ચર્ચાપત્રો અમારા ઉપર આવેલ છે. મી. વાડીલાલના ખોટા અણછાજતા હુમલાઓ સામે ઉપલો ખુલાસો પુરતો હોવાથી અમો તે ચર્ચાપત્રોને સ્થાન આપવાનું વ્યાજબી ધારતા નથી. આ ખુલાસો “ જૈન ” અને “ જૈન શાસન ” પત્રમાં પ્રગટ થયા પછી મી. વાડીલાલને “ કચ્છી જૈન મિત્ર ” અને તેના ઓન. માજી તંત્રી મી. દામજીભાઈ સંબંધી કંઈ પણ લખવાનું રહ્યું હોય તેમ અમો ધારતા ન હતા, છતાં મી. વાડીલાલે પોતાના વાજીંત્ર “ જૈન હિતેચ્છુ ” ના આ માસના અંકમાં આડકતરી અને ખોટી રીતે ગાળો ભાંડી આ માસિકને ઉતારી પાડવાનો તથા પોતાની રંગડી ઉંચી રાખવાનો જે વ્યર્થ સાહસ ખેડયો છે તે મી. વાડીલાલ માટે અતિ શરમને પાત્ર છે. મી. અભયને અમારી ભલામણ છે કે નાગાની સામે નાગા થવા કરતાં વિવેકની હદ ઓળંગીને લખવું એ વિશેષ ભયંકર છે.

તા. ૧૫–૯–૧૮. ઓન. તંત્રી.




## તેનું હાલનું સ્વરૂપ.

### થવા જોઇતા સુધારા.

( લેખક—ના સીતારામ જે શર્મા )

**પ્રસ્તાવ**

ઘણી વખત એવું બને છે કે અમુક પ્રશ્નનો વિચાર કરવા બેસતાં, તટસ્થ દ્રષ્ટીએ તેના સારાસારનો વિચાર નહિ કરતાં એક તરફી–અગાઉથી બાંધી લીધેલા વિચારો પ્રમાણેજ તેનો વિચાર કરવામાં આવે છે એટલે તે અમુક એક વર્ગને જ માન્ય અને બીજાને અમાન્ય થઇ પડે છે અને એમ થાય તે સ્વાભાવિકજ છે

બંગાળાના વિશ્વ વિખ્યાત કવિશ્વર રવિન્દ્રનાથ ટાગોરે સંવત ૧૯૫૮ માં લખેલા 'બ્રાહ્મણ' વિષય ઉપરના પોતાના નિબંધમાં વાજબી રીતે લખ્યું છે કે—" ઇંગ્લેન્ડને જ્યારે આપણે ધનવાન દેશ કહીએ છીએ ત્યારે ત્યાંના અસંખ્ય ગરીબોની ગણત્રી કરતા નથી, યુરોપને જ્યારે આપણે સ્વાધીન કહીએ છીએ ત્યારે તે દેશના અસંખ્ય સાધારણ માણસોની પરાધીનતા તરફ ધ્યાન આપતા નથી " તેવીજ રીતે દરેક વિષયને બે બાજૂ હોય છે સારી અને માઠી પરંતુ આપણે ઘણી વખત માત્ર એકજ બાજૂ તરફ દ્રષ્ટી રાખી બીજાને અન્યાય આપીએ છીએ છતાં પ્રસ્તુત લેખમાં જ્ઞાતિમંડળોની તટસ્થ દ્રષ્ટીએ તુલના કરી બતાવી, તેના સારાસારનું વાચકો સમક્ષ વર્ણન કરી, તે સંબંધમાં ગુજરાતના અને દેશના જાણીતા પુરૂષો શો મત આપે છે તે જણાવી અને તેમાં કેવા ફેરફાર થવા હિતકર છે તે નક્કી કરવાનો પ્રયત્ન કરવામાં આવશે તે માટે આ માસિકના પ્રત્યેક વાચકે દીર્ઘ દ્રષ્ટીથી આ લેખનું મનન કરી સારાસારનો વિચાર કરવો તે પહેલાં અધુરો લેખ વાંચી ઉતાવળીયો મત બાંધી નહિં દેવો એવી મ્હારી ખાસ ભલામણ છે. કારણકે આજકાલ સમગ્ર દેશમાં નવજીવન વર્ષી રહ્યું છે, સઘળી સંસ્થાઓ અનુકુળ છે કે નહિં તેનો વિચાર ચાલી રહ્યો છે, તેવે સમયે આપણે પણ જે સર્વ મતે પ્રશ્ન ચર્ચવા માસિકનો જન્મ થયો છે તે પ્રશ્ન ઉપર વિચાર ચલાવીએ તે સ્વાભાવિકજ છે રા. અંદર્શંકરે યથાર્થજ ગાયું છે કે—

નવું જીવન વર્ષે છે, બનીને પાત્ર ઝીલજો,
ઝીલી દિવ્ય સુધા ધારા, ક્હાણ સર્વત્ર વ્હેચજો

### વર્ણાશ્રમની ઉત્પત્તિ:

પ્રભુ રચિત સૃષ્ટિના સર્વ જીવો-મનુષ્ય, પશુ, પક્ષી આદિ-અને વનસ્પતિ સુદ્ધાં માટે અમુક મર્યાદાઓ હોવાની જરૂર છે. સૌથી પહેલી આ જરૂરીઆત આપણાજ પૂર્વજે સમજ્યા છે. જગતના હિતની ખાતર આ જરૂરીઆત આવશ્યક છે; મર્યાદા વિના કોઈ પણ સમાજ કે દેશ વ્યવસ્થિત રહી શકેજ નહિં; એનો પૂર્ણ વિચાર કરીને ભારતવાસીઓના પૂર્વ પુરૂષોએ સૌથી પહેલાંજ આ સંબંધે યોજનાઓ ઘડી હતી. અને એ યોજનાઓ હજારો કે લાખો વર્ષો પહેલાં ઘડેલી હોવા છતાં હજુ પણ તેજ યોજનાઓ પ્રમાણે ચાલવામાંજ આપણી ઉન્નતિ સમાયલી છે. આપણા પૂર્વજો એવા સમર્થ વિચારો હતા કે જેમની શિખામણો આપણનેજ નહિં પણ સમગ્ર જગતને ઉપકારક નિવડી છે. જેમણે રચેલા માર્ગે ચાલતાં આજકાલ શિષ્ટ ગણાતા દેશો શિષ્ટતા પ્રાપ્ત કરી ચૂક્યા છે; અને તેને માટે સાચા મનુષ્યો ભારતમાતાનો ઉપકાર ભૂલતા નથી. આ માન ભારતવાસીઓ માટે ન્હાનું સૂનું નથી આપણા એ મહા સમર્થ પૂર્વજોએ સમાજમાં સુઘટિત વ્યવસ્થા ચાલે તે માટેજ બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શુદ્ર એમ ચાર વર્ણની યોજના કરી, બ્રાહ્મણોને જગતના ગુરૂપદે સ્થાપી, ક્ષત્રિયોને સંરક્ષણનું કાર્ય સોંપી, વૈશ્યોને આવશ્યક વસ્તુઓ ઉત્પન્ન કરવાનું, વ્યાપાર કરવાનું અને આર્થિક ઉન્નતિ કરવાનું કામ બંધાવી શુદ્ર વર્ગને ત્રણે વર્ગના જરૂરના કાર્ય કરવાનું કામ આપ્યું હતું. આથી આખા રાષ્ટ્રનું કાર્ય સુવ્યવસ્થાપૂર્વક ચાલતું. આ શિવાય આપણા ચતુર વડીલોએ દીર્ઘ વિચારપૂર્વક 'માનવ-જીવનના પણ ચાર સરખા ભાગ પાડી પ્રત્યેક વિભાગમાં કરવાનાં કાર્યો પણ નિયત કર્યાં હતાં. તેથી વીસમી સદીમાં 'પશ્ચિમના પ્રદેશોમાંના વધારે સારામાં સારા વ્યવસ્થાપક મંડળ કરતાં પણ આખા ભારતવર્ષની પ્રજાનો જીવન ક્રમ વધારે સરળતાથી છતાં વધારે સારી વ્યવસ્થા પૂર્વક ચાલતો હતો.

### વર્ણાશ્રમનું વિકૃત સ્વરૂપ:

જ્યાં સુધી આર્યાવર્તમાં પ્રાચીન વેદ ધર્મ ... સંપૂર્ણ રીતે પ્રવર્તી રહ્યું હતું ત્યાં સુધી ચારે વર્ણાશ્રમે ... નાના-મોટા, કદા-... પરંતુ સમય જતે માંહોમાંહે કુસંપ થતાં મતભેદો પડ ... ખોટાં અણછાજતા હુમલાઓ ... નો આરંભાઇ, જૂદા જૂદા મત પંથ શરૂ થયા અને આમ ... સ્થાન આપવાનું વ્યાજબી ... તેની શરૂઆત થઇ. જ્યાં સુધી વર્ણાશ્રમની વ્યવસ્થા નિયત ... ન " પત્રમાં પ્રગટ થયા પછી ... સુધી આર્યાવર્તના ખરા બોધપાર હતા. દેશમાં વિદ્યાકળા ... માજી તંત્રી મી. દામજીભાઈ ... તી હતી, કવિઓ, વિચારકો, પંડિતો, વૈજ્ઞાનિકો, ભૂગોળ ... ન હતાં, છતાં મી. વાડીલાલ ... ઓ, તત્વચિંતકો વગેરેથી દેશ ઉભરાઇ જતો હતો. પ્રાચીન ... આકરી અને ખોટી, ... પ્રજાના યત્ન અને સંસ્કારથી સુધરતી જતી હતી. દેશમાં અઢળક દ્રવ્ય રેલી રહ્યું હતું. દુષ્કાળ કે પ્લેગનું નામ નહોતું. અર્થાત્ દેશ સર્વાંગે ઉન્નતિના શિખરે વિરાજતો હતો. પરંતુ જ્યારથી કુસંપરૂપી ઉધેઇ સમાજને લાગી ત્યારથી શનૈઃ શનૈઃ સંબંધાનો નાશ થવા માંડ્યો. પ્રાચીન કલા કૌશલ્ય અને એવી બીજી પ્રજાના હલકા શરૂ થયાં; પરંતુ આર્યાવર્તની આંખો ને

ઉપસ્થી. સડો એવા મંદ પ્રકારનો હતો કે સર્વ પ્રકારના વૈભવોમાં આળોટતી મહા પ્રજાનું સ્વાભાવિક રીતે તે તરફ જલદી લક્ષ્ય નજ ખેંચાઇ શકે ! અરેરે ! પણ એજ ક્ષીણ સડાએ ધીરે ધીરે ઉગ્ર સ્વરૂપ પકડયું અને પવિત્ર આર્યાવર્ત જે ઉન્નતિના શિખરે મ્હાલતો હતો તેને ટઝોળીની ખીણમાં ગબડી પડવાનો સમય પ્રાપ્ત થયો ! પ્રારંભમાં હિંદ ઉપર ધનના લોભે ચઢી આવતી પ્રજાઓ, હિંદનો વૈભવ અને વ્યવસ્થા જોઇ અંજાઇ ગઇ, હિંદની પવિત્રતા આગળ પોતાને અંધી માનવા લાગી, હિંદને ચરણે નમી પડી અને હિંદનાં કળા કૌશલ્ય અને ધાર્મિક વિચારોનો શેષ પ્રસાદ સાથે લેતી ગઇ. હાલનું યુરોપ ગ્રીસ અને રોમ પાસેથી સારા સંસ્કારો શિખ્યું છે; તેજ ગ્રીસ અને રોમનાં પારણાની દોરીઓ પ્રાચીન ભારતવર્ષના હાથમાં હતી, ગ્રીસ અને રોમની પ્રાચીન મહા પ્રજાઓ ન્યાયદાન, કળા કૌશલ્ય અને ધર્મના ઘણાખરા સિદ્ધાંતો હિંદના ચર્ણ પાસે બેસીને શિખી હતી. રા. ન્હાનાલાલ કવિએ વાજબી રીતેજ ગાયુ છે કે—

મઙાયાં ગ્રીસ કે રોમ, આજનાં કો મહાપુર,
તે પહેલાં કાળને ખોળે, મઙાયુ હસ્તિનાપુર.

હજી પણ હિંદને એટલી તો મગરૂરી લેવાનું સૌભાગ્ય પ્રાપ્ત છે કે, આખા જગતના મહાન ધર્મગુરૂઓ હિંદેજ નિપજાવ્યા છે. જ્યુસસ ધી ક્રાઇસ્ટ એશિઆમાં ઉત્પન્ન થયા હોવા છતાં તેઓને દિક્ષા આપનાર પવિત્ર ભારતવર્ષજ હતો રા. ન્હાનાલાલે આપણા તત્ત્વભવાન સમ્રાટ રાજકુમાર તરીકે હિંદમાં પધાર્યા ત્યારે સ્વાગત ગીતમાં સ્પષ્ટ રીતે કહ્યું હતું કે, "મહા યુવરાજ ખ્રિસ્તના ગૌરની કુમાર ! પુણ્ય પુરાણ ભૂમિમા પધાર્યા છો. યાત્રામાં શાં શાં પૂણ્ય કરશો ?" અને ૧૯૧૧ ના ડિસેમ્બરમાં રાજ્યાભિષેક વખતે તેમની થયેલી પધરામણી વખતે પણ જણાવ્યુ હતું કે.—

પૂર્વે દીધો ધર્મ પશ્ચિમનેજ,
પૂર્વે દીધાં જ્ઞાન વિજ્ઞાન લક્ષ્મી,
પૂર્વે દે છે ભાર્ગવ ભર્ગ નિત્યે

× × × ×

આર્યાવર્તની પ્રાચીન મહત્તા માટે વધારે કહેવુ એ સોનાપર ઢોળ ચઢાવવા જેવુ છે, છતાં પણ નીચેની લીટીઓ મૂકવાની લાલચને હું રોકાવી શકતો નથી —

પ્રજાઓ ખીલી યુરોપે,
અમેરિકે મહા પ્રજા,
અમારા દેશમાં, રાજન !
ખીલે છે માનવી પ્રજા.

એવા આર્યાવર્તના યાત્રાળુઓ તથા સાચાબોલા પ્રવાસીઓ એ આર્યાવર્તની જાહોજલાલી માટે ઘણું લખ્યું છે, અને એક યુરોપવાસી સજ્જનતો સહુથી એ આગળ ધપી આર્યાવર્તના ભૂતકાળને યુરોપના વર્તમાનમાં ઉતારવા હિન્દ માતાને પ્રાર્થના કરે છે આ સઘળું દીર્ઘ વિચાર પછી હિંદમાં રચાયેલી વર્ણવ્યવસ્થાને આભારી છે.

## જ્ઞાતિની ઉત્પત્તિઃ

ભારતવર્ષમાં જ્ઞાતિની ઉત્પત્તિ ક્યારે થઇ તેની સંપૂર્ણ મીમાંસા જો કે હજી સુધી થઇ નથી, તોપણ વર્ણવ્યવસ્થાનું વિકૃત કલેવર એ હાલની જ્ઞાતિઓ છે. જૂદા જૂદા ધંધાના અંગે બંધાયેલાં ટોળાં ઉપરથી જ્ઞાતિઓની વ્યવસ્થા થઇ હોય એમ લાગે છે, છતાં પણ આ વ્યવસ્થા ઘણી જૂની નથી. બૌદ્ધ ધર્મની જાહોજલાલીના સમયમાં હિંદમાં આવેલા ચીના મુસાફરોએ લખેલા વર્ણનોમાં જોકે આ સંબંધે કંઇક ઉલ્લેખ છે, તોપણ હાલમાં હિંદુસ્થાનમાં ૨૭૭૮ જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ થઇ ગઇ છે તેવું તે સમયે કશુંએ નહોતું. ગીતાના કાળ નિર્ણય વિષે વિચાર કરતાં સ્વ. સાક્ષર માનનીય રા. કાશીનાથ ત્ર્યંબક તેલંગે ' સેક્રેડ બુકસ ઓફ ધી ઇસ્ટ ' ( પૂર્વના ધાર્મિક ગ્રન્થો ) એ માળામાં ઇ. સ. ૩૦૦ પહેલાનો વિચાર કરતી વખતે લખ્યું છે કેઃ " જ્ઞાતિભેદ પરત્વે ગીતાના ઉદ્દગાર જોઇએ તો પણ આપણને એવું એજ જણાશે કે ચાર વર્ણની વ્યવસ્થા હતી તે સમય ગીતાનો સમય છે. ચાર કરતા અધિક જાતિની ગીતામાં સૂચના નથી ! " આ ઉપરથી તથા ગીતામાં ગુણ ધર્મથી જાતિ ગણી છે તેથી પણ જણાય છે કે જ્ઞાતિની ઉત્પત્તિ ઘણા લાંબા કાળથી થઇ નથી.

## જ્ઞાતિ મંડળોમાં થયેલ વૃદ્ધિઃ

આટલું સિદ્ધ થયા પછી હવે આપણે એ જોઇએ કે જ્ઞાતિમંડળોનું હાલનું વિકૃત સ્વરૂપ ક્યારથી થયું ? એ સંબંધમા કોઇ પ્રતિષ્ઠિત પુરૂષે વિશ્વસનીય ઇતિહાસ લખેલો જણાતો નથી, પરંતુ ગુજરાતમાં મુસલમાનોની ચડાઇઓ થઈ તે પહેલા ધીરે ધીરે તેમાં વધારો થયો હોય. તેવું જૂના પાટણના વર્ણનમાં ગણાવેલ જ્ઞાતિઓ ઉપરથી લાગે છેઃ એટલે આપણામાં ઘુસેલી કેટલીક કુરૂઢીઓનો દોષ જેમ મુસલમાનોના હલ્લા ઉપર મૂકીએ છીએ તેમ મૂકી શકાય એવું નથી તોપણ કદાચ તેમની સ્વારીઓને લીધે પ્રમાણમાં ન્હાનાં મંડળો બન્યાં હોય અને તે વધારે દ્રઢ થયાં હોય એમ માની શકાય ખરૂં કારણકે ધર્મપ્રાણ હિન્દુ પ્રજા પોતાના ધર્મના રક્ષણને સારૂ ધર્માંધ હલ્લાઓથી બચવા જ્ઞાતિઓના ન્હાના ન્હાના વર્તુલો બનાવે એ સંભવિત છે. અને દશા-વિશા વગેરે ભેદો એવા સમયે જન્મ પામ્યા હોય તો કંઈ નવાઇ નથી. આ સંબંધમાં કોઇ ઐતિહાસિક પુરાવાનો આધાર નહોવાથી તેના નિરાકરણ માટે આવી જાતના તર્ક સિવા બીજુ કશું સંભવતું નથી.

## જ્ઞાતિ વ્યવસ્થાઃ

હિન્દુસ્થાનમાં જ્ઞાતિ વ્યવસ્થા આપણે જોયું તેમ ઘણા વખતથી હયાતીમાં આવી

છે, અને અત્યારે તેનાં ડાળાં પાંખડાં વધીને ૨૩૭૮ ની સંખ્યાએ પહોંચી છે. એટલે એ મ્હોટી સંખ્યા તરફ જોતાંજ ગમે તે કહી શકે, કે હિન્દુસ્થાનમાં ઘણી નાતો છે; પરંતુ તેમાંએ ગુજરાતમાં જેટલી નાતો છે તેટલી દેશના બીજા કોઇ પણ ભાગમાં નથી. ગુજરાતમાં લગભગ ૨૦૦ નાતો છે, અને તેની પેટા નાતો અને તડોની ગણત્રી કાઢવા જઇએ તો આંકડા ઉપર મહેલાઇથી એક મીંડું વધી શકે તેમ છે. કયા હેતુઓ સિદ્ધ કરવા આ વ્યવસ્થાઓ થઇ હશે તે કંઇ જણાયું નથી, તો પણ જ્ઞાતિ મંડળોને ઉત્તમ મંડળો તરીકે ગણનાર વર્ગ તેના જે લાભો ગણાવે છે તે ખરા છે કે ખોટા તેની આપણે તુલના કરીશું. પરંતુ મ્હોટા માણસો જ્ઞાતિમંડળોના સંબંધમાં શું કહે છે તે આપણે પહેલાં તપાસી જઇશું.

## જ્ઞાતમંડળો હિતકર છે કે ?

હાલનાં જ્ઞાતિમંડળો હિતકર છે કે કેમ ? તે પ્રશ્ન વિષે હજી સુધી દેશનાં મહાપુરૂષો અને સમર્થ વિચારકો એક મત થઇ શક્યા નથી; તો પણ જ્ઞાતિમંડળોના વખાણનારા ગૃહસ્થો પણ હાલના સ્વરૂપને સુધારવા તરફજ પોતાનો મત આપે છે. મહાત્મા ગાંધીજી અને સ્વામી વિવેકાનંદ જ્ઞાતિ વ્યવસ્થાના વખાણનાર હોવા છતાં પણ એ સંસ્થાને અપૂર્ણ જણાવે છે. રા. રણછોડરામ જૂદા જૂદા દેશની સામાજિક વ્યવસ્થાની સરખામણીમાં આપણી જ્ઞાતિ વ્યવસ્થાને કોઇપણ રીતે ઉતરતી ગણતા નહોતા; તોપણ કહી ગયા છે કે, "ગુજરાતમાં અસંખ્ય નાતો છે અને એમની જૂદી જૂદી હિતાસોને લીધે આપણે ત્યાં એકતા નથી, ભેદ પ્રભેદ વૈમનસ્ય–ઉપેક્ષા છે, સહકારિતાનો અભાવ છે, રાષ્ટ્રીય ચેતન નહીં જેવું છે." કેટલાકોનું માનવું છે કે, આચાર અને વિચારની એક રૂપતાનો અભાવ એ આ વિવિધતાનું કારણ છે. તેમ ઘણા જણાઓએ નાતની સંસ્થાના હાલની સ્વરૂપની વિરૂદ્ધ મત આપી વર્ણ વ્યવસ્થાનાં વખાણ કર્યાં છે. નાતની સંસ્થાનું હાલનું સ્વરૂપ વર્ણ વ્યવસ્થામાંથીજ, વિવિધ રૂપો ધારણ કરીને બંધાયું છે. તેમાં અનિષ્ટ અને હિતકર બન્ને જાતનાં તત્વો દેખાય છે. કેટલીક બાબતો એવી પણ છે કે જેમાં નાતોનું અસ્તિત્વજ વિઘાતક હોય છે, તેથી ઘણાકોને તેનો નાશ ઇષ્ટ લાગે છે, પરંતુ અનુભવીઓને તે શક્ય માલૂમ પડતો નથી. નાતોની સંસ્થા હિન્દુસ્થાનમાં એટલાં બધાં વર્ષોથી પ્રચલિત છે કે પ્રજાના આત્મા ઉપર પણ તેના સંસ્કાર પડી ગયા છે અને સીધી કે આડકતરી રીતે તે અસંખ્ય મનુષ્યોના વ્યવહાર અને વર્તન ઉપર અસર કરે છે, તેથી જાણે અજાણે ભલા અંતિમ વિચારના સુધારકો પણ પોતાનાં વર્તન અને વ્યવહારથી જ્ઞાતિ સંસ્થાને દ્રઢતર બનાવે છે. તો પણ એ સંસ્થાનું હાલનું સ્વરૂપ રાજકીય, સામાજિક અને રાષ્ટ્રીય દૃષ્ટિએ જોતાં ઘણી રીતે હાનિકારક છે, અને હાલના કરતાં કંઇક જુદાજ પ્રકારના વાતાવરણમાં સંરક્ષક પદ્ધતિ ઉપર રચાયું છે તેથી આગેવાન ગૃહસ્થોએ તેમાં યોગ્ય સુધારા કરાવવા માટેના રીતસરના યત્નો કરવાની જરૂર છે.

ડૉ. આણંદશંકર બાપુભાઇ ધ્રુવ કહે છે કેઃ "વર્તમાન નાતજાત તો રુગ્ણાવસ્થ હૃષ્ટસ્વરૂપ મૃત શરીર સમાન છે."

મીસીસ એનીબેઝંટ જણાવે છે કે " હાલનું ગ્નાતિ બંધારણુ બહુ સખ્ત છે, અને હાલના સમયને એ તદ્દન બીન અનુકૂળ છે " પ્રખ્યાત દેશ ભક્ત લાલા લાજપતરાય કહે છે કે " હિંદુઓનું ગ્નાતિ બંધારણુ એ એમને એક શ્રાપ તેમજ આશીર્વાદ સમાન નિવડયું છે " આવા પ્રશ્નો ઉપર પુખ્ત વિચાર કરનાર વડોદરા નરેશ શ્રીમંત સયાજી રાવ ગાયકવાડ કહે છે કે " ગ્નાતિબંધનની માઠી અસરો સમાજમાં જ્યાં ત્યાં પ્રત્યક્ષ થાય છે." સર રવિન્દ્રનાથ ટાગોર પણ ગ્નાતિ સબંધમાં આ પ્રમાણે અભિપ્રાય આપે છે " મ્હારા મારવા પ્રમાણે હિન્દના લોકોના પુનરૂદ્ધારનો મુખ્ય આધાર આ ગ્નાતિ બંધારણના વિનાશ ઉપર છે " પરંતુ બીજી દિશાએ ગુજરાતના જાણીતા સાક્ષર રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રીવેદી જણાવે છે કે " ગ્નાતિએ ગુહ્ય જીવનમાં સદ્ અને અસદ્‌નો વિવેક કરાવનારૂં, તેના વિવેકને રૂઢ કરનારૂં, ' સ્વ 'ની પશુતા મર્યાદિત કરનારૂં, અને તેના દિવ્ય અંશને ઉત્તજીત કરી વિકસાવનારૂં, અમુક કુટુંબ સમુદાયમાં સ્વત્વને ખીલાવનારૂં, એક ઉપયોગી સાધન છે મ. ગાંધીજી પ્રો. આણંદશંકરભાઈ અને સ્વ સ્વામિ વિવેકાનંદ પણ ગ્નાતિ સંસ્થાને જડ મૂળથી ઉખેડી નાખવાની નહિ પરંતુ તેમાં સુધારા કરવાની સલાહ આપે છે સ્વ રણુજીરામ પણ કહી ગયા છે કે " ગ્નાતિઓની વ્યવસ્થા માટે હાલ જે બંધારણો છે તેમાં ફેરફાર થવાની જરૂર છે આટલા આપણા મત જોયા પછી પરદેશી મતો જોતાં મિ ર્જ્યોર્જ એવેડ, મુંબઈની હાઈકોર્ટના જસ્ટીસ બીગન, પ્રિન્સીપાલ જોન કેર્ડ અને સર મોનિયર વિલીઅમ્સે ગ્નાતિમંડળોથી થતા ફાયદાઓનાં વખાણુ કર્યાં છે એટલે એટલું નક્કી થાય છે કે એ મંડળોમાં જો યોગ્ય સુધારા કરવામાં આવે તો તે હીતપ્રદ થઈ પડે પરંતુ જ્યાં સુધી એવા સુધારા કરવામાં ન આવે ત્યાં સુધી તે લાભને બદલે આપણને ગેરલાભ કરનારીજ નીવડે

અપૂર્ણ.

---

## ચેતવણી.

માસિક અને વર્તમાનપત્રોના માલિકોને જણાવવામાં આવે છે કે—તેઓએ **બી. ડી. શર્મા, ઠે. "જાગીદા સમાચાર" કાર્યાલય, લાલકુવા, દિલ્હી.** એ ધણીની ચંદ્રપ્રભા અગર બીજા કોઈપણ જાતની જાહેર ખબર લેતાં પહેલાં પૂરેપૂરા પૈસા વસુલ કરવા. નહિ તો પૈસા મળશે નહિ એમ અમો અમારા ઉપરથી અમારા બાંધવ પત્રકારોને ચેતવણી આપીએ છીએ.

to our marriage?" 'શીરીને નાક પ્રશ્નના તે વિલાયતી બ્રુરીસેના નિયમથી ગુજરાતીમાં Cause (કારણ) અને અંગ્રેજીમાં Effect (પરીણામ) નો અપૂર્વ પ્રયોગ કરતાં કહ્યું

હું ચીચીઆરી પાડી ઉઠયો "જો મીસ શીરીન, તમને આટલી આટલી ફીલસુફી ભરીને સમજાવ્યું કે-બીજી જાતિના કોઇ પુરૂષ સાથે લગ્ન કરવાં નહિ. જો દીકરી જરા નાક પકડીને વાત કર. બુદ્ધિમાં તો છે કે નહિ? વળી તારી ગોખશ મારાપર ઉતરી એવું તેં મારામાં તે શું જોયું?"

"તમારામાં શાની ખામી છે? તમે રૂપવાન, કુળવાન અને ધનવાન છો. તમારી લગ્નની ફીલસુફી બરાબર છે પણ મારી પ્રતિજ્ઞા છે કે-જે કોઇ મને લગ્ન બાબતની શંકાનું સમાધાન કરશે તેને હું મારૂં દેહ અર્પીશ અર્થાત પરણીશ ચાહે આસ્માન તુટી જાઓ, તે અહુરમઝ્દ મારો ગવાહ છે, હું માન અર્વિંદતુજ પરણીશ.' શીરીને દૃઢ મને નિર્ભય ભાવે જણાવી પોતાના કોમળ કરથી પ્રોફેસર સાહેબનો જમણો હાથ દબાવ્યો પ્રોફેસર સાહેબના શરીરમાં એક નવિન પ્રકારનો સંચાર થયો અને "હસ્ત મેળાપ" તે શું એ હમણાં સમજાયું

× × × × ×

વ્હાલા વાચક! જરા સલાહ તો લખી મોકલજે હું ફાંસામાં ફસાયો છું.

---

## લેખકો તથા ગ્રાહકોને નમ્ર વિનંતિ.

૧. લેખકોએ પોતાના ખરાં નામ ઠામ (તે પ્રકટ કરવાની ગરજ ન હોય તોપણ) અમારી જાણ માટે લેખના મથાળા ઉપર જરૂર લખવું. નામ ઠામ પ્રગટ કરવા ઇચ્છા હોય તો તેમ અગર ન હોય તો તેમ ખુલ્લી રીતે લખી જણાવવું નકામો તથા રદ કરેલા લેખ પ્રગટ કરવા કે પાછા મોકલવા અથવા તેનું કારણ દર્શાવવા અમે બંધાયલા નથી (જો પોષ્ટેજ ખર્ચ માટે ટીકીટ મોકલી હશે તો પાછું મોકલી આપવામાં આવશે.) લેખ જેમ બને તેમ ટુંકામાં, મુદ્દાસર અને સરળ સાદી ભાષામાં કાગળની એક બાજુએ શાહીથી સ્વચ્છ રીતે લખવા રીવાજ રાખવો. કયો લેખ કયે વખતે પ્રસિદ્ધ કરવો તે અમારી સગવડ ઉપર આધાર રાખે છે.

૨. ગ્રાહકોએ પોતાના શરનામાની ફેર બદલી કરાવતી વખતે જુનું શરનામું અને જે નામે પત્ર મંગાવતા હોય તેજ નામ તથા હવે કયા નામે માસિક મંગાવવું છે તથા નવું શરનામું ગ્રાહક નંબર સાથે લખી જણાવવું. ફેરબદલી ઓછામાં ઓછી ત્રણ માસ સુધીની હોવી જોઇએ. નહિતર ધ્યાન આપવામાં આવશે નહિ. થોડા વખત માટે ફેરબદલી કરાવનાર ગ્રાહકોએ પોતાની પાસેની પોષ્ટ ઓફિસ અથવા તો મિત્ર મારફતેજ સગવડ કરી લેવી. ગ્રાહકોને વખતસર માસિક નહિ મળ્યું હોય તો તેઓએ તે પછી માસિક નહિ મળ્યાની ફરિયાદ એક પોષ્ટકાર્ડ લખી તુરત જણાવવી. ફરિયાદ કરનાર ગ્રાહકે પોતાનું નામ, ઠામ, ઠેકાણું પોતાના ગ્રાહક નંબર સાથે સાફ અક્ષરે લખવું અમારા ઘણાંક ગ્રાહકો અમને પોષ્ટ ઓફિસ તરફથી મળેલ રજીસ્ટર નંબર-૧૩૦૫, પોતાનો ગ્રાહક નંબર માની પત્ર વ્યવહાર કરતી વખતે તે નંબર લખે છે તો તેઓએ તે નંબર (૧૩૦૫) નહિ લખતાં તે ઉપરાંત આવેલો નંબર લખવો. ટીકીટ મોકલ્યા વગર જવાબ આપવામાં આવશે નહિ.

ઑ. વ્યવસ્થાપક—શ્રી 'કચ્છી જૈન મિત્ર' માસિક, માંડવી-મુંબઇ.

# જય—સ્વરાજ્ય.

( લેખકઃ—રા. અશોક, બી. એ. )

૧.

## યુદ્ધ.

મારા મિત્ર રમણીકરાય સ્વદેશ પ્રેમી અને સ્વાતંત્ર્યના ઉપાસક તો ખરા, પણ તે ઉપરાંત સ્વાર્થ તેમના મનોરાજ્યમાં પ્રધાનપદ ભોગવતો હતો. જ્યારે જ્યારે તેમના હૃદયમાં દેશ અને સ્વાર્થનું તુમૂલ યુદ્ધ મચી રહેતું ત્યારે ત્યારે એ સંગ્રામમાં છેવટે સ્વાર્થનોજ વિજય ડંકો વાગતો. આવું યુદ્ધ મચવાના અનેક પ્રસંગો તેમના વીસ વરસના ટુંક જીવનમાં આવી ગયા હતા. જ્યારે તે બી. એ. ની પરિક્ષામાં સાનન્દ ઉતીર્ણ થયા ત્યારે પણ તેમનું હૃદય આવા એક યુદ્ધ પ્રસંગને માટે સમરભૂમિ બની ગયું હતું. સ્વદેશ પ્રેમે તેમના અંતઃકરણમાં અલ્પ સમય માટે એ જ્વલંત જ્યોત પ્રકટાવી હતી, એક ઉત્કટ ઇચ્છાને તેમના હૃદયમાં થોડીક પળો માટે સ્થાન અપાવ્યું હતું. ભારત—સેવક—સમાજમાં જીવન અર્પી માતૃભૂમિનું ઋણ ફેડવાની અભિલાષા રમણીકરાયને થઇ આવી પણ સાથે દેશ ઉપર વિજય મેળવ્યો. તેમણે એલએલ. બી. ની પરિક્ષાને માટે તૈયારીઓ કરવા માંડી અને ગવરમેંટ—લૉ—સ્કુલમાં 'ટર્મ' ભરવી શરૂ કરી દીધી. શાળામાં હાજરી આપવાનો સમય માત્ર સાંજના એક કલાકનો, એટલે રમણિકરાયને આખો દિવસ નિવૃત્તિ હતી. એક 'ટર્મ' ના અભ્યાસનું પ્રથમવારનું વાચન તો શાળા ખૂલ્યા પહેલાંજ થઇ જતું. નિવૃત્તિના સમયમાં એમના પ્રતિભાશાળી મગજને કંઇને કંઇ કામ તો અવશ્ય જોઇએ, તે વિના એમને ચેન પણ પડવું મુશ્કેલ. નવલકથાના થોથાં એ કેટલી વાર વાંચે ? આખરે મગજને રોકવાને એક કાર્ય તેમણે શોધી કાઢ્યું. નવરાશનો સમય વર્તમાનપત્રો અને સમર્થ લેખકોના ગ્રંથો વાંચવામાં તેમણે વ્યતિત કરવા માંડ્યો. દેશમાં ખૂણે ખૂણે પ્રસરી ગયેલી હોમરૂલ—સ્વરાજ્ય—ચળવળના તાજા સમાચારોથી તેમનું મગજ તર થવા લાગ્યું, કાંઇક અંશે ઉત્તેજીત પણ થતુ ચાલ્યું. સમર્થ લોકનાયકો, દેશસેવકોના વચનામૃતો તેમના જીવનમાં રેડાવા લાગ્યાં દાદાભાઇ, સુબ્રમન્ય, ગોખલે, ગાંધી, તિલક, ફીરોઝશાહ, માલવીયા, બીસેન્ટ આદિ અનેક વીર વ્યક્તિઓના આત્મવૃતનો તેમને સાક્ષાત્કાર થવા લાગ્યો—તેમના શ્વાસમાં ગુંથાવા લાગ્યાં.

એમ કરતાં બે વર્ષ વ્યતીત થયાં. રમણીકરાય એલ.એલ. બી. ની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં ઉતીર્ણ થયા, અને જીલ્લામાં વકીલાત કરવાની સનંદ મેળવી પોતાના વતન...પુરમાં વકીલાત કરવી શરૂ કરી દીધી. વકીલાતના ધંધાનો આરંભ કરતી વખત પણ એકવાર પુનઃ પેલો સંગ્રામ સળગી ઉઠ્યો હતો. દેશાનુરાગ તેમને કહેતો હતો કે નિર્બળોની સેવા કરો; માતૃભૂમિને ઉન્નત સ્થાને લઇ જવાના પ્રયાસ કરો. સ્વાર્થ કહેતો હતો કે ધન અને કીર્તિ સંપાદન કરો, જગતની મોટાઇ પ્રાપ્ત કરો. એકવાર પુનઃ દેશની હાર થઇ—

ને ધન પ્રતિ આકર્ષ્યા. સેવાભાવ–આત્મભોગ ધનની લાલસાની નીચે દબાઇ ગયા; મે વર્ષોના અભ્યાસનું સુંદર પરિણામ તાત્કાલિક તો નજ આવ્યું પણ જેમ અગ્નિ રાખની નીચે દબાઇ જાય છે તેમ આ સેવાભાવનું પણ થયું; રાખની નીચે દબાયલો અગ્નિ નિરંતર પ્રજ્વલિત રહે છે તેમ આ સેવાભાવ પણ અંતરમાં ઝગઝગતો રહ્યો. બીજાં છ માસ પણ વીતી ગયાં; અને તેમના જ્ઞાને અને આવડતોની એટલી બધી પ્રશંસા થવા લાગી કે 'સરદારી વકીલ' ની ખાલી પડેલી જગ્યા માટે તેમનું નામ બોલાવા લાગ્યું.

આ અરસામાં તેમના વતનમાં પણ હોમરૂલના અગ્નિને પ્રસરવા લાગ્યા હતાં. ઉત્સાહી વક્તાઓના નાના નાના 'ઉપદેશનો' અવારનવાર ગાજતા અને નાની નાની સભાઓમાં 'સ્વરાજ્ય' વિષય ઉપર જુસ્સાદાર ભાષણો થતાં. પ્રજાજનો આ સભાઓમાં ઉત્સાહપૂર્વક હાજરી આપતા અને આનંદ ભર્યા વક્તવ્યો ધ્યાનપૂર્વક અને રસથી સાંભળતા. ચર્ચા ઘેર ઘેર થવા માંડી હતી. હોમરૂલ લીગની શાખા ખોલવાની વાતો ચર્ચાતી હતી. પ્રજા ઉત્સાહી તો હતી પરંતુ તેને એકાદ અગ્રગણ્ય અને જોશદાર શહેરીની નાયક તરીકે આવશ્યકતા હતી. લીગનું મંત્રીપદ શોભાવે અને તે પદના સર્વ કર્તવ્યોનું કુશળતાથી પરિપાલન કરે એવા જુસ્સાદાર અને કાર્યકુશલ નરની પ્રજાને ખોટ પડી હતી. રમણીકરાય આ પદને માટે સર્વ રીતે લાયક ગણાતા. તેઓ પરિશ્રમશીલ હતા, ચતુર હતા તેમજ કાર્યકુશલ પણ હતા. એક અસરકારક વક્તા તરીકે અને બાહોશ લેખક તરીકે પણ તેમની પ્રશંસા કાંઇ ઓછી થતી નહોતી. માત્ર અભાવ હતો સાહસનો. રમણીકરાય સાહસ કરીને ઝંપલાવે તો સર્વ રૂડાં વાનાં હતાં. પ્રજાને યોગ્ય નેતા મળી રહે અને 'હોમરૂલ' નું સ્તુત્ય કાર્ય ઉત્સાહથી આગળ વધે. રમણીકરાયના મિત્રો આ પરિસ્થિતિ પામી ગયા. તેમણે તેમને સમજાવવાના ચાલુ પ્રયત્નો કરવા માંડયા. સ્વાર્થ ત્યાગી દેશસેવાનો ઝુંડો ઉડાવવા માટે તેમને પ્રોત્સાહિત કરવા લાગ્યા.

## અંકુર.

સમય જતાં મિત્રોના સહૃદયના પ્રયત્નોને સફળતા પ્રાપ્ત થઇ. અનેક પ્રકારની પરસ્પર દલીલો થઇ, અનેક પ્રકારની ચર્ચાઓ પણ ચાલી, રમણીકરાયનું સ્વાર્થ તરફજ નિરંતર ઢળતું હૃદય દેશાનુરાગ તરફ ધીરે ધીરે વળવા લાગ્યું. ધનપ્રતિની તેમની લાલસાને ક્ષયનો જીવલેણ વ્યાધિ લાગુ પડયો ધીમે ધીમે તે ક્ષીણ થતી ચાલી અને અલ્પ સમયમાં મૃત્યુવશ થઇ. વર્ષોથી ચાલી રહેલો સંગ્રામ આજે પૂરો થયો. દેશસેવાએ અપ્રતિમ વિજય મેળવ્યો. તેજ ઘડીથી હવે તેમના હૃદય–રાજ્યમાં સ્વતંત્ર સત્તા ભોગવવા લાગી. નિમેષ માત્રને માટે પણ હવે સ્વાર્થની હાજરી ત્યાં અસહ્ય થઇ પડી; હંમેશને માટે તેને મનો રાજ્યમાંથી દેશવટો મળ્યો. સમયથી જે કાર્ય ન કરી શકાયું તે મિત્રોના પ્રોત્સાહે કર્યું. રમણીકરાય હવે સાહસિક બન્યા, દેશ સેવાના મહાસાગરમાં હવે ઝીંપલાવવા તૈયાર થયા.

એક રમણીય સંધ્યા સમયે...પુરના શહેરીઓની એક જાહેર સભા હોમરૂલ લીગની શાખા સ્થાપિત કરવાને બોલાવવામાં આવી. પુરજનોએ અત્યંત ઉત્સાહનું પ્રદર્શન કર્યું. લીગની શાખા ખુલી મૂકાયાની જાહેર થઇ અને જાહેરમતથી કાર્યવાહકો ચૂંટવામાં આવ્યા.

સર્વે સભાજનોએ એકમતે મંત્રીપદનો ભાર રમણીકરાયના શિર પર મૂક્યો. રમણીકરાય નહોતા ધારતાં કે વાત આટલે સુધી વધી જશે. તે કાર્ય કરવા ઇચ્છતા હતા પણ તે માત્ર ગુપ્ત રીતથી, એક સાધારણ સભાસદ તરીકેજ. એનું કારણ એ નહોતું કે તે બીકુ હતા, ભયને તો તેમના હૃદયમાં કદી પણ પોષણ મળ્યું નહોતું. અત્યાર સુધી મન જે કાંઇ આડખીલી હતી તે સ્વાર્થનીજ હતી. તે તો હવે તેમણે દૂર કરી હતી અને સાહસ-નેજ સજ્યો હતો. ગુપ્ત રીતિથી કાર્ય કરવાની ઇચ્છા થવાનું કારણ એ હતું કે તે પોતાના પિતાને નારાજ કરવા ઇચ્છતા નહોતા. તેમના પિતા સહજ જુના વિચારના હોઇ અમલદાર વર્ગની મહેરબાની-તેમના સારા અભિપ્રાય માટે તલસતા. હોમરૂલની ચળવળમાં તેમનો ન પુત્ર આગેવાન થાય એ તેમને ન રૂચે એ સ્વાભાવિક હતું. તે ઇચ્છતા હતા કે પોતાની જેમ અમલદાર વર્ગની કૃપા મેળવીને પુત્ર સરકારી વકીલ બની જાય. બની ગયેલી ઘટનાથી તે અજ્ઞાત હતા. સભા વિસર્જન થતા રમણીકરાય ગૃહે આવ્યા અને કપડાં ઉતારવા પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. હજી તો તે કપડા ઉતારવામાંજ રોકાયા હતા એટલામાં તો શહેરના સીટી ફોજદાર બે 'ઇન્સ્પેક્ટરો' અને દશ બાર 'કોન્સ્ટેબલો' સાથે તેમના ગૃહના આંગણામાં આવીને થોભ્યા. તેમને જોઇ રમણીકરાયના પિતા અમૂલખરાય ગભરાયા અને હાફલા ફાફલા બ્હાર આવ્યા. કઇ કઇ અમંગળ શંકાઓ તેમના મગજમાંથી પસાર થઇ ગઇ, અને મોઢું પણ લેવાઇ ગયું. તેમ છતાં વેરાઈ ગયેલી હિમ્મતને ભેગી કરી મોંઘેરા મ્હેમાનોનો આદર સત્કાર કર્યો. "આવો, આવો, સાહેબ ! અરે મોતીઆ પાનની પેટી લાવ."

ફોજદાર સાહેબને આ આદર સત્કાર સ્વીકારવાનો અવકાશ નહોતો. રૂઆબથીજ તેમણે કામ લેવા માંડ્યું. "માફ કરો મહેરબાન મને આદર સત્કારની જરૂર નથી. હું એક સરકારી કામને માટે આવ્યો છું. માન તમારે ઘણા વખતની સારા સારી છે, પણ શું કરૂં, લાચાર છું. માટે મારી ફરજ બજાવવી જોઇએ. રમણીકરાય ઘરમાં છે?"

"હાજી ! છે, તો ઘરમાંજ. હમણાંજ કચેરીમાંથી ચાલ્યા આવે છે." અમૂલખરાયે કાંપતાં કાંપતા જવાબ દીધો. "ઇશ્વરેચ્છા તો થોડા દિવસોમાંજ હવે સરકારી વકીલ બની જશે. જડજ સાહેબે મને તે માટે કહ્યું પણ છે." પાછળથી આસ્તે રહીને તેમણે ઉમેર્યું.

ફોજદારે આ વાત સાંભળી ન સાંભળી કરી તે અમૂલખરાયના મનોભાવ કળી ગયો. રૂઆબમાંજ તેમણે આદેશ દીધો, "એમને જરા બ્હાર બોલાવો. મારે એમનું વર્ણન લખી લેવું છે." એમ કહી તેણે એક નોટબુક અને પેન્સીલ ગજવામાંથી બ્હાર કાઢ્યા.

આ બધો પ્રકાર જોતા અમૂલખરાય તો ઉજવા પૂણી જેવાજ થઇ ગયા. તેમના શરીરની નાડીઓમાં અત્યારે રક્ત વહેતું હશે કે કેમ? તેની પણ કોઇને સહજ શંકા ઉદ્ભવે એવું તેમનું વદન દેખાતું હતું. રમણીકરાયે કોણ જાણે કેવોએ ભયંકર અપરાધ કર્યો હશે? તેમણે અત્યંત ભયથી તેમજ વિસ્મયતાથી પૂછ્યું, "શું કાંઇ ખાસ કામ છે?"

"હાજી ! ખાસ કામ છે." ફોજદારે દમામમાંજ જવાબ આપ્યો. "આજે લોકોએ હોમરૂલની સભા ભરી બહુજ ગડબડ કરી મૂકી છે. સરકારની વિરૂદ્ધ તેમની ખામીઓ બતાવવામાં આવી છે, અને રમણીકરાય તેના સેક્રેટરી થયા છે. સભામાં હાજર રહેલાના

નામો તેમની પાસેથી મેળવવાં છે, અને દોસ્ત તરીકે તેમને એક સલાહ પણ આપવી છે કે હુશિયાર થઇ જાય; એવું ન થાય કે જેથી અમને તેની ઉપર ત્રાપતો રાખવાની ફરજ પડે."

અમૃતપ્રસાદને તો ત્યાંજ ઉપરથી આભજ તૂટી પડ્યું. રડતા ગૃહમાં ગયા અને ગુસ્સે થઇ રમણીકરાયને ધમકી આપવા માંડી ગયા. આ તેં શું ગોટા માર્યો છે ? જોતો ખરો, બારણામાં ફોજદાર આવીને ઉભો છે તે ! જે જન્મારામાં નહી જોએલું તે તેં આજે દેખાડયું."

રમણીકરાયે પિતાની ધમકી પર આંખ આડા કાન કર્યા; અને બ્હાર આવ્યા. ફોજદારે આવતાંજ તેમને નવાવી લીધા. " તમે આજે હોમરૂલની સભામાં ગયા હતા ?"

"હા ગયો હતો."

" તમે તેના સેક્રેટરી થયા છો ? "

" હા જી. "

" સભામાં કોણ કોણ હાજર હતું ? "

" મને યાદ નથી."

" મુખ્ય મુખ્ય માણસોના નામ કહી શકશો ? "

" લીગના દફતરમાંથી તમને સભાસદોના નામો મળી શકશે. "

ફોજદાર એથી વધારે પ્રશ્નો પૂછી શકયો નહિ, કામ ખલાસ થયું; ફરજ અદા થઇ ગઇ. પોતાના માણસો સાથે તે ગૃહ છોડી ચાલ્યો ગયો.*

(ચાલુ.)



* શ્રીમતી એની બેસંટના હિન્દી ઉપરથી સુચિત.

"રજનીકાંત ક્યાં? હું ક્યાં? શી રીતે અમારો સબંધ થાય? મોટા ભાઇને વાત કહેવી કે નહીં? મોટા ભાઇ હા પાડે તોપણ રજની પાસે પહેલી લગ્નની દરખાસ્ત મારાથી કેમ મુકાશે? હું તો ચાહું છું પણ રજનીનું હૃદય એવા અંકુરો ઉછેરવા શુષ્ક અને વંધ્ય હશે તો?" ઇત્યાદિ વિચારોના ચકડોળે ચડેલી નવલ બહાર જવા માટે પૂર્ણપણે તૈયારી કરી રહી કોઇની માર્ગપ્રતીક્ષા કરતી હોય તેમ ઉભી હતી.

"આવ માલતી, મોડું કેમ થયું?" એક ૧૨-૧૩ વર્ષની કુમારીકા રૂમમાં દાખલ થતાંજ નવલકિશોરીએ પૂછ્યું "વારૂ, ચાલો મોડું તો થયું છે તો પણ અલ્પસમયમા ફરી આવશું"

માલતી અને નવલ બંગલાપરથી નીચે આવી. વાંચકને યાદ હશે કે નવલનું ઘર ચોપાટી સામેજ આવેલ હતું. બન્ને બ્હેનપણીઓ સમુદ્ર કિનારે ફૂટપાથપર થઇને ચાલી.

---

## પ્રકરણ ૭ મું.

## ચોપાટી તીરે.

ભારતનું પારીસ યાને પૌર્વાત્ય લંડનના ઉપનામે સુપ્રસિદ્ધ મોહમયી નગરીની હવા ખાવા માટેના સુશોભિત અને પયોધિ સમીપસ્થ સ્થાનોથી મુંબઇગરાઓ સંપૂર્ણ જાણીતા છે. મલકાતી, છલકાતી, અલબેલી મુંબઇ નગરીનાં નાગરીકો હિંદના અન્ય રહેવાસીઓ કરતાં હવાખાવાની બાબતમાં વધારે શોખીન છે. ઉત્તર હિંદના રહેવાસીઓ ગળ્યા રાય રગમાં ઝુલતાન હોઇ મોદક માલપુઆનાં પૂજારી છે, દક્ષિણના હિંદીઓ લાંબા સુરીલા રાગોપર મરીકીટતા હોઇ ઇટલી, ઢોસા ( મલબાર, ત્રાવણકોરના ખાદ્ય પદાર્થો ) ખાવામાં મોજ માને છે, પણ મુંબઇગરાઓને ખાવાને હવા અને પીવાને ભગવતી (!) ચહા હોય તો અન્ય વસ્તુઓ વિના ચાલી શકે ખરૂં. અસ્તાચળ પથે ગમન કરતા રક્તવર્ણધર ભગવાન અંશુમાલીની પડતી મારે જાણે કે દયાખાતી હોય એવી રડતી સુરતીશાં સન્ધ્યાના સમયે મોહમયી પુરીની ચોપાટી પર દરેક વર્ણના, દરેક પદવીનાં સ્ત્રીપુરૂષો પ્રાણવાયુ ( oxygen ) થી ફેફસાં સાફ કરવા અને સૌંદર્ય નિરીક્ષણથી ચક્ષુપુનીત કરવા અંબુનિધિ સમીપે ફૂટપાથપર અત્રતત્ર લટાર મારે છે. એપોલોબંદર, પાલવા, મહાલક્ષ્મી, હેંગીંગ ગાર્ડન ઇત્યાદિ રમણીય સ્થળો હવાખાવા માટે છે, છતા લોફર, જેન્ટલમેન લોફર, અને જેન્ટલમેન એ ત્રિગુણાત્મક પ્રકૃતિનાં મનુષ્યો તો ચોપાટીપરજ જણાય છે. સેન્ડહર્સ્ટ પુલ પરથી ઉતરતી, પેટ્રોલ જનિત વેગ મોટરકારો, કુશળ શોફરો ( driver )—ગોરા અમલદાર પાસે ગાવાસેરી ગૌ બની નીચી મુંડીએ હાંકનાર, પણ સીપાઇ દાદા સામે અક્કડ છાતીએ માત્ર તેના પગ પાસે અર્ધાફૂટને અંતરે દોડાવનાર-થી હંકાતી, જાણેકે દેવલોકમાથી વિમાનો ઉડી આવતાં ન હોય! એવો ભાસ ધારણ કરતી હતી. મોટરમાં બેઠેલી માનવલોકની અપ્સરા જેવી પારસી પ્રમદાઓના ઇજીપ્શીયન ફેશનનાં 'હેડકવરીંગ (?) થી રૂ૬ પણ પવનના પ્રબળ આવેગથી ફરફરતી, ગેલકરતી વાળની લટો "સ્વાતંત્ર્યમાંજ જીવન છે, પરતંત્ર જીવન નકામું છે." એમ પ્રતીત કરાવતી હતી. ફૂટપાથપર, સેંકડો

સ્ત્રીપુરૂષો આમતેમ લટાર મારી રહ્યાં છે. કોઇ નેકટાઇને ફાંસો ઠીક કરતો, તો કોઇ સાડીની પીન સ્વસ્થાને લાવતી, કોઇ ચશ્મા બરાબર મુકતો તો કોઇ રૂમાલથી ભાલપરનાં સ્વેદબીંદુ લુછતી; કોઇ ખમીસના કફને અંદર દબાવેલો યા વધુ બહાર કહાડતો, તો કોઇ હાથના પોલકાની બાંયોપરની ઝાલર ઠીકઠાક કરતી, એવી રીતે ફેશન દેવીના પરમ ભક્ત લાલ લલનાઓનાં વિચિત્ર ચરિત્ર ચાલી રહ્યાં છે કોઇ પ્રેમીયુગલ તારા-મૈત્રક કરતાં ગાલમા હસતાં અને ગાલમાં સુરખી પડતાં લોકલજ્જાના ભયથી શરમનાં માર્યાં અનાકુપણેજ પસાર થતાં હતાં. કોઇ વિષય લુબ્ધ મનુષ્યો, કોઇ યુવતી તેમની તરફ નજર પણ ન કરે, છતાં તે તરફ હાસ્ય વિકાસી અનિમેષ નયને જોઇ રહેતા, યતો કોઇ સામે આવતી યુવતી સાથે જાણી જોઇને અથડાઇ પસાર થતો હતો. કવચિત્ કવચિત્ ગડેરીએ‌ઓરી અને નાળીએર પાણીવાલાના પોકારો સંભળાતા હતા કોઇ કોઇ મુસલમાન ફેરીઆઓ, શેઠ આપુ કે ખારાં પીસ્તાં ? બાઇ જેઇએ કે ખારાં પીસ્તા ? કહી વગર બોલાવે લાવણ્ય પુંજ રમણીઓની મોટર સુધી ચાલ્યા જતા અને શ્રીમતીઓ તેમને નેત્રપલ્લવીથી યા કોમળ મૃણાલિની દંડ જેવા હસ્તવતી ઘણું કરી ના કહેતી; મોઢેથી બોલતી નો'તી કારણ કે મોઢે બોલવાથી મોહમયીની મોહમયાઓની આયુષ્ય ઓછી થાય. યુવતીઓને નિરખી ડોસીમાઓ અને યુવાનોને જોઇ બુઢાબાપાઓ, તેમની ઉન્મત્તતા અને રૂષ્ટપુષ્ટ શરીરપર દૃષ્ટિ કરતાં "तेहिनो दिवसा गता" નું ભવભૂતિનું વાક્ય સ્મરણ કરતા

રવિવારનો દિવસ હતો, તેથી કામની પરવાગેલા ઘાટીઓ અને પડાણો રેતીમાં અગ મગ ખીલવવા કુસ્તી કરતાં જણાતાં હતાં કોઇ ઇશ્વર ભક્તો રેતીમાં બેસી મનુષ્યોને સદુપદેશ આપી પોતાનો જન્મ ફેરો સફળ કરતા દેખાતા હતા. અસ્તુ

'સૌંદર્ય' એ જાણે અજાણે પણ પૂજ્ય છે (Beauty is the nearest step to divinity) એ નિયમાનુસાર યદિ નિત્ય રસ સ્ત્રોત સ્નાનશીલ મહાકવિ કાલિદાસ આ વીસમી સદીમાં જીવતા હોય અને ઉપરોક્ત હેડકવરીંગ રૂદ ઉડતી કેશકબરી વાળી, રૂમાલથી ભાલપરના સ્વેદબીંદુ લુછતી અને નખ કરડતાં હીરાની વીંટીના કીરણો જેમની દંત પ્રભામાં મળી જાય છે, એવી યુવતીઓને જુએ તો મેઘદૂતમાં ઉજ્જયિની જોવા માટે જેમ ખાસ મેઘને આગ્રહ કર્યો હતો કે—

> 'ઉત્તર પન્થી તુજ પથિકને વાંકી છે વાટ ત્હોયે,
> ઉજ્જયિનીના પ્રીતિ ધવલે શ્રૃંગમાં ધામ ખોળ '

તેમ મુંબઇ માટે પણ લખતે.—

> ઉત્તર પન્થી તુજ પથિકને વાંકી છે વાટ ત્હોયે,
> બેઠેલી છઇ જલધિ સમીપે યૌવના વિજિતાનાં,
> સુંદર અંગો અવિકૃળહરો દેન પુષ્પોનુ કેરાં,
> પ્રેક્ષન્તો ત્યહિ ધન વિચરજે મોહમયી માનિતીમાં.

ઉપર મુજબ દૃશ્ય ચોપાટીપર ચાલી રહ્યું છે. સમગ્ર ભારત ભલેને ગરીબી, ગમગીની, અને ગુલામીની ગંભીર છાયામાં ડૂબેલું હોય તોપણ દેશની દુર્દશા તરફ નજર ક્યાં

ખત્રામાં કંજુસ શ્રી અને પુરૂષો–ફેશન દેવીના પરમ ભક્ત લાલલલનાઓ–ની પ્રતાપે ચો-માટી ભારતને સંપત્તિમાન્ દર્શાવવા પુરતી છે.

નવલકિશોરી અને માલતી ફુટપાથપરથી થઇને ફરવા લાગ્યાં. થોડેક દૂર એક બ્રાંક ખાલી જોતાં બન્ને બ્હેનપણીઓ તે પર બેસી ગઇ. અત્રે જણાવવાનું આવશ્યક છે કે નવલ અને માલતી એકજ સ્કુલમાં ભણતી હતી. મૈત્રીના દાવા સિવાય તેમને અન્ય સંબંધ ન્હોતો.

માલતીએ બેસ્યા પછી ગજવામાંથી એક પત્ર કાઢયો, અને નવલના હાથમાં આપ્યો. વાંચતી વખતની નવલની આકૃતિમાં થતા ફેરફારો માલતી ઝીણી નજરે જોઇ રહી હતી. કાગળને અંતે કિશોરી એકદમ હસી પડી–હસવું ન રોકાયું.

માલતીઃ—જોયું બ્હેન! ગ્રેજ્યુએટ થઇને આવાં નવા નવા અલંકાર ગોધી કાઢે છે.

નવલઃ—અરે પણ આ શિખવ્યું કોણે? "તમારા પ્રેમના તેલમાં તળાતું ભજીયું?", મહેતચંદ પણ હવે અક્કલનો ઉપયોગ કરતા જણાય છે.

વાંચકોને અત્રે જણાવવાની અગત્ય નથી કે, આ તેજ કાગળ હતો કે જે મહતચંદે પોતાની ભાવિ પ્રિયાને લખેલો.

માલતીઃ—જો એ એવી રીતે સમાજશાસ્ત્રમાં ( sociology ) પણ અલંકાર શા-સ્ત્રનું રસાયણ કરવું ચાલુ રાખશે તો પિતાજીને મારે ના કહેવી પડશે, કારણ કે હમણાં મારા પિતાજીનો વિચાર મહતચંદ તરફ વધારે ઢળે છે.

નવલઃ—જોયું બ્હેન! આ મોટાઇમાં મોટી જોખમદારી. બાળકો ન્હાના હોય અને ચાર માણસો વચ્ચે કંઇ ગાંડું ઘેલું બોલે અને મા યા બાપ વઢે તો છોકરાંઓ સમજે કે અમારૂ અપમાન કર્યું પણ ખૂબી તો એ છે કે છોકરાંઓની ગાંડાઇ માબાપના વઢ-વામાં ચાલી જાય છે, બેઠેલા મોટાં માણસો એવી વાતો તરફ ધ્યાન દેતાં નથી, અને છોકરાંઓની ભવિષ્ય માટે આબરૂ જળવાઇ રહે છે. પણ મોટપણમાં જ્યારે તેઓ પો-તાના જોખમે કામ કરે છે અને યદિ ગાંડું ઘેલું બોલાઇ અથવા લખાઇ જાય તો વઢ-નાર કોઇ હોતું નથી પણ તેમની પોતાની અક્કલનું પ્રદર્શન થઇ જાય છે–ભવિષ્યને માટે ધનચક્કર ગણાઇ જાય છે.

માલતીની સાધારણતઃ એવી ટેવ હતી કે નવલકિશોરીને અત્યંત પૂજ્ય–વ્હાલી ગણતી હોવાથી તેને પ્રશ્નો પૂછયાજ કરતી અને નવલ પણ અસ્ખલિતપણે ઉત્તર આપવામાં જરા પણ સંકોચ કરતી નહતી. પોતાના જ્ઞાન ભંડારથી કોઇને પણ સદુપદેશ મળે એ ઇચ્છા-એ નવલ હમેશાં મિષ્ટ સ્વરે સર્વ સાધારણ ભાષામાં સમજાવવાની તક ખોતી નહિ.

માલતી—બ્હેન! આજે મિસ મસાણીએ જીઓગ્રાફી ( ભૂગોળ ) માં મારી ટર્ન લગભગ રાઇટ હોવા છતાં મને રોંગ આપી અને મારી ક્લાસની મીસ ચોકસીએ ગપ લગાવેલ છતાં તેને રાઇટ આપી, હવે એ ઓપન (ખુલ્લો) પાર્શ્યાલિટિ ( પક્ષપાત ) ખરી કે નહિં! મને પૂછ્યું કે–મેન્ચેસ્ટર શાને માટે પ્રખ્યાત છે તે વખતે હું જરા ચર્ચગેટથી

[illegible]

# મહાત્મા ગાંધી.

( લખનાર:—રા. માનજી ગોવિંદજી શેઠ. )

થોડાએક વરસની વાતપર એક કવિએ "હિન્દ દેવીના અશ્રુપાત" નામનું એક કાવ્ય લખ્યું હતું. તેમાંની નીચેની લીટીઓ મને હજી બરાબર યાદ છે:—

"શિરાં ઉશીકું લઇને સુનારા,
વીણ્યે કણે પોષણ પામનારા;
પ્રજા તણું શ્રેય નિચિંત નારા,
તે ક્યાં ગયા રૂપી પુત્ર મ્હારા ?"

ઘણા દીવસ સુધી હું પણ કહેતો કે "ક્યાં ગયા ?" પરંતુ આજે હું હૃદયભેર કહી શકું છું કે "આ રહ્યા—પ્રકટયા છે અને હજીએ પ્રકટશે."

લોકોને હજીએ અન્ધકાર ભાસે છે. હજીએ નિરાશા દેખાય છે, આપણે શું કરી શકીએ ? આપણામાં સંપ નથી, ધર્મ મર્યાદા હવે રહી નથી, આપણી અજ્ઞાનતાએ લેવાઇ ગયા, પશ્ચિમની પ્રજાઓ કેટલી આગળ વધી ગઇ, આપણે કેટલા પાછળ છીએ, આપણાથી શું થઇ શકે ? માટે ચાલે છે તેમ ચાલવા દ્યો. પરન્તુ મજા એ છે કે આવું વિચારનારા લોકો પણ નિત્ય ગીતાનો પાઠ કરે છે, ઉપનિષદો વાંચે છે, વેદાન્ત શ્રવણ કરે છે, ગાયત્રી મંત્રનો જપ કરે છે, સમાયક કરે છે, વ્રતવાર કરે છે, કઠણ તપ પણ કરે છે, સંત થઇ બેઠા છે, ધર્માચાર્યની પદવી ભોગવે છે, વેપાર ચલાવે છે અને ડહાપણની વાતો પણ ચલાવે છે !! પણ કોણ જાણે શું થઇ ગયું છે કે આટલું બધું છતાં એ નિરાશા !

શ્રીમદ્ ભગવતગીતાનું પ્રથમ વાંચન કર્યું ત્યારે મને પણ એમ લાગ્યું હતું કે આવા ઉત્તમ બોધનો વારસો છતાં જે પ્રજા તદન નિસ્તેજ છે તે પ્રજાના ભાવી ઉદયને માટે બીજું એક સાધન નથી. પરંતુ જ્યારથી ગાંધીજી હિન્દમાં આવ્યા, અને તેમનાં દર્શન થયાં તથા કંઇક અંગત પરિચય થયો ત્યારથી મને આશાનાં કિરણો પ્રકટતાં દ્રષ્ટી ગોચર થાય છે. ગીતા જીવન મને અસંભવિત લાગતું, આજે મૂર્તિમંત જોઇ શકું છું.

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે એમની કીર્તી આપણે સાંભળતા અને એક ચોક્કસ જાતનો આપણને આનંદ થતો. પણ આજ આપણી વચ્ચે, આપણા પ્રજાકીય જીવનમાં, એમની જીવનકળાનો વિકાસ જ્યારે આપણે અનુભવીએ છીએ ત્યારેજ એમની મહાન શક્તિનું આપણને ભાન કંઇક અંશે થાય છે. અદંભિત્વ, અમાનિત્વ, નિષ્કામ કર્મ, અભય, આ શબ્દોનો અર્થ હવે સમજાય છે. ઝાઝાં શાસ્ત્રો વાંચવાની જરૂર નથી, પણ જેટલું શીખ્યા હોઇએ, જેટલું ભણ્યા હોઇએ, જે બોધ મળેલો હોય તે જીવનમાં સંપૂર્ણ રીતે ઉતારી શકાય તોજ તે બોધનું, તે ભણતરનું સાફલ્ય છે.

એક વખત વાર્તાલાપમાં ગાંધીજીએ કહ્યું હતું કે દૈવી પ્રકૃતિનાં ગીતામાં વર્ણવેલાં અનેક લક્ષણોમાંથી એમણે તો હજી એક "અભય"જ લીધું હતું. કોઇનાથી ડરવું નહિ, અને કોઇને ડરાવવું નહિ. પ્રજાકીય જીવનમાં અભય એ એક મહાન શસ્ત્ર છે, અને એ શસ્ત્રના ઉપયોગમાં જે સિદ્ધી ગાંધીજીની છે તે બીજા કોઇકનેજ હશે. આધિ, વ્યાધિ, ઉપાધિનાં અનેક સ્વરૂપો પ્રજાકીતનાં માર્ગમાં અંતરાય રૂપે આવીને ઉભાં રહે અને ભીંવરાવે તે વખતે દ્રઢતાથી ચાલવું અને આગળ વધવું એ કંઇ જેવું તેવું કામ નથી.

જન મંડળ વિદ્યમાન છે. આ મંડળનો આંતરિક ઉદ્દેશ જ્ઞાતિમાંના અત્યાચારો અને અનાચારો દૂર કરવાનો, દીન જ્ઞાતિબંધુઓને સહાય કરવાનો, તથા જ્ઞાતીના બાળકોને આગળ વધારવાનો છે. નીઃસંશય આ હેતુઓ ઘણા ઉચ્ચ અને પવિત્ર છે. જો આ હેતુઓ પ્રમાણે મહાજન મંડળ પોતાનો કાર્યભાર ચલાવતું હોય તો અમે ખાત્રીપૂર્વક કહીએ છીએ કે મહાજન મંડળ ઉપરાંત અન્ય એક પણ મંડળ જન્મ પામત નહીં, પરંતુ કમનસીબે એવું બન્યું છે કે જ્ઞાતિના આગેવાનો ઠરાવો ઘડવા અને પડેલે ઘડાકે એ ઠરાવોને તોડવા સિવાય બીજું કાંઇ કાર્ય કરી શકતા નથી એમ સુશિક્ષિત વર્ગના મ્હોટા ભાગનું માનવું છે. જ્ઞાતીનો દરેક સભ્ય, મહાજનના આગેવાનોના ભોગવાઇ દોરથી વાકેફ છે, કેટલી આપખુદીથી અને સ્વચ્છંદતાથી કામ લેવાય છે તેનો કડવો અનુભવ અનેકોને થઇ ચૂક્યો છે અને એટલાજ માટે મહાજન મંડળથી નાખુશ થઇ પોતાના અવાજને આવકારદાયક રૂપે રજુ કરવા ન્હાના મ્હોટા અનેક મંડળો સ્થાપિત થયા છે. મહાજન મંડળ એ પોતેજ એક મંડળ છે પણ જ્યારે તે મંડળે પોતાના ઠરાવોનું પોતેજ ખૂન કરવા માંડ્યું, પોતાના વિચારો અને નિશ્ચયો વિરૂદ્ધ પોતેજ કાર્ય કરવા લાગ્યું અને વિરૂદ્ધ વર્તનારાઓને આશ્રય આપવા માંડ્યું ત્યારે એ મંડળની સામે લડત ચલાવવાને પ્રતિસ્પર્ધિ બળ એકત્ર કરવાની નવયુવકોને જરૂર પડી. આ પ્રતિસ્પર્ધિ બળની સામે થવું એ મહાજન મંડળને માટે રમત વાત નથી. અમોને અત્યાર સુધીમાં ક. દ. ઓ. સેવક સમાજના સંબંધમાં જે માહિતીઓ મળી છે તે ઉપરથી અમને ભય રહે છે કે આ નવું મંડળ વખત જતા મહાજન મંડળના હાથમાં એક સાધનરૂપ થવા સિવાય રહી શકશે નહીં. બીજા શબ્દોમાં કહીએ તો નવા જુલમને દાબી દેવા માટેજ સેવક સમાજના સભ્યોએ આ નવા રૂપમાં દેખાવ દીધો છે. જો અમારી આ કલ્પના સત્ય નીવડે તો અમે માત્ર એટલુંજ કહીશું કે એથી એકંદરે જ્ઞાતિને કોઇપણ જાતનો લાભ થાય એવી આશા નથી. ઉલટું કુસંપ અને કદાગ્રહોથી છિન્નભિન્ન થઇ પડેલી એ જ્ઞાતિમાં ગૃહવિચ્છેદના નવા વિષમય બીજો રોપાશે.

સેવક સમાજના સભાસદોની નામાવલી ઉપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે સેવક સમાજ એ બીજું કાંઇજ નહીં પણ મહાજન મંડળનોજ એક પુનર્જન્મ છે. મહાજનના ગણાતા આગેવાનોજ આ સેવક સમાજના સભ્યો બની બેઠા છે. જો તેમને જ્ઞાતીની સેવાજ કરવી હતે અને એ રીતે સેવક પદનું સાર્થક કરવું હતે તો તેમને માટે મહાજન મંડળમાં જોઇએ તેટલો અવકાશ હતો. જે આગેવાનો પોતાના પુરાણા મંડળમાં કામને કોઇ રીતે ઉપયોગી થઇ શક્યા નથી તેઓ આ નવી સંસ્થામાં નવો વેશ ધરી નવી કાંઇ સેવા બજાવે એમ અમે માનતા નથી, અને એટલા માટે આ સેવક સમાજનો અમો સંપૂર્ણ આદરભાવથી સત્કાર કરી શકતા નથી. સમાજના ઉદ્દેશો તથા કાર્યપદ્ધતી સંબંધે અન્ય કોઇ પ્રસંગે બોલાશું, હાલ તુરત તો એટલું કહેવું બસ થઇ પડશે કે રૂ. ૭૨૦૦૦ ના ભેગી થએલ રકમ તથા રૂ. ૭૫૦૦૦ ની રકમ માટે મળેલ વચન અમારા અન્ય પત્રકાર બન્ધુઓની જેમ અમારી આંખોને આંજી દઇ શકે તેમ નથી. કારણ કે સમાજની આંતરિક સ્થિતિ અમારાથી અજાણ નથી.

× × ×

**સસ્તા ભાડાની ચાલી.**

" હવે આપણે કેવી રીતે નભી શકીશું ? " એ પ્રશ્ને આજકાલ ગંભીર સ્વરૂપ પકડયું છે. મોંઘવારી, દુષ્કાળ, અને મહા યુદ્ધના બોજાને કેવી રીતે સહ્ય બનાવવો એ તરફ સૌ કોઇનું ધ્યાન ખેંચાવા લાગ્યું છે. શ્રીમંતો અને નેતાઓ પોતપોતાની ફરજો સમજવા લાગ્યા છે કેટલેક સ્થળે સસ્તા અનાજની તથા સસ્તા ગૃહોની યોજનાઓ અમલમાં મુકાવા લાગી છે. શ્રી ક. દ. ઓ. જૈન જ્ઞાતિના સેવક સમાજે પણ મુંબઇમાં સામાન્ય સ્થિતિવાળા બંધુઓને માટે સસ્તા ભાડાની ચાલી ઉભી કરવાનું કાર્ય હાથ ધર્યું છે. ખરેખર આવા પરોપકારી કાર્ય બદલ તેમને અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપવી એ અમારી ફરજ છે. પરંતુ કેવળ એકાદ બે સસ્તા ભાડાની ચાલીઓ બનાવવાથી અથવા તો સસ્તા અનાજની દુકાનો ખુલ્લી મુકવાથી આપણે આપણી દરિદ્રતાનો નાશ કરી શકીશું નહીં. જ્યાં મૂળમાંજ સડો લાગ્યો હોય ત્યાં માત્ર ડાળી ડાંખળાની માવજત કરકરવાથી કશું લાભદાયક પરિણામ મળતું નથી. આપણા નવયુવકો, જીવનની જરૂરીઆતોને પહોંચી શકે એવા સમર્થ, બુદ્ધિમાન અને હુન્નરી બને એવા પ્રકારના ઉપાયો લેવાની સૌથી અધિક અગત્ય છે. જ્યાં સુધી એવો કોઇ સચોટ પ્રયત્ન કરવામાં ન આવે અને કેવળ થાગડ-થીગડથી સામાજીક દરિદ્રતાને ઢાંકી દેવાની વ્યર્થ કોશેશ કરવામાં આવે ત્યાં સુધી કોઇપણ જાતનો ચિરસ્થાયી લાભ થવાની વકી નથી. ગરીબ વર્ગ ધર્માદા સખાવતોનો લાભ લઇ પોતાના જીવનને નભાવે એના કરતાં આપબળે આનંદપૂર્વક રહી શકે એ શું ઇચ્છવાજોગ નથી ? આપણામાં કેળવણીની બે ચાર જે જાહેર સંસ્થાઓ છે તેને વિશેષ ઉન્નત અને કાર્યસાધક બનાવવા તરફ વિશેષ લક્ષ આપવાની જરૂર છે તેની સાથે શ્રીમંત ગૃહસ્થો પોતાના નોકર વર્ગ તથા આશ્રિત વર્ગને ધંધા-રોજગારમાં આગળ વધારવાનું અને તેમની માસિક આવકમાં મહેનતાણું વધારો કરી આપવાનું ઔદાર્ય દર્શાવે તો આપણા અનેક ગરીબ ભાઇઓની મુશ્કેલીઓ દૂર થવા પામે એવો અમારો દૃઢ વિશ્વાસ છે. રૂપીઆ પાંચ દશ હજાર સખાવત કરી વાહવાહ મેળવવાનો લોભ આપણામાં એક અસાધ્ય રોગ જેવો થઇ પડયો છે. એ કર્તવ્યના બોજાને કાબુમાં રાખી જે ઉદાર પુરૂષો નવયુવકોને કેળવવા, ઉત્તેજવા અને પોતાના બંધુવત્ ગણવા જેવી સહૃદયતા બતાવશે તેઓજ કોમના ઉદ્ધારક ગણાશે. સમાજનો કે દેશનો ઉદ્ધાર સખાવતોની મ્હોટી રકમોથી કદાપિ થયો હોય એમ જણાતું નથી. રૂપીઆની મ્હોટી રકમોની પાછળ બંધુભાવથી-આત્મભાવથી દ્રવતું હૃદય હોવું જોઇએ. આપણા ઉદાર ગણાતા પુરૂષોમાં આવી સહૃદયતા આવે, અને પોતાના જ્ઞાતિબંધુઓને જીવન સંગ્રામમાં વિજયી બનાવવા પોતાનો સમસ્ત ભોગ આપે એવો દૈવી યુગ નીરખવા અમે ક્યારે ભાગ્યશાળી થઇ શકીશું ?

× × × × ×

**સુવ્યવસ્થિત સખાવત.**

સસ્તા ભાડાની ચાલીઓ નિમિત્તે અમો આપણી સખાવતોના સંબંધમાં બે બોલ કહ્યા સિવાય રહી શકતા નથી સદ્‌ભાગ્યે આપણી કોમમાં સાહસિક અને સખાવતી પુરૂષોનો છેક અભાવ નથી, પરંતુ તે સખાવતોનો પ્રવાહ વિવિધ માર્ગોદ્વારા એવી રીતે અદ્રશ્ય થઈ જાય છે કે તેનું કોઇ પણ જાતનું સુફળ દ્રષ્ટિગોચર થતું નથી. આપણી કોમને જે અનેક જાતના રોગો લાગુ પડયા છે તે રોગો આ સખાવતોના પ્રતાપે જો દૂર થઇ ન

એ ને તે સખાવતોનો અર્થજ નીવડી છે એમ કહેવામાં હરકત નથી. શરીર શાસ્ત્રીઓ કહે છે કે જ્યારે અંગમાં કોઇ પણ પ્રકારની નબળાઇ કે બેચેની પ્રવેશે છે ત્યારે એક મુખ્ય દર્દની સાથે બીજા પણ અનેકાનેક દર્દો ઉભરાઇ નીકળે છે. સારો વૈદ્ય અથવા ડૉક્ટર આનુષગિક દર્દોને એક બાજુ રહેવા દઇ મુખ્ય રોગની ચિકિત્સા કરવાનું હાથ ધરે છે. અમે ઉપર કહી ગયા તેમ આપણા સમાજમાં આજે અનેક પ્રકારના નાના મોટા દર્દો ઉભરાઇ આવ્યાં છે. કોઇ સ્થળે પુરતાં અન્ન વસ્ત્ર મળવાનાં સાંસા છે, તો કોઈ સ્થળે બાળ લગ્ન, વૃદ્ધ લગ્ન કે કન્યા વિક્રયના બેદી કલ્પાંતો થઇ રહ્યાં છે! સર્વ રોગનું પૃથક પૃથક ઔષધ કરવાનું હિતચિંતકોને ગમ થઇ આવે એ કુદરતી છે પરંતુ અત્યાર સુધીના આપણા ઇતિહાસે બતાવી આપ્યું છે કે એવા ઉપર ચોંટીઆ અને ક્ષણ સ્થાયી ઉપાયો મૂળ દર્દને કોઈ રીતે દૂર કરી શકતા નથી અમને જો સ્પષ્ટ શબ્દોમાં મૂળ દર્દની ચિકિત્સા કરવાનું કહેવામાં આવે તો અમે કહીશું કે અજ્ઞાનતા અને દરિદ્રતા એજ આપણી સમાજનો મુખ્ય અને સ્થાનિક વ્યાધી છે. આ વ્યાધી દૂર કરવા માટે સખાવતોના પ્રવાહને ચોક્કસ પ્રકારનું વ્યવસ્થિત રૂપ મળવું જોઇએ કોમમાં કેળવણીનો પ્રચાર થાય, સૌ કોઈ પોતાના ઇચ્છિત ઉદ્યોગ હુન્નરમાં ફત્તેહમંદ થાય એવા પ્રકારના વહેવારૂ ઉપાયો યોજવા જોઇએ જ્યારે આમ થશે અને સમાજમાં કેળવણીની, ધનની તથા સુગમની વૃદ્ધિ થશે ત્યારેજ ન્હાની મ્હોટી અનેક કુપ્રથાઓનો અંત આવશે—ત્યારેજ આપણી કોમ વાસ્તવી સદીમાં અને તે પછીના યુગોમાં જીવંત ગણાશે!

× × × × ×

**પ્રજાના હૃદયના પ્રતિબિંબની.**

ઇ. સ. ૧૯૧૮ ના ઓગસ્ટ માસનું છેલ્લું અઠવાડીયું હિંદના રાજદ્વારી ઇતિહાસમાં અગત્યનું સ્થાન રોકશે. મુંબાઇની સ્વાગત સભાના આગેવાનોએ ખાસ કોંગ્રેસ સબંધી તૈયારીઓ કરવામાં અને કોંગ્રેસનું નાવ સહીસલામતીથી કીનારે લઇ જવામાં જે અથાગશ્રમ અને ઔદાર્ય દાખવ્યું છે તે ગમે તેવા વિરોધીને પણ માન બુદ્ધિ ઉત્પન્ન કરે તેવું છે પ્રારંભમાં એમ માનવામાં આવતું હતું કે ધી ઑન સર દીનશાહ વાચ્છા અને ધી ઑન મી. સુરેંદ્રનાથ બેનરજીની ગેરહાજરી કોન્ગ્રેસની ફતેહમંદીમાં વિઘ્નભૂત નીવડશે એટલુંજ નહિ પણ એ બન્ને સન્નીઅન પનો જેવા સ્વાભાવિક વિરોધીઓને મહા લહા બકવાનું નિમિત્ત પુરૂં પાડશે. વિરોધીઓના કમભાગ્યે અને હિંદી પ્રજાના સદ્ભાગ્યે આ ખાસ કોંગ્રેસમાં કડવાશનો લેશમાત્ર આભાસ આવવા પામ્યો નથી, એટલુંજ નહીં પણ જાણે સમગ્ર હિંદી પ્રજા એકી અવાજે અંતરના ઉંડા ભાગમાંથી પોતાની ઇચ્છાઓ અને અભિલાષાઓ દર્શાવતી હોય તેવો, દરેક પ્રયત્ન બની શકે તેટલી ગંભીરતાથી કરવામાં આવ્યો છે. આ પ્રસંગે લગભગ ૧૫ હજાર પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોએ હાજરી આપ્યાનું સામાન્ય અનુમાન કહાડવામાં આવે છે. કોન્ગ્રેસનો વિશાળ—ભવ્ય મંડપ, પ્રેક્ષકો અને પ્રતિનિધિઓની આતુરતા, લોકનાયકો પ્રત્યેનો તેમનો પ્રેમભાવ એ સર્વ દૃશ્ય ખરેખર સ્વર્ગના દેવોને પણ ક્ષણવાર વિસ્મય વિમુગ્ધ કરે તેવો હતો. જે લોકો એમ કહે છે કે "હિંદ હજી સ્વરાજ્યને યોગ્ય નથી, સ્વરાજ્યની માગણી કરનારા તો ગણ્યા ગાંઠ્યા મનુષ્યોજ છે", તેમને આવા દૃશ્ય દુર્લભ હશે, પ્રજાનું હૃદય પરખવામાં ઘણા અગવડ થઇ પડે તેમ છે કોંગ્રેસનું કામ બરાબર ચાર દિવસ સુધી ચાલ્યું હતું. પરંતુ લોકોનો ઉત્સાહ સહેજપણ શિથિલ થવા પામ્યો નહોતો. બબ્બે કલાક અગાઉથી પ્રેક્ષકો પોતાના શ્રદ્ધાસ્પદ નેતાઓની અ—

## હિન્દી રાષ્ટ્રીય પરિષદની ખાસ બેઠકના અધ્યક્ષ સાહેબ.



**મી. સૈયદ હુસન ઇમામ**

કલકત્તા હાઇ કોર્ટના માજી જડ્જ.

"હું મારા સ્વદેશ બન્ધુઓને કહું છું કે—તમારી માગણીઓ માટે જોરથી અને આગ્રહથી દબાણ કરો, અને જો હાલમાં તમને કાંઇ સાંભળશે નહિ તોપણ તમારો પક્ષ સત્ય હોવાથી આખર તમારી ફતેહ થશે."

૨૯ મી ઑગસ્ટ, ૧૯૧૮.

હિન્દી રાષ્ટ્રીય પરિષદની ખાસ બેઠકની સન્માનકારિણી

સભાના પ્રમુખ સાહેબ.



ધી ઑાન. મી વિઠુલભાઈ ઝવેરભાઇ પટેલ

"હિન્દી સરકારના રાજ તત્રમાં જોખમદાર સરકારની સગીન શરૂઆત એકદમ થવી જોઇએ અને સરકાર પાર્લામેન્ટની બહાલી સાથે દશ વર્ષ કરતા ઓછી મુદતના નીમાએલા સામયીક કમિશનોની તપાસ હેઠળ આવવી જોઇએ હિન્દને સપૂર્ણ જોખમદાર સરકાર આપવા સમયની મુદત બાંધવી જોઇએ અને તે મુદત ૧૫ થી ૨૦ વર્ષ કરતા વધવી ન જોઇએ હિન્દને સપૂર્ણ જગાતી સ્વતત્રતા એકદમ આપવી જોઇએ જો આ અને બીજા ફેરફારો કે જે કોગ્રેસ વિના શકે સુચવશે તેનો સ્વીકાર કરશે તો હિન્ જોખમદાર સરકારની પ્રગતિમાન સિદ્ધિ અર્થેનુ એક સંગીન પગનુ લેવાયુ ગણાશે"

૨૯ મી ઑાગસ્ટ, ૧૯૧૮.

દુરતાથી રાહ જોતા બેસતા હતા, અને લોકમાન્ય તિલક મહારાજ, વિદુષી એનીબેસંટ, શ્રીમાન્ પ્રમુખ સાહેબ આદિના મંડળ પ્રવેશ વેળા હર્ષના નાદો અને તાળીઓની ગુર્જનાથી મંડપ ગર્જાવી દેતા હતા! હિંદનો પ્રજામત કઈ દિશામાં વહે છે, અને હિંદી પ્રજા પોતાના નાયકો પ્રત્યે કેટલી શ્રદ્ધા અને માનની લાગણીથી નીહાળે છે તેના સબળ–અસરકારક પુરાવા બીજા કયા હોઇ શકે! બાબુ સુરેંદ્રનાથ અને સર વાચ્છા આવું અપ્રતિમ માન મેળવવામાં આ વખતે જાણી બુઝીને વંચિત રહી ગયા છે તે જોઇ અમને ખેદ થાય છે! ત્રીસ ત્રીસ વર્ષ સુધી હિંદી પ્રજાની સેવા બજાવ્યા છતાં તેઓ પોતાના વ્યક્તિગત વિચાર અને અભિમાનનો ભોગ ન આપી શક્યા એ દીલગીરી ઉપજાવનારૂં છે. અમને સંપૂર્ણ આશા છે કે વખત જતાં કહેવાતા મોડરેટો કોન્ગ્રેસમાં સામેલ થયા વિના રહેશે નહીં, કારણ કે તેમણે કલ્પી લીધેલા ભયો છેક નિર્મૂળ અને ભ્રાંતિજન્ય હતા એમ જ્યારે તેઓ જોઇ શકશે ત્યારે તેઓ પોતાની ભૂલ સુધારવામાં કિંવા ગેરસમજ દૂર કરવામાં હિંદના વિશાળ સ્વાર્થના ભોગે પોતાના મમત્વને વળગી રહે એવા તદ્દન અવિવેકી અને અદૂરદર્શી હોય એમ અમે એક ક્ષણને માટે પણ માની શકતા નથી. પરમાત્મા તેમને તથા ઉંધુ દૂરબીન પકડી હિંદી પ્રજા મતને નીરખનારા સત્તાધિકારીઓને જેમ બને તેમ વ્હેલી સદ્બુદ્ધિ અર્પે એમ અમે અંતઃકરણથી પ્રાર્થીએ છીએ.

કોંગ્રેસના પ્રમુખના ભાષણો પ્રજામતનો પડઘો પાડનારા હોવા જોઇએ. આ કસોટીએ કસી જોતાં પ્રમુખ મી. સૈયદ હુસન ઇમામ અને ધી ઑન. મી. વી. જે પટેલનાં ભાષણો શુદ્ધ સુવર્ણમય જણાયા વિના રહેશે નહી. સ્વાગત કારિણી સભાના પ્રમુખની ઓજસ્વી વાણી, મુંબઇ–ઇલાકાની નવી જાગૃતિ અને જુસ્સો દર્શાવી આપે છે. કેટલાક માધ્યમિકના અભિમાનીઓને આ ભાષણ ન રૂચે અને તેથી તેને આકળાપણાનું વિશેષણ આપે એ કુદરતી છે, પરંતુ છેલ્લા થોડા વર્ષો થયાં પ્રજાકીય લાગણીઓએ કેવું ગંભીર સ્વરૂપ પકડયું છે, પ્રજાના અંતઃકરણો કેટલા બધા આતુર અને વ્યગ્ર થઇ રહ્યા છે તેનો જો ખ્યાલ કરવામાં આવે તો અમને ખાત્રી છે કે મી. પટેલે પ્રજાના મનોભાવનું દિગ્દર્શન કરાવવામાં કિંચિત્ માત્ર પણ અતિશયોક્તિ કરી નથી મી. પટેલ યથાર્થજ કહે છે કે "આજે પહેલીવાર અવસ્થિતિ બદલાય છે. આજે કોંગ્રેસ, (તમે લોકોના પ્રતિનિધિઓ) હિંદી વજીર અને વાઇસરોયે સંયુક્ત રીતે તૈયાર કરેલા હિન્દી સનદશીર સુધારાઓના રીપોર્ટમાં દર્શાવેલા મુદ્દાના ગુણદોષ ઉપર ચુકાદો આપવાને ન્યાયાધીશની ખુરશીમાં બેઠા છો, તેટલા માટે હું કહું છું કે આપણામાંના દરેક જણની ઉપર સુધારાઓ સંબંધમાં યોગ્ય નિર્ણય ઉપર આવવાની ગંભીર જવાબદારી રહેલી છે." ખરૂં જોતા એક માત્ર હિંદનીજ નહીં પરન્તુ સમગ્ર વિશ્વની અવસ્થિતિ આજે બદલાઇ ગઇ છે! ઈંગ્લાંડના વડા પ્રધાન મી. લોઇડ જ્યોર્જ પણ કહે છે કે "લડાઇને લીધે સૈકાઓનો અનુભવ માત્ર ત્રણ વર્ષમાં વિશ્વને મળી ચૂક્યો છે!" ભારતવર્ષ વિશ્વથી વિછિન્ન નથી. તો પછી તે પણ સૈકાઓની નિંદ્રાને તિલાંજલી દઇ સ્વાત્મનિર્ણયનો જન્મ સિદ્ધ હક્ક પ્રાપ્ત કરવા કમર કસે એમાં અસ્વાભાવિકતા કે આશ્ચર્ય જેવું શું રહ્યું છે? પ્રમુખ સાહેબ શ્રીમાન્ સૈયદ હસન ઇમામ પણ, આ પરિવર્તન પામેલી પરિસ્થિતિનું બરાબર નિરીક્ષણ કરી ગંભીર સ્વરોમાં કહે છે કે–"We ought to make it clear to Government that a whole fifth of the human race can not be kept loyal to foreign rule by

mere promises.' The days of fine phrases and hollow promises have equally passed and if we are to be kept with in the great british Empire our confidence must be won, our affection must, be secured."

આપણે સરકારને ખુલ્લી રીતે જણાવી દેવું જોઈએ કે સુંદર વાક્યો અને ખાલી વચનો હવે હિંદી પ્રજાને વફાદાર રાખી શકશે નહીં. મહાન્ બ્રીટીશ શહેનશાહત સાથેનો, આપણો સંબંધ વધારે દ્રઢ અને ચિરસ્થાયી બને એટલા માટે આપણો વિશ્વાસ અને આપણી પ્રીતિ તેમણે મેળવવા જોઈએ." હિંદની વિશાળ પ્રજાના અંતર્ઘર્ષણીનો સ્પષ્ટ ઉલ્લેખ આથી વિશેષ સ્ફુટ શબ્દોમાં કેવી રીતે થઈ શકે તે અમે જાણતા નથી. રાષ્ટ્ર અથવા પ્રજાને એક સિંહની ઉપમા આપવામાં આવે છે. જ્યાં સુધી ત્યાં સિંહ સુતો હોય કે અથવા તો તે આત્મ વિસ્મૃત બન્યો હોય છે ત્યાં સુધી તે મુંગે મ્હોડે સઘળું સહન કરી લે છે. પરંતુ જ્યારે તે જાગૃત થાય છે અને પોતાની આસપાસની પરિસ્થિતિથી વેદના પામવા લાગે છે ત્યારે તે ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે. તેવીજ રીતે એક રાષ્ટ્ર જાગૃત થાય પછી તેની સાથે કેવળ વચનો અને સુંદર વાક્યોથી રમત રમવી તે ઇચ્છવા જોગ નથી જે વખતે કરોડો મનુષ્યો પોતાના જન્મસિદ્ધ હકોને માટે લડત ચલાવી રહ્યા હોય, જે વખતે મનુષ્યોના પ્રકાશ પામવા મથતા આત્માઓને ગુંગળાવવાના પ્રયત્નો થતા હોય, જે વખતે સમગ્ર રાષ્ટ્ર દારિદ્રય અને નિરંકુશ દમાણથી રીબાઈ રહ્યું હોય તે વખતે તેની કેવળ ઉપેક્ષા કરવી, તેના આર્તનાદને બાળકનું રૂદન ગણવાની હિમાયત કરવી એ ખરેખર શાસક, શાસિત અને સમગ્ર વિશ્વની એકતાનતામાં વિક્ષોભ પેદા કરવા જેવું છે. સદ્‌ભાગ્યે હિંદી વઝીર તથા વાઇસરોય હિંદની પરિસ્થિતિનું નિરીક્ષણ કરી શક્યા છે. તેમની ઉદાર બુદ્ધિ હિંદી માગણીઓની યથાર્થતા સમજવા પ્રયત્ન કરી રહી છે. માત્ર સત્તાધિકારીઓના અને હિંદના પરસ્પરના સ્વાર્થો સામે આવતા હોય તે પ્રસંગે તેઓ મુંઝવણમાંથી માર્ગ કરી શકતા નથી. આ વખતની ખાસ કોંગ્રેસમાં મી. મોન્ટેગ્યુ અને ચેમ્સફોર્ડના નવા રાજકીય સુધારા ઉપર પોતાના સ્વતંત્ર વિચારો એકીમતે જાહેર કર્યા છે. પ્રમુખ સાહેબે પોતાના વિદ્વત્ ભાષણમાં એ વિષે વિસ્તારથી ચર્ચા કરી છે. સ્થાન સંકોચને લીધે અમે તે વિષે વિગતવાર બોલી શકતા નથી અમે માત્ર એટલુંજ કહી શકીએ છીએ કે મહારાજ્યની સહિસલામતી અર્થે, વિશ્વની સત્તાતુલાની સમતોલના અર્થે અને વિશ્વની પ્રજાના ⅕ ભાગના કલ્યાણાર્થે હિંદના શાસકોએ હિંદી પ્રજા પ્રતિ વિશ્વાસ અને શ્રદ્ધાની લાગણીથી જોતા શીખવું જોઈએ। ઈંગ્લાંડ જે દિવસને પરમ સદ્‌ભાગ્યનો દિવસ માને છે તે દિવસ આવી પહોંચતા હિંદને પોતાની સમસ્યામાં સુખી બ્રીટીશ પ્રજાએ "ન્હાની પ્રજાઓના હક, આત્મનિર્ણય અને સ્વાતંત્ર્યના ઉદાર સૂત્રોની યથાર્થતા બનાવી આપવી જોઈએ. એક તરફ પોતાના હેતુઓની મહત્તાના બણગા ફુંકવા અને બીજી તરફ પાર્લીસભા વિસ્તૃત બનાવી તેજ ક્ષણે રાજ્યમંત્ર મંડળની મારફતે આપેલું પડાવી લેવાની બાજી ખેલવી એ કોઈ રીતે ઇચ્છવા જોગ નથી. આજથી સો વર્ષ પછીનો ઇતિહાસ બ્રીટીશ પ્રજાને માટે ગૌરવપૂર્ણ શબ્દોમાં લખવા એમ જો તેઓ અંતઃકરણપૂર્વક ઇચ્છતા હોય, મહારાજ્યના કલ્યાણને માટે જો તેઓ હૃદયથી આતુરતા ધરાવતા હોય તો હિંદી, પ્રજાની માગણીઓને માન આપવામાં, શ્રદ્ધા અને વિશ્વાસથી કામ લેવાની સાદી-સીધી અને પ્રમાણિક પોલીસીનો અમલ કરવામાં એક ઘડીનો પ્રમાદ પણ કરવો ઘટતો નથી. ભારત વર્ષ પોતાના શાસકો તરફથી પ્રીતિ અને વિશ્વાસ માગે છે. એક વખત પ્રીતિ અને

વિશ્વાસપૂર્વક હિંદની સાથે વ્યવહાર કરો અને પછી જુઓ કે મહારાજ્ય સાથેનો હિંદનો સંબંધ કેવા અપૂર્વ પ્રકાશથી ઝળહળે છે ! હિંદને મહારાજ્યના મુકુટમાં યથાર્થ કોહીનુર બનવા દો !

વચનો અને આશાઓનો વખત હવે વહી ગયો છે ! હિંદનો વર્તમાન યુગ સંક્રાંતિની ક્ષણોમાંથી પસાર થાય છે. તે બ્રીટીશ રાજનૈતિકોના ઉદાર વચનો ઉપર વિશ્વાસ મૂકી પૂછે છે કે "આજે કાંઈ થઈ શકે તેમ છે ?" આનો સ્પષ્ટ ઉત્તર મળવો જોઇએ. સ્મરણમાં રહે કે રાષ્ટ્ર એ કાંઇ વિદ્યાર્થીઓની યુનીવરસીટી નથી. કોઇપણ રાષ્ટ્રની શક્તિની પરીક્ષા કરવી એ સહિમલામત નથી. દોઢસો વર્ષના અમલ દરમીયાન પણ જો પ્રજાકીય બળની પરીક્ષા કરવાની મી. મોન્ટેગ્યુ અને લોર્ડ ચેમ્સફોર્ડને જરૂર જણાતી હોય તો પછી બ્રીટીશોના આટલા લાંબા સમયના અમલે હિંદી પ્રજાનું શું કલ્યાણ કર્યું તે પ્રશ્ન ઉભો થાય છે. જો અમલદારી રાજતંત્ર નિષ્ફળ નિવડયુ હોય તો તેનું સ્થાન લોકશાસન તંત્રને મળવું જોઇએ. ધીમે ધીમે હિંદી પ્રજાને તે દિશામાં લઇ જવી જોઇએ. હિંદની ભૂમિમાં રોપાયેલા પ્રીતિ અને વિશ્વાસના બીજ, કેવાં સ્વર્ગીય ફળો આપે છે તે ઇતિહાસના પૃષ્ઠો બતાવી આપે છે. બ્રીટીશ પ્રજા એવા બીજો રોપવા શક્તિમાન થાય એજ અમારી એક માત્ર અભિલાષા છે.

**શ્રી કચ્છી જૈન બાળાશ્રમનો રીપોર્ટ.**

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના ઉત્સાહી કાર્યવાહકોના પરિશ્રમથી સ્થપાએલું આ બાળાશ્રમ યથાશક્તિ પોતાનું કાર્ય બજાવી રહ્યું છે તેની નોંધ લેતાં અમે આનંદ પામીએ છીએ, પરંતુ તેજ વખતે ઉદાર ગણાતા કચ્છી જૈન શ્રીમંતો તરફથી આ સંસ્થાને કેવો અને કેટલો આશ્રય મૈળ્યો તે જોવા અમે અમારી આતુર દ્રષ્ટિ રીપોર્ટના પાના ઉપર નાંખીએ છીએ ત્યારે અમને દુઃખ અને નિરાશા સિવાય બીજુ કાંઇ મળતું નથી. રીપોર્ટ પોતે પોતાની ૭ વર્ષની આર્થિક પરિસ્થિતિના સંબધમાં, કહે છે કે—"પ્રથમ વર્ષમાં આવક કરતાં ખર્ચ કોરી ૩૭૫૭ વધારે થયો. ત્રીજા ચોથા અને પાંચમા વર્ષમાં આવકનો આંક વધવા લાગ્યો પરન્તુ છેલ્લા વર્ષમાં આવક ફરી ઘટવા પામી છે." આપણી કચ્છી જૈન કોમની કેળવણીની આવી એક સર્વોપયોગી સંસ્થા પણ અકાળ વૃદ્ધાવસ્થાના શ્વાસોચ્છવાસ લે એ શું સુચવે છે ? વિવાહ-મહોત્સવ અને ઉજમણાઓ જેવા પ્રસંગે લખલુટ ખર્ચ કરનારી કોમ પોતાના બાળકોને અન્ન-વસ્ત્ર અને વિદ્યાના સાધનો પુરા પાડવામાં આવો સંકોચ બતાવે તે પોતાનો બાહ્ય આડંબર કયાં સુધી નભાવી શકશે ? વિદ્યા અને ચારિત્રયુક્ત પ્રજા એજ આપણી યથાર્થ સંપતિ છે, એજ રાષ્ટ્રનું યથાર્થ બળ છે; એ વાત જો આપણે ન સમજી શકીએ તો ધર્મ કે જ્ઞાતિહિતની વાતો કરવાનો આપણને કોઇ જાતનો હક્ક મળતો નથી. કોમના સદભાગ્યે આ બાળાશ્રમને કેટલાક ઉત્સાહી અને ઉદારચરિત્ સહાયકો મળી ગયા છે અને તેઓ પોતાનાથી બને તે રીતે ભવિષ્યની પ્રજાનું કલ્યાણ સાધવા તન-મન અને ધનનો ભોગ આપી રહ્યાં છે. જે કોમમાં શેઠ ખેતશી ખીઅસી, જે. પી. જેવા દાનવીરનો દાવો કરનારા કરોડાધીપતિ શ્રીમંતો વિદ્યમાન હોય અને જે કોમની સાહસિકતા તથા ઉદારતાના ગીતો સર્વત્ર ગવાતાં હોય તેજ કોમ કચ્છી જૈન બાળાશ્રમ જેવા એક ખાતાને પગભર ન કરી શકે તો પછી કોમનું મહાન્ દુર્દૈવ એથી બીજું કયું હોઈ શકે ? સંસ્થાના

દર્શાવી છે તે બેશક આનંદકાર દાયક છે. મુંગા જાનવરો ઉપરાંત ભુખે મરતા મહેતાજી (મહેતાજીઓ-બાળકોના આચાર્યો ભૂખે મરે એ પ્રસંગ કેટલો બધો ત્રાસદાયક છે!) મદદ આપવાનું કાર્ય આ સંસ્થાએ ઉપાડીલીધું છે તે યોગ્યજ થયું છે એમ નિસંકોચપણે અમારે કહેવું જોઇએ. આજકાલ મોંઘવારી તથા દુષ્કાળને લીધે દેશનો મ્હોટો ભાગ એવી દયાજનક સ્થિતિમાં આવી પડયો છે કે લોકોને પુરતાં અન્ન-વસ્ત્ર પણ મળી શકતાં નથી. આવા સંયોગોમાં જો આ સંસ્થાએ કેવળ મુંગા પ્રાણીઓની રક્ષાર્થેજ કરવાની હિલચાલ ચાલુ રાખી હતે અને માનવ-બંધુઓ પ્રતિ ઉદાસીન રહી હતે તો જૈન સંસ્થાઓને શિર સદુચિતવૃત્તિનું કલંક ચોંટત એ નિર્વિવાદ છે. નવા ઉદ્દેશો પ્રમાણે આ સંસ્થાની આગળ વિશાળ કાર્યક્ષેત્ર ખુલ્યું થયું છે અને એ વિશાળ કાર્યક્ષેત્રને પહોંચી શકાય એટલા માટે સ્વદેશ પ્રેમીઓ અને દયાળુ ભાઇઓ તરફની ઉદાર સહાયની આવશ્યકતા છે સ્વદેશ બંધુઓ માટે લાગણી ધરાવનાર તથા મુગા પ્રાણીઓ પ્રતિ અનુકંપા ધરાવનાર સર્વ ભાઇઓએ આ જીવદયા જ્ઞાન પ્રસારક સંસ્થાને સંપૂર્ણ મદદ આપવી જોઇએ અમે આ સંસ્થાનો દરેક રીતે લાભ ઇચ્છી છીએ.

આ ઉપરાંત અમને અવલોકનાર્થે અનેક સાહિત્ય આવેલું છે જેનું અવલોકન અમો હવે પછી અમારી સગવડે કરશુ.

ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છમા લેખકોની સંખ્યા નજીવી છે. જેઓ છે તેમાં પ્રતિભા અથવા ઉદ્‌ભાવિની શકિતવાળા તો કોઇ વીરલજ છે! માસિકો લેખકોને આમ ત્રણ અને સામાહિક પત્રોમાં જે લેખકો દેખાવ દે છે તેમની નામાવલી ઘણી વિસ્તૃત થવા જાય છે પરંતુ તેમાં પણ સમાજની આંતરિક સ્થિતિ જાણનારા અને ધર્મ તથા દેશ પ્રતી અંતઃકરણની સહાનુભૂતી ધરાવનારા લેખકો તો આંગળીના ટેરવા ઉપર ગણાય એટલા પણ ભાગ્યેજ હશે! અંધારામાં રહેતા સુયોગ્ય લેખકોને ઉત્તેજન મળે એટલુંજ નહી પણ તેઓ સમાજ કે દેશ સબંધી અભ્યાસ કરવાને લલચાય એવા હેતુથી આ અંકમા અન્ય સ્થળે અમે એક ઇનામી યોજના રજુ કરી છે. આશા છે કે આ યોજનાનો લાભ લેવા કેવા લેખકવર્ગ કટિબદ્ધ થશે.

આ માસિકને એક વર્ષ પુરૂં થઇ ચૂકયુ છે તે દરમીઆન તેને જૈન કચ્છી ગ્રેજ્યુએટો તથા વિદ્વાનો તરફથી જેવી જોઇએ તેવી મદદ મળી નથી એ શોચનીય છે. આપણી કોમમાં જે થોડા-ઘણા ગ્રેજ્યુએટો અને વિદ્વાનો છે તેઓ જો ધારે તો આ માસિક મારી પોતાની વિદ્વત્તાનો લાભ કોમને ઘણી સારી રીતે આપી શકે એટલી વાત એટલીજ છે કે તેઓ પોતાના વિચારોનો લાભ સમાજને આપવા જેટલા ઉદાર થઇ શકતા નથી. *મહાત્મા ગાંધીજી કહે છે તેમ તેઓ પોતાની વિદ્વત્તાના અભિમાનમાં ગુમ થઇ સમાજથી* અળગા રહેવામાંજ પોતાની બહાદુરી માને છે. સુશિક્ષિત વર્ગ જો પ્રત્યેક પ્રસંગે નીસંકોચપણે બહાર આવી, સામાન્ય સમાજમાં ભળી જઇ લોકમત કેળવવાની કાળજી દર્શાવે તો આપણું ભવીષ્ય સુધર્યાં વિના રહે નહી.

અમો પુનઃ એવી આશા આ પ્રસંગે જાહેર કરીએ છીએ કે જેઓ આ યોજનાનો લાભ લેવાને શક્તિમાન હોય તેઓ નિબંધ સબંધ સામગ્રી એકઠી કરી પોતાના જ્ઞાનનો લાભ વાચકવર્ગને આપવામા લેશપણુ આળસ કરશે નહિ.

ઓન. વ્યવસ્થાપક.

---

## "કચ્છી જૈન મિત્ર"ના બુદ્ધિશાળી ગ્રાહકો માટે અપૂર્વ લાભ.

### ઇનામી પ્રશ્નો.

( રચનારઃ-શ્રીયુત રવિ, બી એ., એલ એલ. બી. )

૧ હું ચાર અક્ષરનું નામ છુ. ધર્મના સ્થળ તરીકે ઓળખાઉં છુ. મારા ૧-૨ જા અક્ષર સાથે કરતાં ઘણું એવો અર્થ થાય છે અને ત્રીજા ચોથું અક્ષર સાથે કરતાં ઉ-ઠીલાઇ એવો અર્થ થાય છે. તો હું કોણ?

૨ હું સાત અક્ષરનું નામ છુ-હું દરેક માસે નિયમીત-અનિયમીત તમારા હસ્તકમળમાં બીરાજુ છુ. મારા અક્ષરોને છુટા પાડતાં તેના નીચે પ્રમાણે અર્થો થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ , = | લક્ષ્મી | ૧-૨-૩ = | એક દેશના વતની. |
| ૪ = | પાપ. | ૭-૫ = | ૩. |
| ૬-૭= | સૂર્ય | ૭-૧ = | રેટીઆમાં કામ આવતું ઓજાર. |

આ પ્રશ્નમાં જોડાક્ષરો આવે છે. જોડાક્ષરને જુદા અક્ષર તરીકે ગણવામાં આવેલ છે તે ધ્યાનમાં રાખવું.

૩ મારા નીચેના અક્ષરોમાં એક ઉત્તમ કહેવત સમાયલી છે તો તે કઈ હશે તે શોધી કહો.

" પણુ ભેછા માળેધધ મવર માસ ને છાગો ગેશા લાળે. "

૪ 'માનવ પ્રગતિને અટકાવનાર વિઘ્નો અને તે વિઘ્નોને દૂર કરવા યોજવા જોઇતા ઉપાયો, વિષે આ માસિકના બે થી આઠ પેજ થાય તેટલું નિબંધ લખી મોકલો.

અગર

'સમાજસેવા કયા પ્રકારે બની શકે?' તે ઉપર એક સચોટ કાવ્ય લખી મોકલો.

### ઇનામી પ્રશ્નોના નિયમો.

આ માસિકમાં આ વર્ષથી આવતા પ્રશ્નોમાં ભાગ લેનારાઓ અને હરિફાઇ કરનારાઓને નિચેના નિયમો પ્રમાણે વર્તવુ પડશે તથા આ નિયમો પ્રમાણેજ ઇનામ આપવામાં આવશે.

૧ દર વખતે જેટલા પ્રશ્નો પ્રગટ થશે તે બધાના યોગ્ય જવાબ લખી મોકલનારાઓમાંથી જેને નંબર લાગશે તેને એકને દર પ્રશ્ન દીઠ રોકડા રૂપીઆ ૧) ના હિસાબે ઇનામ આપવામાં આવશે

૨ ઇનામનો હક " કચ્છી જૈન મિત્ર "ના ગ્રાહકનેજ રહેશે.

૩ માસિક બહાર પડી ગયા પછી ૨૦ દીવસની અંદર પ્રશ્નોના જવાબ નીચેના સરનામે મળી જવા જોઇએ. આ મુદતમાં જેટલાઓના યોગ્ય-ખરા જવાબો આવશે તેઓના નામની ચિઠ્ઠીઓ કરી તેમાંથી એક ચિઠ્ઠી ઉપાડવામાં આવશે જેના નામની ચિઠ્ઠી નીકળશે અને તે ધણી માસિકનો ગ્રાહક હશે તો તે ઇનામ મેળવવા ભાગ્યશાળી થશે અને આવી રીતે કરતા જો તે માસિકનો ગ્રાહક ન હશે તો બીજીવાર-ત્રીજી વાર એમ આગળ આગળ ચિઠ્ઠીઓ ઉપાડવામાં આવશે અને જ્યારે માસિકના ગ્રાહકનું નામ આવશે ત્યારે બંધ કરવામાં આવશે.

૪ પ્રશ્નોના આવેલ યોગ્ય જવાબો માસિકમાં યોગ્ય સમયે પ્રસિદ્ધ કરવામાં આવશે. આ સર્વ ઉપર માસિક ઑફિસનો અધિકાર રહેશે.

૫ જુદા જુદા પ્રકારના ઇનામી પ્રશ્નો જે લેખકો આ ઑફિસ ઉપર લખી મોકલશે પ્રશ્નોની તપાસણી માટે અને છેવટનો ઇન્સાફ આપવા માટે પાંચ ગૃહસ્થોની કમીટી નીમવામાં આવી છે. આથી કોઇને પણ અન્યાય મળવાનો બીલકુલ સંભવ નથી

# ઇનામી નિબંધો.

૧ આપણી ( કચ્છી જૈનોની ) ( નૈતિક, માનસિક, આર્થિક અને સામાજીક ) ઉન્નતિ અર્થે શા ઉપાયો યોજવા જોઇએ ?

૨ આપણી ( કચ્છી જૈન ) કોમના વર્તમાન યા ભૂતકાળના કોઇપણ આદર્શ પુરૂષનું સ્પષ્ટ જીવન ચરિત્ર.

૩ કચ્છના ચાલુ હુન્નર ઉદ્યોગોની સ્થિતિ અને તેની ખીલવણી અર્થે શું કરવું જોઇએ ?

૪ જૈન સમાજની આધુનિક સ્થિતિ–સડો કયા ભાગમાં છે ?

૫ જ્ઞાતિ મહાજન અને તેનું સુધારણ ( કેવું હતું, કેવું છે અને કેવું જોઇએ ?)

## નિયમો

૧ દરેક નિબંધ ઓછામાં ઓછો આ માસિકના બે ફૉર્મ એટલે સોળ પેજટલો થવો જોઇએ

૨ દરેક નિબંધ માટે રોકડા રૂપીઆ વીસનું ઇનામ નીચેની સરતોએ મળી શકશે.

(૧) પહેલા બે નિબંધોનું ઇનામ કોઇપણ કચ્છી જૈન ( વીશા ઓશવાળ દશા ઓશવાળ અને ગુર્જર )ને જ આપવામાં આવશે

(૨) ત્રીજા નિબંધનું ઇનામ કોઇપણ કચ્છીને આપવામાં આવશે.

(૩) ચોથા નિબંધનું ઇનામ કોઇપણ જૈનને આપવામાં આવશે

(૪) પાંચમા નિબંધનું ઇનામ કોઇપણ હિન્દુને આપવામાં આવશે.

(૫) જે નિબંધને માટે ઇનામ જાહેર થશે તે નિબંધ ઉપરનો હક અમારો રહેશે

(૬) નિબંધ સાફ અક્ષરે કાગળની એકજ બાજુએ શાહીથી લખેલો હોવો જોઇએ

(૭) આ સર્વ નિબંધો અમને મોડામાં મોડા સને ૧૯૧૯ ના માર્ચ માસની આખર સુધીમા મળી જવા જોઇએ

(૮) આવેલ તમામ નિબંધોમાંથી પરિક્ષક કમીટી જે નિબંધોને પહેલા નંબરે પાસ કરશે તેને રૂપીઆ ૨૦) રોકડાનું ઇનામ આપવામાં આવશે

પરિક્ષક કમીટીના સભ્યોના નામ હવે પછીના અંકમાં જાહેર કરવામાં આવશે

વધુ વિગત તથા ન સમજાય તેવી બાબત માટે નીચેના સરનામે પત્ર વ્યવહાર કરવો જવાબ માટે ટીકીટ મોકલવા ભૂલવું નહિ.

ઓન વ્યવસ્થાપક, શ્રી " કચ્છી જૈન મિત્ર " માસિક,
માંડવી–મુંબાઈ



"જો હિન્દની અસંતોષી વધુ વખત ચાલુ રાખવામાં આવશે અને તે માટે લડત ચાલુ રહેશે તો તેનું પરિણામ શું આવશે તે ધારવું પસંદ કરવા જોગ નથી."

૩૧ મી ઑગસ્ટ, ૧૯૧૮.



સર ફાજલભાઈ કરીમભાઈ, નાઈટ—



"દેશના લોકો તરફથી જગાતનું ધોરણ નક્કી નહિ થાય ત્યાં સુધી ગમે તેવા કીમતી રાજદ્વારી સુધારાઓ કોઈપણ રીતે કામના થઈ પડશે નહિ."

૩૧ મી ઑગસ્ટ, ૧૯૧૮.

## કચ્છ અબડાસા તાલુકાના લાલા ગામમાં થએલ સાધુ મહારાજના ખુન સંબંધી વધુ ચોંકાવનારી ખબરો.

### મુંબઈના કહેવાતા લાલા મહાજનનું આપખુદ પગલું.

#### બારીક તપાસ ચલાવી સત્ય હકીકત જાહેરમાં લાવવા મુંબઈના શ્રી ક. દ. ઓ. જૈન જ્ઞાતિ મહાજનની ફરજ.

માનવંતા 'જૈન' પત્રના અધિપતિ સાહેબ, સવિનય જણાવવાનું કે—

ઉક્ત ગામમાં અન્ય વર્ણની વસ્તી સાથે શ્રી ક. દ. ઓ. જૈન જ્ઞાતિના લગભગ ૧૬૦ માણસોની વસ્તી છે. આ ગામમાં એ ખાસ અગાઉ તપસ્વીજીના નામથી ઓળખાતા લગભગ ૬૦ વર્ષથી વધુ ઉમરના મુનિ મહારાજ બિરાજતા હતા. તેમના ખુન સંબંધી ખબર આપના પત્રમાં વાંચી ગયા છીએ. આ ખેદ અને કરૂણાજનક બનાવ સંબંધી અનેક ભરોંસાદાર ગૃહસ્થો તરફથી અનેક જાતના ચોંકાવનારા ખબરે ઉડી રહ્યા છે તથા આ કહેવાતી સત્ય હકીકતને ખોટી ઠરાવવા લાલા ગામના કેટલાક વતનીઓ પ્રયત્ન કરે છે. આવા ઉડતા સમાચાર જાણવામાં આવ્યા છે તો તે સંબંધી નીચેની હકીકત આપના પ્રસિદ્ધ પત્રમાં પ્રગટ કરી આભારી કરશોજી.

આ મુનિ મહારાજને મારી નાંખવામાં આવ્યા અથવા ખુન કરવામાં આવ્યું તે પહેલાં બે દિવસ મહારાજશ્રીની તબીયત અસ્વસ્થ હતી. ખોરાક પાચન નહિ થઈ શકવાને લીધે અથવા તો એવા બીજા કોઈ કારણને લીધે મહારાજશ્રીને ઝાડાનો સખ્ત રોગ લાગુ પડયો. આ રોગથી મહારાજશ્રી પાસેના તમામ, કપડાઓ બગડી ગયા હતા. (મહારાજે તદ્દન નિસ્પૃહી હોવાથી કપડા વગેરે વધુ રાખતા નહિ) તેથી બપોરના સમયે તેઓ સઘળા બારીબારણા બંધકરી તદ્દન નાગા થઈ કપડા ધોવા બેઠા. એ તો ખુલી વાત છે કે આમારો સ્ત્રી વર્ગ અંધશ્રદ્ધાળુ તથા સમય જાણ્યા વગર ગમે તે વખતે સાધુ સાધ્વીના દર્શને જાય તેવો છે. આ સમયે પણ એકાદ બે સ્ત્રી સાધુ મહારાજના દર્શનાર્થે આવી ચડી. દરવાજા બંધ જોઈ બારીઓ, ખોલવા તરફ તેઓનું ધ્યાન ગયું. એકાદ બારીમાં આંકડા વગેરે ન હોવાથી અથવા તો મહારાજશ્રીની નજરચુક કે એવા બીજા કોઈ કારણથી એકાદ ખુલી રહી ગઈ હતી. આ સ્ત્રીઓએ બારીમાંથી જોયું તો મહારાજશ્રી તદ્દન નગ્નાવસ્થામાં નજરે પડયા અને તેથી આ બાઈઓએ આખા ગામમાં મહારાજ વ્યભિચારી છે એવો ખુમારો કેલાવ્યો. ગામમાં બે ચાર માથા ફરેલ ગૃહસ્થોના કાને આ વાત ગઈ, તેઓએ મહારાજશ્રીને ધમકીઓ આપી અછાજતી વર્તણુક બતાવી. મહારાજશ્રીએ તેઓને વિવેકપૂર્વક સર્વ હકીકત જણાવી છતા તેઓ ન સમજ્યા અને પોતાની હુકમ ચલાવવા બેઠા ત્યારે મહારાજશ્રીને રહજ કડકાઈથી જવાબ આપવાની જરૂર પડી. આથી આ ગૃહસ્થોનો પિત્તો ઉછળ્યો અને તેઓ ઝનુની બન્યા.




**ના. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ યોજનાની એક સરખામણી:—** “હિન્દુસ્થાન” પત્રમાં આવી ગએલ “સોકા હુઆ સાઠ” વાળી કહેવત આ યોજનાને આબાદ લાગુ પડતી હોવાથી અમો તે વાચકવર્ગના જાણવા માટે કંઇક સુધારા વધારા સાથે રજુ કરીએ છીએ. **“સો કા હુઆ સાઠ, આધા ગયા નાઠ, બાકી રહ્યા તીસ. દશ દિસેંગે, દશ દિલાયંગે, દસમેં લેનાભી કયા ઔર દેનાભી કયા?”**

જેમ જેમ ના. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ યોજના વધારે નિષ્પક્ષ રીતે તપાસીએ છીએ તેમ તેમ તેમાં વાણીયાશાહી ખુબીઓ વાપરેલી વધારે જણાઇ આવે છે. એમાં વાણીઆની જેમ ગર્જની ગજ માપવામાં આવ્યો છે પણ તસુ ફાડનો જીવ ચાલ્યો નથી.

સોકાહુઆ સાઠ–ગઇ તા. ૨૦ મી ઑગસ્ટે ના. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સાહેબોએ કહ્યું કે–‘ક્રમે ક્રમે જોખમદાર રાજતંત્ર મળશે.’ આધા ગયા નાઠ–યોજના કહે છે કે–‘હિન્દી સરકાર કે જે હિન્દી પ્રજાના અને પ્રાંત પ્રજાના કામમાં કમ અધીક પ્રમાણની ગણતીને ઇત્યાદી સર્વે વિષયોપર કાબુ ધરાવે છે તેમાં વ્યવહારિક રીતે હસ્તાક્ષેપ કરવાને હજી હિન્દીઓ યોગ્ય થયાજ નથી, દશ દિસેંગે–ધારાસભાની વૃદ્ધિ થશે તથા ગવર્નરો, ડીરેક્ટરો તથા મદદનીશ સેક્રેટરીઓ નીમશે. દશ દિલાયંગે–હાલના ‘રીઝર્વડ વિષયો’ માંના કેટલાક ‘ટ્રાન્સફર્ડ’ ન હોર્ટમાં ૧૦ વર્ષ રહીને જો તમો (હિન્દીઓ) લાયક થશો તો કદાચ મુકવામાં આવશે. દસમેં લેનાભી કયા ઔર દેનાભી કયા?–રેલ્વે, પોસ્ટ, ટેલીગ્રાફ વગેરે ખાતાઓમાં ઉચ્ચ કેળવણી, અનુભવ અને ચરિત્ર રહીત એવા એંગ્લો ઇન્ડીઅન તથા હિન્દી યુરોપીઅન છોકરાઓને, ભણેલા અનુભવી ગ્રેજ્યુએટ હિન્દીઓના ઉપરી તરીકે ગોઠવી દેવાનું ચાલુ રાખવું, લાખો અને કરોડોના સરકારી કંત્રાટો ગોરી ચામડીવાળાઓને આપવા, હિન્દના આર્થિક તથા જકાતના વિષયોમાં ઇંગ્લાંડને પરતંત્ર રાખવું, આઇ. સી. એસ. માં વધારે મોટો ભાગ તો યુરોપીઅનોનોજ રાખવો, ઇત્યાદિ બાબતો તો “રીઝર્વડ” ની પણ ‘રીઝર્વડ’ હોવાથી તેને તો આપવા લેવાની વાતચિત કરવા જેવી પણ માની નથી!

આખી યોજનામાં જાણે દાદા, રડતા છોકરાને છાનો રાખવા તેને ખોળામાં બેસાડીને જે મોટી મોટી આશાઓ આપે છે તેના જેવી છે. “દીકરા મોટો થા, પરણાવીશુ!” એ યોજનાનો સાર છે.

પ્રમુખ શ્રીમદ્ આચાર્યશ્રી આણંદસાગર સૂરીશ્વરજીએ જણાવ્યું હતું કે—આવા અતિ મહત્વના પ્રસંગે આપણા દાનવીર ગણાતા જૈન શ્રીમંતોની હાજરી દેખાતી નથી એ જોઈ મને ઘણોજ ખેદ થાય છે, એટલુંજ નહિ પણ આ ઉપરથી મને એમ પણ કહેવાની જરૂર પડે છે કે તેઓમાં દયાની લાગણી નથી. ખેર તેઓ ભલે પોતાના ઘરે બેસી રહે પણ આપણે આપણા દુકાળ પીડિત ભાઈઓ તરફ આપણી ફરજ બજાવવા તૈયાર થવું જોઈએ. અન્ય વક્તાઓના કેટલાક વિવેચનો પછી નીચલો ઠરાવ પસાર થયો હતો. "મુંબઈ જૈન સંઘની આ સભા જાહેર કરે છે કે વરસાદ નહિ હોવાને લીધે ગરીબ મનુષ્યોને મદદ કરવા માટે એક ટીપ ચાલુ કરવી આ ટીપની અને મદદ કરવાની સર્વ વ્યવસ્થા માટે એક કમીટી, સભાસદો વધારવાની સત્તા સાથે નીમે છે." આ વખતે લગભગ રૂા ૧૦૦૦ નું નિરાશ્રિત ઉપરાંત તેનું નાણું ફંડ થયું હતું.

શ્રી રંગુન કચ્છી વીશા ઓશવાળ જૈન જ્ઞાતિ મંડળ—રંગુનથી એક ખબર પત્રી જણાવે છે કે—"અત્રેના ઉક્ત જ્ઞાતિના રહીશોની એક સામાન્ય સભા શેઠ રવજી ભાઈ ગોશરના પ્રમુખપણા નીચે ગઈ તા ૭ મી જુલાઈ રવિવારે મળી હતી. ઘણી ચર્ચા અને મસલત કર્યા બાદ જ્ઞાતિની સુધારણા અર્થે એક મંડળની અગત્ય સ્વીકારાઈ હતી અને તેથી સર્વાનુમતે 'શ્રી રંગુન કચ્છી વીશા ઓશવાળ જૈન જ્ઞાતિ મંડળ' ની તેજ વખતે સ્થાપના કરવામાં આવી હતી અને તેજ વખતે નિભાવ ખર્ચ માટે એક ફંડ ખોલવામાં આવ્યું હતું જેમાં રૂા ૧૪૦૦ ની રકમ ભરાઈ હતી. સભાસદોના ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે વર્ગ ૧ લો માસિક ફી રૂા ૧, વર્ગ બીજો માસિક ફી રૂા અડધો તથા વર્ગ ત્રીજો માસિક ફી રૂા ૦ા લગભગ સવાસો જેટલા ગૃહસ્થો તેજ વખતે પોતાનું નામ નોંધાવી સભાસદ થયા હતા આ મંડળની સ્થાપના થયા પછી પહેલી સભા એજ ગૃહસ્થના પ્રમુખપણા નીચે તા ૧૧ મી જુલાઈને રોજ મળી હતી. આ સભામાં કારોબારી કમીટીની ચુંટણી કરવાનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું શેઠ રવજીભાઈ ગોશર પ્રમુખ તરીકે, શ્રીયુત પ્રેમજીભાઈ લધા ઉપ પ્રમુખ તરીકે, શ્રીયુત વીરજી ઓસા તથા તથા શ્રીયુત પુંજાભાઈ આસુ ઓન. જોઈન્ટ સેક્રેટરીઓ તરીકે તેમજ મેસર્સ ઉમરશી રાયશીની કુ. ટ્રેઝરર તરીકે વધુ મતે એક વર્ષ માટે ચુંટાયા હતા, તથા એ સિવાય બીજા અધિકારીઓ તરીકે બીજા ૧૧ ગૃહસ્થોની વધુ મતે ચુંટણી કરવામાં આવી હતી અને એકંદરે સોળ જણની કારોબારી કમીટી થઈ હતી. બાદ શ્રીયુત પુંજાભાઈ આસુએ મંડળનો જન્મ દિવસ ઉજવવા પોતાની ઇચ્છા જણાવી હતી આ ઇચ્છાનો સ્વીકાર કરવામાં આવ્યો હતો બાદ સભા બરખાસ્ત થઈ હતી." અમો ઇચ્છીએ છીએ કે આ મંડળના કાર્યવાહકો બાહોશી અને કુશળતાથી પોતાના ઉદ્દેશને નિષ્પક્ષપાત અને સ્વતંત્રપણે વળગી રહી 'આરંભે શૂરા' ની કહેવતને ઠોકરે મારી પોતાનું કાર્ય અડગ પણે કરવા । પોતાની ફરજ અદા કરશે તેમજ રંગુનવાસી દરેક કચ્છી જૈન, 'મતભેદને બાજુએ મૂકી આ મંડળ સાથે જોડાઈ જ્ઞાતિ ઉન્નતિના કાર્યોમાં મદદ કરતા થશે.'

નિમંત્રણ:—આપણા જાણીતા કચ્છી જૈન બાનુ સૌ. કુંવરબાઈ દેવજી કલ્યાણજી, દીવાળી નવા વર્ષની ખુશાલીમાં જૈન મહીલા વર્ગને ઉપયોગી પુસ્તક બહાર પાડવા [illegible]

ભેટ આપવા તૈયાર થયા છે. આ પુસ્તકમાં વિદ્વાન સ્ત્રી અને પુરૂષોના લખેલા સ્ત્રી ઉપયોગી વિષયો પ્રસિદ્ધ થશે; તેથી લખી-વાંચી જાણનાર સર્વ સ્ત્રી-પુરૂષોને ( ભાદરવા વદી અમાસ સુધીમાં ) ટુંક, સાદા અને મુદ્દાસર લેખો લખી નીચેના શરનામે મોકલવા આમંત્રણ કરવામાં આવે છે. સરનામું:-સૌ. કુંવરબાઇ દેવજી કંપાણુજી, કરાચી વાલો બંગલો, સાંતાક્રુઝ. ( બી. બી. સી. આય. રેલ્વે. )

**લાલ બાગના જૈન ઝઘડાનો અંત:**—મર્હુમ મહાન દાનવીર શેઠ મોતીશાહે લાખો રૂપીઆ ખર્ચી મઘાવેલ મીલકત કે જે લાલબાગના નામે ઓળખાય છે. આ લાલબાગ માટે મુંબઇના ગુજરાતી જૈન સંઘમાં લગભગ ત્રણ વર્ષ થયા કુસંપ ચાલુ હતો અને કેસ કોર્ટે ચડયો હતો તથા બંને પક્ષ તરફથી હજારો રૂપીઆનો ધુમાડો કરવામાં આવ્યો હતો. સદભાગ્યે ગયા માસમાં મર્હુમ જાણીતા ઝવેરી રાયબહાદુર બદ્રીદાસજી બહાદુરના સુપુત્ર રાયકુમાર સિંહજીએ બંને પક્ષને સંતોષ થાય તેવો ફેસલો કરી આ લાંબા ઝઘડાનો અંત આણ્યો છે, જે માટે કુમારશ્રી રાયકુમારસિંહજીને ધન્યવાદ ઘટે છે.

**રૂ ૨૫૦૦૦) ની સખાવત**—ઉપલા ઝઘડાનો અંત આવ્યો તેની ખુશાલીમાં શેઠ ખેતશી ખીંમસિંહ, જે. પી. એ ધી ભંડારકર ઓરીયન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટને રૂ. ૨૫૦૦૦) ની ઉદાર ભેટ આપેલ છે.

**ખસેડવામાં આવેલી ખંડગીરી પરની જૈન મૂર્તીઓ**—ગઇ તા. ૫ મી સપ્ટેમ્બર નારોજ કલકત્તા ખાતે બાબુ જનસુખલાલના અધ્યક્ષપણા હેઠળ જૈન કોમની મળેલી સભાએ નીચલા ઠરાવો પસાર કર્યા છે.

(૧) બીહાર સરકારે ખંડગીરીની ટેકરીપરથી જૈન મુનિઓ ખસેડવા સામે આ સભા પોતાનો સખ્ત વાંધો જાહેર કરે છે જેનો આ મૂર્તીઓની ઘણા લાંબા સમયથી ઉપાસના કરતા રહ્યા છે. બીહાર સરકારનું અન્યાયી અને આપખુદ પગલું મહારાણી વીકટોરીઆના ૧૮૫૮ ના ઢંઢેરાથી તદ્દન ઉલટું છે. જૈનોની ધાર્મીક લાગણી ઘણી દુખાઇ છે.

(૨) ખંડગીરીથી ખસેડવામાં આવેલી જૈન મૂર્તીઓની પુનઃ સ્થાપના કરવા માટે બીહારની સરકારને તાર મારફતે કરવામાં આવેલી અરજોમાંની એકેનો જવાબ નહીં મળવા માટે આ સભા પોતાની અત્યંત દીલગીરી જાહેર કરે છે.

(૩) આ સભા ઠરાવ કરે છે કે, બીહાર સરકારને આ વીષયના સંબંધમાં કરવામાં આવેલા તારોમાંનો એકેનો જવાબ ફરી નહી મળવાથી આ બાબતપર હીંદી સરકારનું ધ્યાન ખેંચવું.

**ઉપાધ્યાય થયા**—આ માસિકના આદ્ય પ્રેરક અને સાહિત્ય રસીક મુનિમહારાજશ્રી રવિચંદ્રજી મહારાજને ગયા વૈશાખમાસની વદિ ૭ ને શનીવારના રોજ ભાંડક (ભદ્રાવતી) તીર્થે મધે ઉપાધ્યાયની પદવી ખાનદેશ જિલ્લાના સંઘે મોટી ધામધુમથી અર્પણ કરી હતી. મુનિમહારાજશ્રી રવિચંદ્રજી આ પદવીને વધી અગાઉ લાયક હતા. ખાનદેશના સંઘે મુનિમહારાજશ્રીને ઉપાધ્યાયની પદવી આપી લાયકની લાયક કદર કરી છે.

ફરથી જોઇએ અહીં દીવસના વરસાદનો રંગ દેખાય છે પણ રાત્રિના ઠંડો પવન વાય છે વરસાદની તુરતમાં ખાસ જરૂર છે.

**"જૈન ગેઝેટ"ની ભૂલ**—અમારે સખેદ જણાવવું પડે છે કે "જૈન મિત્ર" ના જેમ "જૈન ગેઝેટ"ના અધિપતિ મી. અજીતપ્રસાદે પણ શ્રીમાન કરોડાધીપતિ શેઠ હુકમીચંદજીને મળેલ 'સર'ના ખિતાબથી જૈન કોમના પહેલા 'સર નાઇટ' તરીકે શેઠ હુકમીચંદજીને ગણવાની ભૂલ કરી છે માસિકો અને વર્તમાનપત્રો ચલાવનારાઓને પોતાની ૧૨ લાખ નમ્બરવાળી કોમમાં માત્ર ગણ્યા ગાંઠ્યા પદવીધરોમાં પ્રથમ 'સર' કોણ થયા અને પછી કોણ થયા તેનું લેશ પણ ભાન નથી રાખતા એ જોઇ તેમના માટે જેટલી દીલગીરી દર્શાવીએ તેટલી ઓછી છે અમોને આ બીજી વખત જણાવવાની જરૂર પડે છે કે ભારત વર્ષની આખી જૈન કોમમાં પ્રથમ 'સર નાઇટ' તરીકેનું માન મેળવનાર શ્રીમાન રાવસાહેબ શેઠ વિશનજી ત્રીકમજી મૂલજી જે. પી છે જ્યારે બીજું માન મેળવનાર શ્રીમાન શેઠ હુકમીચંદજી છે

**મી. વાડીલાલ મોતીલાલ શાહની ચેલેન્જનો ઉત્તર**—આ માસિકના ગાઇડ ઑનરરી સેક્રેટરી રા. રા. દામજી ત્રીકમજી આપના ગર્ય તા. ૨૦-૮-૧૮ ના પત્રમાં નીચેની વિગત પ્રગટ કરવા જણાવે છેઃ—"જૈન-હિતેચ્છુના મુખ્ય લેખક તથા સંયુક્ત જૈન વિદ્યાર્થી ગૃહના સ્થાપકોમાંના એક મી વાડીલાલ મોતીલાલ શાહ આ માસમાં બહાર પડેલ પોતાના વાર્જીન 'જૈન-હિતેચ્છુ' ના ૩૭ મે પાને જણાવે છે કે—"જો અહીંનું મારૂં કામ દોષિત જ લાગતું હોય અથવા શંકા રહેતી હોય તો સમાજને વધારેમાં વધારે લાભ થાય એવું થવા દેવાની મારી ઇચ્છા હોવાથી હું જાહેર કરૂં છું કે, સંસ્થાને અંગે જે નાણાંની જરૂર છે તેટલાં નાણાં પોતે કાઢીને અગર બીજાઓ પાસેથી મેળવીને પણ તેનું ટ્રસ્ટ કરવાની કબુલાત સાથે બહાર આવવું એટલે હું આ સંસ્થા તેને સોંપવા તૈયાર થઇશ" આ ચેલેન્જનો જવાબ આપતાં મને આનંદ થાય છે કે જેવા રીતે મી. વાડીલાલ સંયુક્ત જૈન વિદ્યાર્થી ગૃહના ચાલુ ખર્ચ માટે કોઇ પણ રકમનું ટ્રસ્ટ કર્યા સિવાય પોતાની આવકમાંથી સંસ્થાનું ખર્ચ આપે છે અને આપખુદીથી સંસ્થાનો કારભાર ચલાવે છે તેવી રીતે એક સદ્ગૃહસ્થે પાંચ વર્ષ સુધી સંસ્થાનું જે ખર્ચ થાય તેટલી રકમ ટ્રસ્ટ-ડીડ કરી આપવાને મને પોતાની ઇચ્છા જણાવી છે, તેમજ સંસ્થાનો કારભાર આપખુદીથી નહિ ચલાવતાં જૈન કોમના આગેવાન અને વિદ્વાન ગૃહસ્થોની બનેલ કારોબારી કમીટીદ્વારા ચલાવવાને કબૂલ્યું છે હું આશા રાખું છું કે મી વાડીલાલ એ સંસ્થા આ ઉદાર ગૃહસ્થને વગર આનાકાનીએ સોંપી દેવા તૈયાર થશે. મી. વાડીલાલ આ હકીકતનો ખુલાસો રૂબરૂમાં અથવા પત્રવ્યવહારે તા. ૨૦ મી ઑક્ટોબર સુધીમાં નીચેના સરનામે કરવા મહેરબાની કરશે

દામજી ત્રીકમજી સાયલા.

ગમનવંગી બીલ્ડીંગ-દાણાબજાર-માંડવી—મુંબઇ.

**કચ્છ**—નલીઆથી એક ખબર પત્રી જણાવે છે કેઃ—અત્રેના જાણીતા મી ક. દ. ઓ. જ્ઞાતિના અગ્રેસર શેઠ ભીમશી પચાયાના વિધવા નેણબાઇ, ૭૫ વર્ષની મોટી વયે

જામ નગરને મોરબી ને ગોંડલના રાજ,
ગુલ ખાઈ પ્રીતજો અપે કચ્છદેશ મહારાજ,
ઉન શ્રેષ્ઠ ભૂમિકે નમન. ૧૦

મરદ બચ્ચા રંગે મેકાણી જાડેજા જીવન,
રણશૂરા વકા વાગડીઆ દુશ્મન હી અપકડન,
ઉન નરો ભૂમિકે નમન ૧૧

સુદ્દાને આરોટ, સોઢા હોત્યા તરવાર હાથ,
ખોજા, મેમણ, શ્રાવક ભાટી, લવકુન હાથ વેપાર,
ઉન મહાભૂમિકે નમન. ૧૨

રૂપો ગણાયું રા ડાગે પણ મરસ્વતિ કુવશોભન,
સુંદર સૌદાગર છત્રપતિ દિવાન રેવન્રણ,
ઉન ધીર્ય ભૂમિકે નમન. ૧૩

સ્વામિભક્તિ છછુરજી નિ અકલ્ન હો કીન કમ,
આમ આમજે સામતે મતિ સુરેજા સમરણ,
ઉન સત્ય ભૂમિકે નમન ૧૪

કવિ ઉજાડ, કેશર, સ્વદીપક રાત્રને જીવન,
વેદાતી પડિત ||નાભર, ગોવિંદ[1] શીણક મન,
ઉન શુદ્ધ ભૂમિકે નમન ૧૫

સ્વાદીવી [2]નૃસિંહ, [3]નાયક, ગોકુન વિદ્યા વર્દ્ધન,
ક્ષેત્ર મિહન પ્રાગજી મુનરાજ દેશ શોભન,
ઉન કચ્છ—ભૂમિકે નમન ૧૬

શિષ્ય સિદ્ધ નાગેદ્રજી જીન ભૂમિએતે વિચરન,
ઔષધ ભૂમિ હાએ અનુપમ રોગ ન ઉપે રઅન,
ઉન સિદ્ધ ભૂમિકે નમન ૧૭

જીન, હીંદુ, મોમેન જો જીત પરમ અકથ દર્શન,
નીપજત નર વ ા નામડ જો પાણી કચ્છ પીઅન,
ઉન ઐક્ય ભૂમિકે નમન ૧૮

કભા રૂપો દેશમે વિદ્યા, કના—મૂરન,
ખોલ્યો સારસ્વતિ[4] અને દેશ મને ગુણદાન,
ઉન આશ[5] ભૂમિકે નમન. ૧૯

*પ્રજા વત્સલપ્રેમી ને પ્રથમ પતિ જરૂર ડીંથા ધ્યાન,*
*જવાન ઉનજા જગ જીતીધા કચ્છ કેધા જાપાન.*
ઉન ભાગ્ય ભૂમિકે નમન. ૨૦

માસ્તર લાવજી નાનજી સારસ્વત.

---

૧ ગોવિંદજી મૂલજી મેપાણી ૨ નરસિંહ નાથા ૩ કેશવજી નાયક ૪ સિંધુ અથવા સારસ્વતિ વિદ્યા ૫ આશાની—આશા




# Jaini Optimism.

લેખક—યૂરોપીય જૈન હ. વૉરન.

(અનુવાદક—પંડિત લાલન.)

કેટલાક કષ્ટો આપણે પોતે ઉપાર્જન કરીએ છીએ. ચાલતી ગાડીએ વગર સંભાળે ઉતરી પડી મ્હારો ઘુંટણ ભાંગું—એમાં જે દુઃખ આવ્યું તે મ્હારી પોતાનીજ ક્રિયાથી. આ પ્રકારે આપણને થતાં સર્વ દુઃખો આપણે પોતેજ શું પેદા કર્યા છે ! જો એમ ન હોય તો આપણને અવશ્ય એવું અનુમાન કરવું પડે કે દુઃખ આવવાનો સંભવ વગર કારણે પણ હોય. પરંતુ આ અનુમાન સપ્રમાણ ગણાય ? તથાપિ એ તો લોકોની સામાન્ય ઉક્તિ થઇ પડી છે કે અમને વગર કારણે આ દુઃખો આવ્યાં. આ પ્રકારના લોકવિચાર ખરેખર નિરાશાવાદ (Pessimism)ના કારણરૂપ છે. પરંતુ 'વગર કારણે દુઃખ આવે' એ વાત વિચારક જનોને બુદ્ધિગમ્ય થાય તેવી નથી. કારણ કે એમ હોય તો જગતમાં ન્યાયના ધોરણની વિપરિતતાનુંજ રાજ્ય વ્યાપેલ હોય. એટલે કે આપણે ગમે ત્યારે ગમે તે પ્રકારે દુઃખ આવે તેનું કોઇ પણ ચોકસ કારણ હોયજ નહિ અને જે જે સંજોગોમાં આવીએ તેમાં આપણે ભોગવવુંજ પડે તથાપિ વિચાર કરતાં સમજાય છે કે આપણે 'ઉતરતાં સંભાળ રાખી હોય' તો આપણે પોતાનો પગ ભાંગતાં અટકીએ ને તેમ કરી આપણાપર કષ્ટને આવતાં અટકાવી શકીએ એટલે કે જે કામમાં આપણો હાથ ન હોય અથવા સંભાળભરેલ હોય તેમાં આપણે દુઃખ ભોગવવું એવો સંભવ ન હોઇ શકે. આ પરથી આપણે એવો વિચાર બાંધવાની જરૂર છે કે આપણાં સર્વ દુઃખોનું કારણ આપણે પોતેજ હોવાથી આપણે તેઓને આવવા દેવાં કે અટકાવવાં એ આપણા પોતાનાજ હાથમાં છે. તથાપિ આટલું સ્મરણમાં રાખવું આવશ્યક છે કે કોઇ પણ કાર્ય (પરિણામ)ના બે કારણો હોય છે એટલે કે ઉપાદાન (Substantial) કારણ અને નિમિત્ત (Instrumental) કારણ. હવે જ્યારે આપણે એમ કહીએ કે આપણાં દુઃખો આપણે પોતેજ પેદા કર્યાં છે એનો ભાવાર્થ એવો કે એ દુઃખ આવવામાં—લાવવામાં આપણે પોતેજ ઉપાદાન (ઉપજાવનાર) કારણ છીએ. પરંતુ આપણા દુઃખના આપણે નિમિત્ત કારણ નથી. કોઈ પણ વેદના થવામાં આપણા વિના બીજું કંઇ હોવું જોઇએ. અને એ બીજાની આપણાપર ક્રિયા—અસર થવી જોઇએ. આ પરથી એવું ઘણીકવાર બની આવે છે કે આપણે પોતેજ (ઉપાદાન) કારણ હોવા છતાં ખરૂં કારણ શોધવાના અસામર્થ્યથી ઘણીકવાર ન્યસ્ત કારણપર આવી પડેલા દુઃખનો આરોપ ચડાવી દઇએ છીએ. એમાં પણ કોઇ

બીજા માણસપર કે કોઇ બીજા જીવપર તો અવશ્ય આરોપ ચડાવી દેવાને આપણે તૈયારજ હોઇએ છીએ. ગાડી પરથી ઝટ લેઇને ઉતરી પડતાં જમીનપર પડી જવાય ને પગ ભાગે તો તે જમીનનો દોષ કાઢવો એ તો બેવકુફીજ ગણાય, અને બીલાડીને ખીજવતાં તે નખોરીયાં ભરાવે તો તેને પણ દોષ આપવો એ વ્યાજબી ન હોવું જોઇએ, કારણ કે આપણે સંભાળ રાખી હોય તો જમીન કંઇ દુઃખ ન આપી શકત, તેમજ બીલાડીને ન ચીડવી હોત તો તે નખોરીયાં પણ ન ભરાવત.

આ પરથી આપણે હવે એમ માનીએ કે આપણાં સર્વ દુઃખોનું કારણ આપણે પોતેજ છીએ, તો આપણે આપણા વર્તમાન જીવનની દોરી ભૂતકાળ સુધી લંબાઇ છે એમ ગણવું જોઇએ, કારણ કે આપણે આ જીવનમાં ઘણાંક એવાં દુઃખો ખમીએ છીએ કે તેના કારણ તરીકે આપણે આપણા હાલના જીવનમાં એવું કંઇ શોધી શકતા નથી. આવું વિશેષ કરી બાલવયમાં ઘણું બને છે. ઉદાહરણ તરીકે—એવી બીલાડીને પેટે બચ્ચાંને જન્મ લેવો પડે કે તેને દુધજ ન હોય એટલે તેનાં બચ્ચાં ભૂખથી મરણ પામે. આ દાખલામાં એ બચ્ચાંઓએ હાલના જન્મમાં એવું કંઇ પણ કર્યું હોય કે જેને પરિણામે તેમને ભૂખના દુઃખથી મરણ શરણ થવું પડે એવું શોધી શકવું બની શકે નહિ. આથી આપણે વગર કારણે દુઃખ આવે છે એવી માન્યતા કરતાં પૂર્વ જન્મે પણ ઉત્પન્ન કરેલ કારણોને લીધે દુઃખ આવે છે એ માન્યતા શ્રેષ્ઠ છે. તથાપિ કેટલાક એવો પણ વાંધો લેવા માંડે છે કે અમે પોતેજ દુઃખો ઉપજાવ્યાં હોય તો તેનું અમને સ્મરણ કેમ નથી થતું ? પરંતુ આ પ્રશ્ન કંઇ પ્રમાણ પુરઃસર તેમનો નથી કારણ કે આપણે નિદ્રામાં પણ સ્મરણ તો નથી રહેતું કે ગઇ કાલે આપણે જીવતા હતા કે નહિ.

દુઃખના કારણની શોધ અને તેનું જ્ઞાન એ તત્ત્વવિદ્યાનો એક મુખ્ય વિષય છે, અને જ્યારે આપણે એમ માનીએ છીએ કે આપણાં દુઃખના ઉત્પાદક આપણે પોતેજ છીએ, ત્યારેજ આપણને એ કારણનું ભાન—જ્ઞાન—સમજ પણ છે. કારણ જાણવાની સાથે સમજ હોય છેજ. દાખલા તરીકે આપણે પડી જવાથી ઘુંટણ ભાંગ્યો ને તે સુઝી ગયો તો સમજીશું કે આપણે વગર સંભાળે પડી જવાથી તે વાગ્યું ને ઘુંટણ સુઝ્યો આમ તેની સંતોષ પકડીશું. પરંતુ આપણે એવા પ્રશ્ન પૂછવા નહિ મંડી પડીએ કે અમે આ દુઃખ ભોગવવાને શા માટે જન્મ્યા ? ઇશ્વર એવો તે નિર્દય શામાટે થયો કે આપણો પગ સુઝી આવે એવું આપણાપર દુઃખ આપે ? તથાપિ આપણે એમ ન માનીએ કે આપણું દુઃખ આપણે પોતે ઉત્પન્ન કર્યું છે તો આપણને દુઃખ આવવા સંબંધે સંતોષ વળે એવી સમજ—ખુલાશો નહિ બની શકે. હવે જો આપણે આપણા પોતાના દુઃખના આપણે પોતેજ કારણ છીએ, તો હવે પછી આપણે દુઃખના કારણ ન બનવું કે દુઃખ ભોગવવું પડે આ અપેક્ષાએ જોવું, એ મને તો જૈન તત્ત્વજ્ઞાનનો આશાવાદ (*Optimism*) કે તેની સુદ્રષ્ટિ લાગે છે.

જ્યારે જગત્ દુઃખમાં મગ્ન થઇ પામ્યું હોય ત્યારે શું આશાવાદનો સંભવ છે ? કદાપિ આ મુદ્દો કોઇને યોગ્ય ન લાગે તો પણ આ સ્થળે તેનો સદ્‌ઉપયોગ થઇ શકે એવું છે. કોઇ માણસ દુઃખ ભોગવતું હોય ત્યારે તેને જ્યાં સુધી જોયા કરવું પડે ત્યાં સુધી તે જોનાર માણસ સુખી હોઇ શકે ? જ્યારે બીજાઓ નરકની યાતનામાં બળીજળી રહ્યા હોય—

ત્યારે કોઈ આત્માએ સ્વર્ગના આનંદમાં મહાલવું એ શું આત્માને સંભવિત છે ? જ્યારે આપણે આપણા પોતાના દુઃખના કારણ છીએ એટલુંજ નહિ પરંતુ આપણે ઘણીક વેળા અન્યના દુઃખના પણ નિમિત્ત કારણ બનીએ છીએ. પરંતુ જે જોનાર છે તે કોઇને દુઃખ આપતો નથી. બીજાને દુઃખવાના નિમિત્તરૂપ પણ થતો નથી, તેમને કોઇ દુઃખ આપતો હોય તો તેમાં સંમત્ત પણ રહેતો નથી તે મ્હારા વિચાર પ્રમાણે ખરેખર આશાવાદી (Optimist) હોઈ શકે. કારણ કે તે એવું તો જાણતોજ રહેશે કે જગતના દુઃખનું કારણ હું હાલ નથી, તેમ હવે પછી થનાર પણ નથી* એટલુંજ નહિ પરંતુ એવા દુઃખો જેનું કારણ હું નથી તેને મટાળવા હું મંડી પડીશ. આમ યથાશક્તિ દુઃખો મટાળવાને જાતે પ્રયત્ન કર્યા કરશે. જે અન્યને દુઃખ આપવાના નિમિત્તરૂપ બનતો હતો તે દુઃખ મટાળવાનો નિમિત્તરૂપ થવા લાગશે. વળી અહિં એટલું ઉમેરાવું જોઇએ કે દુઃખ મટાડવાની દયા આવવી, અનુકંપા કરવી, પ્રેમથી ઉપાય યોજના એ સુદૃષ્ટિ કે આશાવાદ (Optimism)નું વિરોધી નથી અનુકંપાની સ્થિતિ એ કંઇ દુઃખની સ્થિતિ નથી.

હવે જો આપણે દુઃખના કારણ થવાનું માંડી વાળીએ, તો આપણે દુઃખી પણ નહિ થઇશું. ત્યારે આપણા જીવન આપણે પોતાનેજ તદ્દન સુખી અને આનંદમય પ્રતિત થશે. પ્રથમ તો દુઃખના મૂખ્ય કારણો જાણવાને પ્રયત્ન કરવો ઘટે, તે કારણો મૂખ્ય આ છે. હિંસા અથવા બીજાને દુઃખ ઉપજાવવા આપણે નિમિત્ત થવું, સામાન્યતઃ એવું જણાય છે કે અમુક પ્રકારની ક્રિયા આપણને દુઃખ આપે છે તો તેવી ક્રિયા અન્ય પ્રતિ કરવાથી આપણે અટકીએ છીએ. જગતમાં ઘણા મહાત્માઓએ એવું શોધી કાઢયુ છે કે જે જે ક્રિયાઓ જગતમાં દુઃખ ઉપજાવે છે, તે તે ક્રિયાઓ કરતાં પોતે અટકી બીજાને અટકાવવાને ભલામણરૂપે પોતાની શોધનો લાભ આપ્યો છે. આટલું તો આપણે સામાન્ય નીતિ સૂત્રો તરીકે જાણીએ છીએ કે દયા, સત્ય, પ્રમાણિકતા, શીલ, ને સંતોષ પાળવાથી આપણે જગતમાં દુઃખોના કારણ થતાં અટકીએ છીએ.

પરંતુ કેટલાંક દુઃખો જે આપણને આવે છે તેના કારણો એવાં હોય કે આપણે સુખો ભોગવતાં અન્યને દુઃખ થાય છે, ને તેથી આપણાં સુખ ભોગવવાના અત્યંત રસમાં અન્યના દુઃખનું નિમિત્ત (કારણ) થઇએ છીએ કે કેમ તેનુ ભાન સરખું પણ આપણે રાખતા નથી. આમ હોવાથી કેટલીક ક્રિયાઓ જે આપણે અન્યનો વિચાર કર્યા વિના રસભર થઇ કરીએ છીએ તે રગ ન થવું ઘટે પરંતુ આમ કહિયુ છે છતાં અશક્ય તો નથીજ અને તે પ્રકારે—

જે ક્રિયાઓથી દુઃખ ઉદ્ભવે તેવી ક્રિયાઓને હવેથી કરવાનુ-આચરવાનું છોડી દીધા પછી આપણે જ્યાં સુધી પૂર્વની ક્રિયાના પરિણામ ક્ષય પામી જાય ત્યાં સુધી ધૈર્ય ધરવું જોઇએ. પરંતુ એ પરિણામો કુદરતી ક્ષય પામે તેના કરતા ઘણા ઝડપથી પણ ક્ષય પમાડી શકાય.

* માનવ આત્મા સ્વાભાવિક રીતે સુખી છે, પરંતુ જ્યારે પોતે દુઃખ ભોગવતો હોય છે અથવા પરને દુઃખ આપવાનું નિમિત્ત બને છે ત્યારે એને પોતાના સ્વાભાવિક સુખનું ભાન નથી રહેતું એમ અનુભવથી જણાય છે. અનુવાદક

આ વાતના સંભવ તરીકે કોઇ સ્થળે એવો દ્રષ્ટાંત આપવામાં આવ્યો છે કે એક પુરૂષ[1] એક ઓનું માથું કાપી તેને હાથમાં લઇ વનમાં દોડતો ચાલ્યો જાય છે ત્યાં તેની નજર એક ધ્યાનસ્થ મુનિપર પડે છે. તેની પાસે જઇ તેને કહે છે કે "હવે મ્હારો શો ધર્મ ( Duty ) છે ! મ્હેં હમણાંજ આ હત્યા કરી છે, જો તું મ્હને જવાબ નહિ આપે તો ત્હારૂં મસ્તક પણ છેદી નાખીશ."

મુનિને હત્યાના ભોગ થવાની ઇચ્છા નહતી તથાપિ તેણે ધર્મ ( Duty ) ત્રણ વચનોમાં કહ્યો એટલે કે વિવેક, ઉપશમ, ને સંવર. ત્યાર બાદ અંતર્ધ્યાન થવાની પોતાને લબ્ધિ હોવાથી તે મુનિ અદ્દશ્ય થઇ ગયા. આ વચનો હત્યારાને તેની તરૂણા-વસ્થામાં પ્રાપ્ત થયા. તે શાંત થઇ તે સ્થળે ઉભો રહ્યો ને શ્રવણ કરેલ વચનપર વિચાર કરવા લાગ્યો. એનું બદન ઘણું ખરૂં લોહી લોહાણું થઇ ગયું હતું. કીડીઓ ચડી ને તેના શરીરમાં પણ પ્રવેશી. તે તો ધ્યાનમાંજ મસ્ત રહ્યો એટલે લગભગ અઘાં કલાકમાં તેનાં સર્વ કર્મો ક્ષય થઇ ગયા ને તે અંતિમ અવસ્થાના આનંદને એટલે મોક્ષ સુખને અનુભવવા લાગ્યો. આ કદાચ અપવાદ જેવું લાગે તથાપિ તે સંભવિત છે એવું તો આપણને દાખવે છે. આ વાતનું જે વિચારપર બધારણ છે તે આત્મા- પ્રત્યેક સંસારી જીવમાં સ્થિત હાલજ છે, તે પૂર્ણ પણ હાલજ છે,હવે તે ઘડવાનો નથી પરંતુ તે મળથી અસ્પષ્ટ છે. અને જેવો તે મળ દૂર થયો કે તુરતજ-ઘડી તે એક મિનિટમાં કે લાખો વર્ષમાં-ને આત્મા નિર્મળ-પવિત્ર બની રહે છે. અને તે પણ પોતાના સર્વ ગુણોની પૂર્ણ મુક્તિ ( સ્વતંત્રતા ) હોય તેમ તેમાં અજ્ઞાત કે ભૂનનો અંશ પણ નથી રહેતો.

હવે જો આપણા સર્વ દુઃખો-કષ્ટો-પીડાઓ વગેરે આપણે જે કંઇ કરીએ છીએ, કે કર્યું છે તેને લીધે છે, અને આપણે કષ્ટની શરૂઆત ન કરી હોય તો કષ્ટ ભોગવવાનું પણ નથી. તો હવે જો આપણે કષ્ટના કારણો થવાનુ બંધ કરીએ તો આપણા પૂર્વના દુષ્ટ કર્મના પરિણામોનો ક્ષય થતાંજ આપણું જીવન એ આપણા અનુભવનો વિષય નથી તથાપિ આપણને અનુમાન, શ્રદ્ધા, આશા, માન્યતા થાય છે અને એ શ્રદ્ધા તે સત્યનો આધાર છે. પ્રથમ તો વર્તમાન કાળનું જીવન કંઇ પૂર્ણપણે દુઃખરૂપજ નથી, તેનો કોઇ અંશ સુખકારક પણ છે, અને તે ઉપરથી આપણે અનુમાન કરીએ છીએ કે જીવન પૂર્ણપણે પણ આનંદમય હોઇ શકે. બીજુ દુઃખ સદા સર્વ કોઇને અણગમતું છે, ને તેને દૂર કરવાને સર્વ કોઇ મથે છે જાણે કે તે વગર બોલાવ્યે,-નોતરે આવીને ઘુસી ન ગયું હોય તેમ તેને પાછું હડસેલી દેવા આપણે મહા યત્ન કરતા રહીએ છીએ એટલુંજ નહિ પણ આપણાં અંતરમાં જોતાં તેમાં સદા કોઇ એવી જાતની નહિ ઓળખાતી પણ પ્રતિતિરૂપ અવિચ્છિન્નદ્વારા જોવામાં આવે છે કે જીવન પૂર્ણપણે દુઃખ કે પીડા રહિતજ હોવું જોઇએ. આપણી સ્વાભાવિક માન્યતા એવી છે કે દુઃખ એ ખોટું છે. તે દૂર કરવા રૂપ છે, અને તેમ કરતાં જૈન ધર્મ પ્રમાણે આપણે જીવન રહિત થવું એમ નથી

વળી અહીં એટલું જાણવી લેવું ઉચિત છે કે આપણાં વર્તમાન કાળના કાર્યો તે આપણાં ભૂતકાળના કાર્યોના પરિણામો નથી. એ તો આપણા હાલના દુઃખો તે આપણા

---

૧. ચિલાતી પુત્ર.

પર વસ્તુનો પ્રતિઘાતરૂપ પરિણામો છે. પરંતુ આપણા હાલના કાર્યો તો પ્રત્યેક સમયે મુક્તજ છે. આપણું હાલનું જીવન એ આપણા પૂર્વના જીવન કે જીવનોનું પરિણામ હોય, અને તે હવે પછીના જીવનનું કારણજ બને તો પછી આપણા છૂટકારાનો વારોજ નથી— એ આશાજ વ્યર્થ છે. પરંતુ સુભાગ્યે કારણ ને કાર્યનો સંબંધ હાલના કાર્યને હવે પછીના કાર્યની વચ્ચેનો નથી. પણ તેનો કાર્યને તેના અનુભવનો વેદનનો છે અને વેદનરૂપે આપણાપર પ્રતિઘાત કરે છે. માટે કાર્ય પોતે તો સદા મુક્તજ ( Free ) છે.

ત્યારે હવે જો આપણે એવું સત્ય રીતે માનીએ કે કાર્યને તેના પરિણામરૂપ દુઃખ સુખનું વેદન વળી દુઃખ ઉદ્‌ભવવાના કારણરૂપ આપણે ન થઈએ તો આપણે આનંદમય જીવન પાળી શકીએ આવી માન્યતા (શ્રદ્ધાથી)ને તદનુસાર વર્તન (ચારિત્ર)થી જીવનમાં ગમે તેવાં દુઃખો હાજર હોય તો છતાં પણ આપણને સુદ્રષ્ટિ કે સત્ય આશાવાદી (optimism) રહેવું સંભવિત થઈ શકે છે.

---

## ગયું.

ટૂટતે હૈયે ટપકતે આંસુડે જુનું ગયું,
જ્યોતથી જુનું જીવનની હા ગયું એ એ ગયું;
વ્હાલાં વીસાર્યું વ્હાલથી લઈ પ્રાણનું પાણી ગયું,
જુનું સહોદર સાથથી જુદાં કરી ચાલી ગયું.

કેર કાળો વર્તેવરાવ્યો હૈયાને વિરહમાં,
હાય રપ્પડવાનો જુનો રણકાર મૂક્યો કાનમાં;
બહુ વ્હાલથી બક્ષી મહૂને આંસુડાં જુનું ગયું,
હ્‌હેવાં સ્વિકારી વ્હાલથી એ આંસુડાં અણમોલ બહુ.

અણમોલ છે તોયે નવે હટાવજ્યો એ આંસુડાં,
વ્હાલાં બહુ માલિકને એ વ્હાલ બિનાં આંસુડાં;
થાતાં જુનું ભૂલાઈ જાતું જો દિલે જુનું થયું,
અરે ભાવનાઓ અવનવી 'મિસ્કીન' કહેતો એ નવું.

---

# ટેલીફૉન.

( અનુવાદકઃ—રા. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા. )

" ટન્ ટન્ ટન ટન્ "

" વ્હાલી શારદા ! એક વાગ્યાનો સમય છે. ભોજન કર્યું કે નહિ ? "

" જમવાને માટે ઉઠતી હતી ત્યાંજ ટેલિફૉનની ઘંટડી વાગી. "

" અરેરે ! હજી સુધી ભોજન કર્યું નથી ! કેવી વાત કહેવાય ! મોડું જમવાનું કાંઇ કારણ ? પ્રિયે ! આમ કરવાથી ત્હારી પ્રકૃતિ બગડી જશે. "

નલિનીકાન્ત લગભગ આખો દિવસ શારદા પાસેજ રહેતો. આખાં દિવસમાં ફક્ત ત્રણ કલાક દુકાન ઉપર જતો. ત્યાં જઇ મુનિમ વિગેરેની સાથે ગપ સપ ચલાવતો. આ ત્રણ કલાકની અંદર તો નલિની શારદા સાથે ચાર પાંચ વાર ટેલિફૉન દ્વારા વાતચિત કરતો. ઉપર લખેલી વાતચિત પણ ટેલિફૉન દ્વારાજ થઇ.

એક દિવસ બપોરના બે વાગે શારદા ' કચ્છી જૈન મિત્ર ' માસિક વાંચતી બેઠી હતી; ત્યા એક મનુષ્ય હાંફતો હાંફતો આવ્યો. અને બોલ્યો " નલિનીકાન્ત શેઠ છે કે ? "
" શેઠ દુકાને ગયા છે. " શારદાએ પ્રત્યુત્તર વાળ્યો.

" શુ શેઠ સાહેબ ઘરમાં નથી ? " " શું કામ છે ? શેઠનો મેળાપ દુકાનમાં થશે."
દુકાન સુધી જાવાનો વખત ક્યાં છે દેવીજી ? ઘણુંજ જોખમ ભરેલું કામ છે. "

" સાડાત્રણ અથવા ચાર વાગે તેઓ અહિં આવશે. "

" દુકાન સુધી જાવાનો વખત નથી, તો ચાર વાગ્યાની વાતજ ક્યાં કરવી ! "

" જો એમ હોય, તો શેઠની સાથે ટેલિફૉનદ્વારા વાતચિત કરી શકશો. "

" આપને ત્યાં ટેલિફોન છે એમકે ! વાહ વાહ ! ઠીક થયું. ક્યાં છે ટેલિફોન ! "

શારદાદેવી ઉભી થઇ અને તેને ટેલિફોનવાળી કોટડી પાસે લઇ ગઇ. તે અજાણ્યો માણસ બોલ્યો " જુઓ દેવીજી ! ટેલિફોનથી કેટલો બધો લાભ છે !

શારદાદેવીએ ટેલિફોનની કોટડીનું દ્વાર ઉઘાડ્યુ. તે માણસ અંદર ગયો અને કોટડીનું દ્વાર બંધ કરી દીધું. ત્હેણે જોરથી ઘંટડી વગાડી.

" શારદા શું છે ? "

" શેઠજી ! સર્વ નાશ ! ! જલ્દી ઘેર આવો. દેવીજી મરણોન્મુખ થઇ રહ્યાં છે. બચવાની આશા નથી. જલ્દી આવો. ડૉક્ટરને પણ સાથે લેતા આવશો.

" પણ તું કોણ છે ? કહેજો ખરા કે શારદાને શું થયું છે ? "

" હું આપનો સેવક રામો છું. ડૉક્ટર સાહેબને તેડીને જલ્દી આવો ! "

નલિનીકાન્ત કોઇને કંઇ કહ્યા સિવાય ગાડીમાં બેસી ચાલી નીકળ્યો. ત્હેના ગયા પછી સ્હેજ વારે એક મનુષ્ય દુકાનમાં આવ્યો ! ત્હેના ચ્હેરા ઉપર ચિંતા સ્પષ્ટ રીતે દ્રષ્ટિગોચર થતી હતી.

ત્હેણે એક નોકરને પૂછ્યું " નલિનીશેઠ ક્યાં છે ? " " શેઠ સાહેબ હમણાજ ઘેર ગયા. " " શું ઘેર ગયા ? હાય ! હવે હું શું કરૂં ? "

"આ શું મશ્કરી ! શેઠનું આપને શું કામ છે ?"

"શું કામ ? જીવનું જોખમ છે ! મારે ત્હેમની સાથે થોડી જરૂરી વાતચિત કરવી હતી. પળપળમાં જોખમ વધતું જાય છે ! હાય !!!"

"આપ ત્હેમની સાથે ટેલિફોનદ્વારા વાતચિત કરી શકશો."

"વાહ ! વાહ !! બતાવો ટેલિફોન જલ્દી બતાવો !!!" મુનિમ ત્હેને ટેલિફોન રૂમમાં લઇ ગયો ! તે અજાણ્યા માણસે મુનિમને બહાર ઉભો રાખી અંદરનું દ્વાર બંધ કરી દીધું. જોરથી ઘંટડી વગાડી.

"શારદા ! શારદા ! દિવાળું નીકળવાનો સમય ઉપસ્થિત થયો છે. પચાસ હજારની હુંડી આવી છે. ત્હેને સ્વિકારવાને માટે પૈસા નથી."

"પ્રાણનાથ ! ગભરાઓ છો કેમ ? ગભરાવાથી કાંઇ સાર્થક થતું નથી."

"પ્રિયે શારદા ! ગભરાઉં નહિ તો શું કરું ! હમણાંજ એક નોકરને ત્હારી પાસે મોકલું છું. ત્હેની સાથે થોડી નોટો તથા ત્હારાં થોડાં ઘરેણાં સાંઠાં પેટીમાં બંધ કરીને એકદમ મોકલી દેજે. એ માણસ રસ્તામાં પેટી ન ઉઘાડે એમ કહેજે. તે જ્યાં સુધી નહિ આવે ત્યાં સુધી મારા હોંશકોંશ ઉડી ગયેલાંજ સમજવાં."

નલિનીકાન્તના ઘર પાસે એક ગાડી આવીને ઉભી રહી. એક મનુષ્ય સત્વર અંદરથી ઉતર્યો અને નોકરને પૂછ્યું કે "દેવીજી ક્યાં છે ?" તરતજ શારદા ત્યાં આવી. "દેવીજી શેઠજી સાહેબે મ્હને આપની પાસે મોકલ્યો છે. શા કારણથી મોકલ્યો છે એ હું જાણતો નથી." તે અજાણ્યા માણસે કહ્યું.

"હા ! શા માટે ત્હમને મોકલ્યા છે એ હું જાણું છું. જરા અહિં બેસો;" આટલું કહી શારદા ઘરમાં ગઇ અને નોટ તથા અલંકારો ભરેલી પેટી લઇને તે મનુષ્યને સુપ્રત કરતાં શેઠને સંભાળપૂર્વક આપવા ભલામણ કરી તરત રવાના કર્યો તે મનુષ્ય ત્યાંથી ઉઠી બહાર આવી ગાડીમાં બેસીને પલાયન કરી ગયો !

ત્હેને ગયાને પાંચ મિનિટ થઇ હશે ત્યાં તો નલિનીકાન્ત શેઠ દફતરને તેડીને ઘેર આવ્યા. આ વખતે શારદા ચિન્તાયુક્ત ચ્હેરે પલંગ ઉપર બેઠી હતી. "કેમ છે શારદા!"

"આપ અત્યંત ગભરાએલા છો શા કારણ !"

"પ્યારી શારદા ! તારી માંદગીના ભયંકર સમાચાર સાંભળીને."

"ઠીક ! વ્યાપારમાં દિવાળું જતું હતું તેનું શું થયું ?"

"અરે ! અત્યારે વ્યાપારની વાત ક્યાં છે ? કહે કે ત્હારી તબિયત કેવી છે ?"

"મ્હારી તબિયત તો બહુ સારી છે; પણ પછી પેલી હુંડીનું શું થયું ! દિવાળું તો કાઢવું નહિ પડેને ?" "શું દિવાળું ને શી વાત ?"

"આપે માણસ મોકલીને નોટ ને ઘરેણાં મગાવ્યાં હતાં ને ?"

"કઇ નોટ ? ! ક્યાં ઘરેણાં ? કાંઇ સમજમાં આવતું નથી."

શારદાએ નલિનીને બધી વાતથી જ્ઞાત કર્યો. એ વખતે નલિનીનો તથા શારદાનો ચ્હેરો એકદમ પડી ગયો. પોલિસને જાહેર કરવામાં આવ્યું. પણ પત્તો લાગ્યો નહિ.

શેઠ સાહેબ નલિનીકાન્ત સાથે હાથ દઇ ટેલિફોનની તારીફ કરતા. ફરી આવો બેરાગો ન બને તે માટે ઘેરની ટેલીફોનને સદા માટે રજા આપી.

# જૈન સમાજના સંચાલકો પ્રત્યે વિજ્ઞપ્તિ.

સાંપ્રત સમયમાં પ્રત્યેક સમાજના સંચાલકો સમાજ ઉન્નતિ માટે અનેક પ્રકારના પ્રયત્નો સેવતા જણાય છે. જો આવી રીતે સમાજના સંચાલકો પોતાના કાર્યમાં શુદ્ધ રીતે પ્રયત્નશીલ રહેશે તો હાલ આપણે જે સ્થિતિમાં છીએ તે કરતાં ઘણી ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યા વગર રહીશું નહિ

ભારતવર્ષમાં આપણી સમાજ સારૂં સ્થાન ધરાવે છે એ નિર્વિવાદ છે, છતાં પણ ખેદની વાત છે કે આજના પ્રગતિ પ્રિય જમાનામાં અન્ય અનેક સમાજો જેટલી પ્રગતિમાં આવી શકી છે તેના પ્રમાણમાં આપણી સમાજની પ્રગતિ તદ્દન નહિ જેવીજ કહી શકાશે અલબત આપણી સમાજના સંચાલકો પોતાની શક્તિ પ્રમાણે ઉન્નતિ અર્થે મંથન કરી રહ્યા છે તેનો મ રાથી ના કહી શકાય તેમ નથી છતાં પણ શા માટે આપણે આપણી સાધારણ ઉન્નતિ પણ સાધી શકતા નથી ? કારણ તરફ તપાસ કરશું તો અનેક કારણો મારી દ્રષ્ટિએ છે, છતાં પણ હાલ તરત તો મને જે ખાસ કારણ જણાય છે તેનોજ અત્રે હું ઉલ્લેખ કરીશ—તદ્દન ટુંકમાંજ કરીશ.

એક સમય એવો હતો કે સમસ્ત હિન્દમાં જૈન ધર્મની વિજય પતાકા ફરકી રહી હતી, ચારે તરફ "અહિંસા પરમો ધર્મ" ના સૂત્રનો પવિત્ર ઘંટ વાગી રહ્યો હતો. આ માન જો કોઇને પણ આપવામાં આવે તો તે જૈન–યતિઓને આભારી છે. પ્રાચીન વખતમાં જૈન સમાજ અને યતિ સમાજ સાથે નિકટનો સંબંધ હતો, તે વખત જૈન સમાજના સંચાલકો તરીકે યતિઓજ હતા. સમાજને સીધે વા આડે માર્ગે દોરવાનું કાર્ય યતિ સમાજના હાથમાં હતું, અને હજી પણ જૈન સમાજ અને ધર્મનું અસ્તીત્વ સંત–મુનિઓ ઉપર અવલંબી રહેલ છે, પણ ખેદજનક વાત એ છે કે આજે જૈન સમાજના ગૃહસ્થી સંચાલકો યતિ સમુદાયથી જુદા પડી ગયા છે અને સમાજને આડે માર્ગે દોરતા ગયા છે. અલબત પ્રાચીન યતિ સમુદાય જેવો વિદ્વાન સમુદાય અત્યારે નથી છતાં પણ જો તેઓને બરાબર કેળવવામાં આવે અને તેઓ તરફ માનની દ્રષ્ટિએ નિહાળવામાં આવે તો સાધુ અને શ્રાવક વર્ગ કરતાં યતિ વર્ગ વિશેષ સારૂં કાર્ય કરી શકે એમ મારૂં માનવું છે. હાલમાં "જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ ઑફિસ" તરફથી મોટા પગારે ગૃહસ્થ ઉપદેશકો રાખી ઉન્નતિ અર્થે જે ઉપાયો યોજવામાં આવે છે તે ખર્ચના પ્રમાણમાં નહિ જેવાજ કહી શકાશે. આનું કારણ એજ કે તેઓ જે ઉપદેશ આપે છે તે આચારમાં મૂક્યા પહેલાં આપે છે અને તેથી તેઓ જોઇએ તેટલા ફત્તેહમંદ થઇ શકતા નથી. આના ઠેકાણે જો યતિ–મુનિઓની ગોઠવણ કરવામાં આવે તો હું ખાત્રીથી કહીશ કે ગૃહસ્થ ઉપદેશકો કરતાં યતિ–મુનિ ઉપદેશકો ઘણી સારી અસર કરાવી શકશે. જો કોન્ફરન્સના કાર્યવાહકો અને સમાજના સંચાલકો એ સંબંધી સંપૂર્ણ વિચાર કરી યોગ્ય ફડચો લાવશે તો "એક પંથ ઔર દો કાજ" થશે. તથાસ્તુ !

યતિશ્રી હિમ્મત વિજયજી.

# નવ કરશો કો દિ' એનો વિશ્વાસ જો !

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને......એ રાહ. )

વ્હાલાં ! આવો, વાત કહું કંઇ ભેદની,
સાચવજો 'છૂરવજો હૈયા માંય જો;
મીઠું બોલે મુખથી, ઝેર હૃદે ભર્યું,
નવ કરશો કો દિ' એનો વિશ્વાસ જો!

છુપાં જે વરૂઓ ઘેટાંના રૂપમાં,
સ્વાર્થે જે રસ ચસતા રાત્રિ દિન જો!
સ્વાર્થ સર્યો કે વૈદ્ય થયો વેરી ગણો
નવ કરશો કો દિ' એનો વિશ્વાસ જો!

છુપાવા નિજ ગુન્હો જૂઠાં જે વદે,
બીજાને માથે ઓઢાડે આળ જો;
પરસ્ત્રિયાને માટ પ્રપંચો જે રમે,
નવ કરશો કો દિ' એનો વિશ્વાસ જો!

"'નફ્ફટ'નો' શિરપાવ સદાય મળેલ છે,
દંભ પ્રપંચ બધા દુર્ગુણનો મિત્ર જો;
તોયે સાત્વિકતા બતલાવા જે મથે,
નવ કરશો કો દિ' એનો વિશ્વામ જો!

ભરમાવે ભોળાં જન મિષ્ટ વદી વદી,
સત્ય તણો અંકુર જરા ન જણાય જો;
નિર્લજ્જતા આવે ના જૂઠું બોલતાં,
નવ કરશો કો દિ' એનો વિશ્વાસ જો!

સર્પ તણો વિશ્વાસ કદાપિ રે કરો,
રહેજો ડાહ્યા દુશ્મનને વિશ્વાસ જો;
કિન્તુ દુર્ગુણ, જેનામાં આવી વસ્યા,
નવ કરશો કો દિ' એનો વિશ્વાસ જો!
વ્હાલાં! આવો, વાત કહું કંઈ ભેદની.

અરૂણ.

# વીર ઉઠો !

( રચનાર—શ્રીયુત શયદા. )

લાવણી.

વીર ઉઠો ગર્જના કરો દેશ હિત કરવા
પડી વિપત્તિ તે બળવીર હિમ્મતે હરવા. વી૰

જે દેશ તણા ગુણ ગાન થતાતાં જગમાં
પડી પરતંત્ર બેડી આજ તેહના પગમાં
બહુ પડયા કષ્ટ તે સાથ આવી મારગમાં
જે દેખી રડતા દેવ સહુ સ્વર્ગમાં
એ કરો નીકંદન કષ્ટ ગુણના ગરવા
વીર ઉઠો ગર્જના કરો દેશ હિત કરવા

રે જુવો ઘસાતી જાય આપણી શક્તિ
રે જુવો બુઝાઈ દેશ જ્યોત ઝળકિત
શું ! બેસી રહેશો તમો ખોઇને શક્તિ
શું ! ભુલી જાશો ભારતીમા ની ભક્તિ
તનુ કેસરી ના થ ! તરણાં લાગે ચરવા
વીર ઉઠો ગર્જના કરો દેશ હિત કરવા.

નિજ દેશ કારણે શાને કરવી શંકા
બળ વીર તમો બહાદુર ખરા છો બંકા
વિપત્તિ ગાળો જ્યમ રોળાણીતી લંકા
અજમાવી શક્તિને કરો વિજયના ડંકા
જો પ્રાણ જાય તો કદી નથી કંઇ પરવા
વીર ઉઠો ગર્જના કરો દેશ હિત કરવા.



## जडवाद विरुद्ध चैतन्यवाद.

सर विन्सेंट :- मेरे लॉर्ड, एन्जिनको आनेदो.

मा॰गांधीजी :- खबरदार! एसा होने न देंगे, हम मरेंगे पर स्वतन्त्रताको बचावेंगे!

एक हिंदी.- लॉर्ड महाब, आपका (बुरोक्रेटिक खटारा) गाडा चलानेका जमाना गुजर गया, अब मुफ्तमे सीटी बजाके अशांति ज्यादा फैलाना बेफायदा है!






## પશુ સહાયકો.

મુંબઈ મ્યુનીસીપાલીટીની ચુંટણીમાં ફતેહ મેળવનાર જૈન આગેવાનો.

જાણીતા જાગીરદાર યતિ શિષ્ય



શ્રીમાન હીરાચંદજી તારાચંદજી.



શ્રીમાન વેલજી લખમશી નપુ.



[illegible]

શ્રી સંયુક્ત જૈન વિદ્યાર્થી ગૃહના સ્થાપક.



માન મણીલાલ મોહોકમચંદ શાહ.

# ગ્વાલિઅરમાં પ્રાચિનજૈનોનું શિલ્પકામ.

( શ્રીયુત જાની, બી. એ. )

પાશ્ચિમાત્ય દેશની સુધરેલી પ્રજા જ્યારે પોતાનું પ્રાચીન ગૌરવ સાચવવાના પ્રયત્નો કર્યા ઉપરાંત આપણને, આપણા દેશમાં આવી શિલ્પકળાનું ભાન કરાવે છે, ત્યારે આપણે કે જેના પૂર્વજોએજ આ શિલ્પશાસ્ત્રને જન્મ આપેલ છે તેના સંતાનો, આજે તેવા હુન્નરથી અજ્ઞાત અવસ્થામાં હોઇએ એ કેટલું શોચનીય ! ગ્રીસ, મિસર વગેરે દેશોમાં જઇ વસી, શિલ્પકળાથી પોતાનું અદ્દભુત સંભારણું રાખી જનાર આપણા આર્યોજ હતા.

પશ્ચિમવાસીઓ જેમ જેમ આ કળાનો આસ્વાદ ચાખતા ચાલ્યા તેમ તેમ તેમનું મન આ હુન્નરના જન્મસ્થાન તરફ આકર્ષાયું. તેઓ દર વર્ષે આપણા આર્યાવર્તમાં આવી પહાડોમાં આવેલ જુની ગુફાઓ, મંદિરો વગેરેનું કોતરકામ જોઇ સાનદાશ્ચર્ય થયા વિના રહેતા નથી. હમણા આપણને કોઇ અમેરિકાના રાક્ષસી ઉંચાઇના પ્રખ્યાત વોશીંગ્ટનના પુતળાની વાત જણાવશે તો આપણે અજાયબીમાં તદન ગરક થઈ જઇશું. પરંતુ આપણે જાનતા નથી કે એવાંજ પુતળાં બલ્કે એથી પણ વિશેષ જાહોજલાલી સાથ કૌશલ્ય પરિચિત કોતર કામ આ ભારતવર્ષમાં કાંઇ ઉતરે એવા નથી. માત્ર શોધ અને પ્રાચીન વડવાઓ માટેનું અભિમાન જોઇએ.

આપણા દેશની શિલ્પ વિદ્યાનું સૂક્ષ્મ અવલોકન કરનારને તુરતજ જણાઇ આવશે કે પ્રખ્યાત પહાડો, મંદિરો વગેરેની અંદર જે જે આદર્શ કોતરકામ કરેલ છે તે માત્ર ધાર્મિક ઉંડી લાગણીથીજ પ્રેરાઇને થયેલ છે. જે ગુફામાં જોશો ત્યાં માત્ર પરમાત્માની ભવ્ય મૂર્તિઓ ઉપરાંત કેટલાક મહાત્માઓ હજારો વર્ષો થયાં અચળ રહેલા જોવામાં આવશે.

આખા દેશના કોતરકામવાળા ડુંગરો, ગુફાઓ વગેરેના નિરિક્ષણથી ચોક્કસ થાય છે કે અસલના ત્રણ મ્હોટા ધાર્મિક મતવાળાઓ—જૈન, હિંદુ અને બૌધનાજ આ સ્મારક છે. તેમા પણ સેંકડે પચાસ ટકા જેટલું કાર્ય ફક્ત જૈનોનુંજ જણાય છે. કેટલેક ઠેકાણે ઉપર સુચવેલ ત્રણે મત વાળાઓએ સાથે મૂર્તિઓ કોતરાવેલ છે. જેમકે ઇલોરાની ગુફાઓમાં જૈન તીર્થંકર, ગૌતમબુદ્ધ અને શંકર પાવતી એકજ સ્થળે ઉપસ્થિત છે. કોઇ ઠેકાણે માત્ર એક મતવાળાથીજ કાર્ય થયેલું હોય એમ દેખાય છે દાખલા તરિકે દારાપુરીમા આવેલી ગુફાઓમાં એકલા શૈવી ધર્મના મહાત્માઓનીજ મૂર્તિઓ છે.

સૌથી ઉત્તમ કામ જૈનોએ ગુફાઓમાં અને કેટલાક ધાર્મિક સ્થાનોમાં પોતાના તીર્થંકરોની વિશાળ આકર્ષક મૂર્તિઓમા દર્શાવેલ છે. આવી મૂર્તિઓનું ગ્વાલિઅરના કિલ્લાના ડુંગરોમાંનું કોતરકામ ઘણું ભવ્ય અને સુંદર હોવાથી મુસાફરોને અજાયબી પમાડયા વિના રહેતુંજ નથી.

ગ્વાલિઅરના કિલ્લામા દાખલ થતાંની સાથેજ માનસિંહના મહેલની દિવાલો પરનુ મનોરંજક શિલ્પકામ દૃષ્ટિએ પડે છે. કિલ્લાની નૈરુત્ય કોણમાં કેટલીક સુંદર મૂર્તિઓ કોતરેલ છે પરંતુ ત્યાં જવાનો માર્ગ ત્યાંના મહારાજા સાહેબ તરફથી બંધ થએલ છે.

તદુપરાંત ઘણે સ્થળે આવાં સંખ્યાબંધ કોતરકામ છે. સૌથી શ્રેષ્ઠ અને જોનારને લાયક કહીએ તો તે ઉરવાહી ખીણુંજ છે. એક પ્રાચીન ઇતિહાસ ચાહનાર અને જિજ્ઞાસુ મનુષ્ય પૂર્ણ લક્ષથી જોવા ચૂકતો નથી. કિલ્લાના મધ્ય ભાગમાંથી પસાર થતી સડકને રસ્તે થઇ ઉરવાહી ખીણમાં જવાય છે. જ્યાંથી આગળ જતાં લશ્કર અને ખાસ ગ્વાલિયર શહેરમાં જઇ પહોંચાય છે. ઢાળના રસ્તાની બન્ને બાજુઓપર તીર્થંકરોની વિશાળ મૂર્તિઓ જાણે જોનારને કેમ અજાયબીથી નિહાળવા પંક્તિબદ્ધ ઉપસ્થિત થએલ હોય તેમ ભાસે છે. આ રસ્તેથી એકલા જતા હોઇએ તોપણ એકાંત લાગતુંજ નથી કારણ કે જ્યાં જોઇએ ત્યાં પાષાણની મૂર્તિઓ તો ખરેખર સજીવ મનુષ્યો હોય એમ દીસે છે. આખા સમૂહમાં જોતાં બાવીશ તીર્થંકરોની અસંખ્ય મૂર્તિઓ છે.

આ મૂર્તિઓ તુમાર વંશના રાજાઓના વખતમાં કોતરેલી છે એ ત્યાંના શિલાલેખો પરથી સાબીત થાય છે. મજકુર લેખોમા સંવત ૧૪૯૭ અને ૧૫૧૦ નો વખત દર્શાવેલ છે. આ સર્વ પાષાણ મૂર્તિઓ કેટલેક ઠેકાણે ખંડિત થએલ છે, જે અસલના મુસલમાની બાદશાહોના અન્ય ધર્મવાળાઓ પરના દ્વેષનું પરિણામ છે પહેલો મોગલ બાદશાહ બાબર પોતાના લખેલ જીવન ચરિત્રમા જૈનોની મૂર્તિઓ પોતે તોડાવેલી જણાવે છે. અને સાથે સાથે જૈનોના શિલ્પ કૌશલ્યની પ્રશંસા કરવા ચૂકતો નથી.

કિલ્લામાંથી બહાર નીકળતા ડાબા હાથપર શ્રી આદિનાથની ભવ્ય અને તેજોમય મૂર્તિ જોનારનું ધ્યાન આકર્ષે છે આ પ્રતિમા બહુજ વિશાળ હોતાં લગભગ સાઠ ફીટ ઉંચાઇની છે. મુખારવિંદ વિચક્ષણ શાંતિ અને વિરક્તતા દર્શાવે છે. આવી મૂર્તિ બનાવનારની શક્તિ, ચાતુર્ય અને ધૈર્ય માટે જોનારના મનમા માનની ઉંડી લાગણી ઉત્પન્ન થાય છે. આવા શિલ્પ કાર્યમાં જો કંઇ દોષ હોય તો તે માત્ર મૂર્તિના પૃથક પૃથક ભાગના માપના પ્રમાણમાંજ છે. દાખલા તરિકે શ્રી આદિનાથની મૂર્તિ લગભગ સાઠેક ફીટ ઉંચી છે અને તેમની કમરથી તે પગ સુધીની લંબાઇ માત્ર દશેક ફીટની છે. આખી મૂર્તિનું નિરિક્ષણ વચમાં આવતા કોતરેલા પથરોને લીધે થઇ શકતું નથી

પશ્ચિમ તરફ મુખ કરતા શ્રીનેમીનાથની પ્રતિમા નજરે પડે છે. ઘણે ખરે સ્થળે મૂર્તિઓ ઉભેલી કોતરવામા આવેલ છે અને કયાંક ધ્યાનસ્થ બેઠેલ કોતરેલ છે. દરેક મૂર્તિ નીચે તિર્થંકર નામ સૂચક ચિન્હ (લાછન) જોવામાં આવે છે. ઘણાં ખરી મૂર્તિઓ ત્રણ ત્રણ અથવા ચાર ચારના સમુહમાજ કોતરેલ છે. ઉપરના ભાગમાં તથા મૂર્તિઓની બાજુબાજુ ન્હાના ન્હાના સુંદર ઘણાજ દશ્યો કોતરેલ છે. મૂર્તિઓથી કંઇક દૂર ભક્ત જનોને બેસવા માટે માંકડા જેવુંજ પથરનું કોતરેલ હોય છે.

ઉરવાહી ખાણમાંજ દૂર જતાં ફક્ત એકાદ બે જોવા લાયક દશ્યો છે. એક આઠ ફીટ લંબાઇની નિદ્રાભૂત વનિતાની મૂર્તિ છે. તેની બાજુમાં ત્રણ મૂર્તિઓ છે. જે એક બાળક, તેની માતા તથા પિતા હોય એમ જણાય છે. આ ચોવિસમા તીર્થંકર શ્રી મહાવીર, ત્રિસલા દેવી તથા વિખ્યાત સિદ્ધાર્થ રાજા છે.

ઉપરોક્ત સ્થળ આપણા મહાન ભારત દેશમાંના અનેક પ્રાચીનકળા દર્શક ભવ્ય ઐતિહાસિક સ્થાનોમાંનું એક છે. આવા અનેક પ્રાચીન રમ્ય સ્થળોનું અસ્તિત્વ છતાં

શોચનીય એજ છે કે આપણા આર્ય બંધુઓએ જોઇએ તેટલા પ્રમાણમાં અદ્યાપિ પર્યંત સંશોધનાર્થે કાંઇ પણ પ્રયાસ કરેલ નથી. એનું પરિણામ એજ આવે છે કે એ સ્થાનો અસલના આર્યોની મહત્વતા અને તે સમયની શ્રેષ્ઠતા જે આજે હજારો વર્ષો થયા જાળવતા આવ્યા છે તેનું દિગ્દર્શન કોઇને કરાવી શકતા નથી ! આર્યબંધુઓ હજી પણ જો આવા સ્થળોનું સંશોધન કરવા તત્પર થાય, તેઓની શ્રેષ્ઠતા સમજવા ભાગ્યશાળી થાય, શિલ્પકળાદિ જોવાથી પ્રાચીન આર્યાવર્તની ગૌરવતા સમજી શકે અને આર્યાવર્તને ફરી નવું બનાવવા ઉત્કૃષ્ટ ઇચ્છાના બી તેઓના કોમળ અંતઃકરણમાં વવાય તો નિશ્ચય આ દેશનું પરિવર્તન થયું સમજવું. આધુનિક પ્રજા જો આવા સ્થળોનું ફક્ત સંશોધન કરવા જ તત્પર થશે તો અવશ્ય ભવિષ્યની પ્રજા ફક્ત શોધન નહિં કિંતુ તેવી શિલ્પકળાદિનું અનુકરણ કરવા પણ શક્તિમાન થશે ! ઇશ્વર એવો સમય ત્વરિત લાવે એજ પૂર્ણ પ્રેમથી પરમેશ્વર પાસ પ્રાર્થના છે.×

# સુધા.

( લેખકઃ—રા. જગન્નાથી. )

ગઝલ.

સુધાની અંજલિ ભરને, જ્ઞાનામૃત ઝરણમાંથી.
કરીને પાન પ્રીતિથી, સફલ કર દેહ માનુષનો.

સત્યતા, ઐક્ય ને શાંતી, શૌર્ય, નિઃસ્વાર્થતા, ભક્તિ,
ભર્યાં ભરપૂર ભારતીમાં, ઉતારી લે કંઇક ઉરમાં.

કથીર પલટાય કાંચનમાં, મણીનો સ્પર્શ કરવાથી,
વિશ્વ જડ રોજ દેખાતું, દિવ્ય ચૈતન્યમય થાશે.

વિકસતાં વારિ વર્તુલો, પડયાથી કાંકરો સરમાં,
તદ્વત્ ક્ષુદ્ર દિલ ત્હારૂં, વિકસશે વિશ્વના સરમાં.

તરવું, ખેલ બહુ કરવું, તુચ્છ જે મત્સ્ય સાગરનું,
સમાવી આત્મમાં દેશે, અમિત ગંભીર સાગરને.

ભેદી અજ્ઞાનની ભ્રાંતિ, પ્રકાશે પ્રેમની પ્રભુતા,
હૃદયમાં તેજમય શાંતિ, અહો પુરૂષાર્થ સિદ્ધિ આ.

× આવા ઐતિહાસીક લેખો ફોટા સાથે છપાવવાની ઘણીજ જરૂર છે. એમ અમારૂં માનવું છે. લેખકો જો ફોટા મેળવવા પાછળ પ્રયાસ કરે તો ખર્ચ આપવા અમો તૈયાર છીએ.

તંત્રીઃ—ક. જૈ. મિ.



# સ્ત્રી સ્વાતંત્ર્ય.

લેખકઃ—રા. રણછોડદાસ દયારામ પારેખ.

મનુષ્ય કિંવા સ્ત્રી ઉભયને પોતપોતાના શારીરિક-માનસિક અને આત્મિક વિકાસ માટે સ્વતંત્રતાની આવશ્યકતા છે. કોઇપણ પ્રાણી બંધનમાં રહીને વિકાસ પામી શકતું નથી. જો આપણે દીર્ઘદ્રષ્ટિથી-લાંબો વિચાર કરીશું તો સ્હેજે માલમ પડશે કે, કુદરત પણ કોઇ પ્રાણીને બંધનાવસ્થામાં રાખીને તેનો વિકાસક્રમ થતો અટકાવવા રાજી થતી નથી અને તેથીજ જગતના પ્રત્યેક પ્રાણી-જીવ માત્રને, પોતાનું જીવન નિભાવવા જેટલી જેવી યોગ્યતા તેને તે પ્રમાણમાં સ્વાતંત્ર્યતાની અમુક હદ, ને દયાળુએ યોજી આપેલી છે, આમ છતાં જેઓ પ્રભુના કાયદાને માન આપતા નથી અને તેની પ્રેરણાથી ઉંધું વર્તન કરે છે તેઓને પોતાની ભૂલોના બદલ પ્રાયશ્ચિત અવશ્ય ભોગવવાં પડે છે. જગતની ઉન્નતિ વા અવનતિનો આધાર ઉપર્યુક્ત સિદ્ધાંત ઉપરજ અવલંબીને રહેલો છે; આમ છતા પુરૂષોના આશ્રય નીચે-પરતંત્રતામા રહી પોતાનું જીવન વ્યતિત કરતી આધુનિક ભારતીય મહિલાઓને પણ શું સ્વતંત્રતાની આવશ્યકતા નથી ! એવો કોણ હશે કે જે સ્ત્રીજાતિને સ્વતંત્રતાના હક્ક આપીને-તેઓની દરેક શક્તિઓને પરિપૂર્ણ રીતે ખિલવેલી જોઇ રાજી ન હોય ! દરેક મનુષ્યને ઉત્તમ-કેળવાયલી ગૃહિણી પ્રાપ્ત કરવાનો તીવ્ર ઉત્સાહ હોય છે; અને તેવી ગૃહિણી મેળવવા માટે ખાસ કાળજી રખાતી પણ જણાય છે, તથાપિ દૈવયોગે જો તેવી અનુકૂળ પત્ની મળી જાય તો પછી તેને સ્વતંત્રતામાં રાખવી કે કેમ ? અને કેવી સ્વતંત્રતા તેને માટે યોગ્ય છે ? તેનો લાંબો વિચાર-કાળજીપૂર્વક કરવાને ખાસ કોઇ લક્ષ્ય આપતું નથી. એ અત્યંત દિલગીરી ભર્યું છે.

સ્ત્રીજાતિ રત્નાગર સાગર જેવી છે. કુદરતની કૃતિના સંતાનો રૂપી મોંઘા રત્નો એ સાગરમાંજ પાકે છે અને તેથી તે પૂજ્ય છે; તથાપિ સાગરને પણ જેવી રીતે મર્યાદાનું પાલન કરવાનું કાર્ય ફરજ તરીકે સોંપાયલું છે તેવીજ રીતે સ્ત્રીજાતિને પણ મર્યાદાનું-સ્વધર્મનું રક્ષણ કરવાનું, દીર્ઘદર્શી શાણા શાસ્ત્રકારોએ હક્ક, ફરજ તરીકે નિર્માણ કરેલ છે. કહેવાની જરૂર નથી કે, જો સાગર અને સ્ત્રી ઉભય પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરીને-યથેચ્છ વર્તણુક આદરે તો પરિણામે પૃથ્વિનો પ્રલયકાળ નજદીકજ આવી લાગે !

## વિદેશીઓનું અંધ અનુકરણ.

ભારતવર્ષમાં પ્રાચિન કાળથી ધર્મને અને સ્ત્રીઓના પાતિવ્રતપણાને ખાસ પ્રાધાન્ય પદ અપાએલું છે; જ્યારે અન્ય દેશોમાં તેમ નથી. તે દેશોમાં, દ્રવ્યોપાર્જન કરીને જેમ બને તેમ વધુ સુખસ્વચ્છંદતા ભોગવવી એ સૂત્ર સ્વિકારાયું છે. અને આ સુખવૃદ્ધિ જેમ વધારે તેમ તે માણસ વધારે સભ્ય આવી ખોટી સભ્યતા દાખલ થવાથી લોકોમા દુર્ગુણો વધતા જાય છે વળી સ્ત્રીઓ માટે પણ ત્યાં સર્વ દરવાજા ખુલ્લા છે. જેવા હક્ક, જેવી વર્તણુક અને જેવી સ્વતંત્રતા પુરૂષો ભોગવે તેવીજ સ્ત્રીઓ માટે પણ ત્યાં સ્વિકારવામાં આવી છે. આનું ફળ એ આવ્યું છે કે અનાચારોનું પ્રાબલ્ય તે દેશોમાં ધમધોકાર વધતું જાય છે. સ્વામી વિવેકાનંદજી તેમજ સ્વામી સત્યદેવજી જેવા મહાત્મા પુરૂષો લાંબો સમય

પશ્ચિમાત્ય દેશોમાં રહી આવી તે લોકોની સમાજ વ્યવસ્થાનુ બારિકાઈથી નિરક્ષણ કરી આવ્યો છે. તે ઉભય વિદ્વાનો કહે છે કે, "યુરોપમાં સ્ત્રીસ્વાતંત્ર્યનો જુસ્સો એટલો બધો વહે છે કે, મોટી મોટી ઓફીસો અને જાહેર ખાતાંઓમાં સ્ત્રીઓને નોકરી કરવાનું-પાર્લામેન્ટમાં હક્કો આપવાનું-વકીલાત કરવાનું તેમજ દરેક દરેક વિષયમાં માથું મારવાનું એક જાતનું ભૂત ભરાયું છે. પોતાના પતિની હાજરી કે ગેરહાજરીમાં પરાયા પુરૂષ સાથે એકાંતમાં બેસી વાતચીત કરવાનો રિવાજ તો ત્યાં સાધારણ થઇ પડયો છે. સ્ત્રીઓને માથે કોઇનો ધાક નથી. આ કારણથી ત્યાંની સ્ત્રીઓમા દિનપરદિન વ્યભિચારો વધતા જાય છે, શિયળ ધર્મની કિંમત તો ત્યાંની સ્ત્રીઓ જાણે છે કે કેમ ? તે એક વિચારણીય પ્રશ્ન છે. આવો સુધારો યુરોપની રિદ્ધીસિદ્ધી અને કીર્તિને કઇ દેશે લઇ જશે તે પ્રભુ જાણે!" આપણા દેશના આ વિદ્વાનોનુ કથન કોઇને શંકા ભરેલું લાગે તો તે માટે ખુદ તેજ દેશના એક જાણીતા વિદ્વાન મીનોર. એ બી. આરમાન્ડો, કે જે ત્યાંની સ્ત્રીઓનુ રક્ષણ અને મદદ કરનાર મંડળીનો સભાસદ છે તે લખે છે કે-"યુરોપના ઘણા દેશોના માબાપોને પોતાની દિકરીઓ ક્યાં ગઇ છે, તેમની તેમને ખબર હોતી નથી. તેઓ જીવે છે કે મરે છે; તે સુદ્ધાં તેઓ જાણતાં નથી......એ છોકરીઓમાંની ઘણી પોતાનું જીવન અહીં ગાળે છે. કેવી રીતે જીંદગી પસાર કરે છે તે જોવુ હોય તો "કાલવાવેલ "નામના રસ્તામાં જઇ જુઓ આ લત્તાને "આંસુ અને લોહી" નો મહોલ્લો કહેવામાં આવે છે. અહીં તેઓ ખરીદાય છે અને પુનઃ વેચાય છે. પોતાના અનીતિમય જીવનથી પેદા કરેલા પૈસા માલેકોને આપી દેવા પડે છે.........જ્યારે તેમનું યૌવન નષ્ટ થાય છે, તંદુરસ્તી જતી રહે છે, શક્તિહીન બને છે, ત્યારે તેઓને હાંકી મેલે છે. કોઇ હોસ્પીટલ અથવા આશ્રમ તેમને સ્થાન આપે છે; નહિતર તેમની માઠી દશા થાય છે. આખરે રખડી રઝળીને તેઓ મૃત્યુને વશ થાય છે."

### ભારતની પ્રાચિન વ્યવસ્થા.

આર્યોના તત્વજ્ઞ શાસ્ત્રકારોએ ધર્મને અને સ્ત્રીઓના પાતિવ્રતપણાને પ્રાધાન્ય માનીને તેજ પ્રમાણે આપણે વર્તન કરીએ એવી રીતની વ્યવસ્થા, નિષ્પક્ષપાતપણે લખી ગએલા છે. તેઓએ ધાર્યું હતું કે "દૈવયોગે ભારતવર્ષની-હિન્દુસમાજની અવનતિ થવાનો પ્રસંગ આવશે; પરંતુ અમારા ઉપદેશેલા સત્ય માર્ગનું ભલેને અંધશ્રદ્ધા રાખીને પણ જો અહર્નિશ સેવન કરશે તો પુનઃ તેમની ઉન્નતિને આવો વિલંબ લાગશે નહિં; તેમજ સમાજ છિન્નભિન્ન થઇને વર્ણસંકરતાને પ્રાપ્ત થશે નહિં." અમારા ઋષિમુનિઓની આવી માન્યતા આજે નષ્ટપ્રાયઃ થઇ ગઇ. તેમના સુપુત્રો ધર્મશાસ્ત્રોને ઢોંગ અને તેના પ્રવર્તકોને ધુતારા કહીને સંબોધે છે. આ દેશમાં હિન્દુશાસ્ત્રોનું અને તેમાં બતાવેલા આચાર વિચારોનું જ્યારે આવી રીતે ખંડન થાય છે ત્યારે પાશ્ચાત્ય દેશોમાં એ શાસ્ત્રોનું વિધિપૂર્વક પુજન થાય છે. કારણ કે રાત્રિ દિવસ ત્યાંના વિદ્વાન શોધખોળ અત્યંત કષ્ટ વેઠીને વિજ્ઞાન દ્વારા જે નવીન શોધો બ્હાર પાડતા જાય છે તે બધી આપણા દેશમાં હજારો વર્ષ થયાં પળાતી આવેલી છે. આ ચમત્કારો જોઇને તે લોકો પોતાની બુદ્ધિ કરતાં હિન્દુઓના ઋષિ-મુનિઓની કલ્પનાને વિશેષ ધન્યવાદ આપતા જાય છે. આ

તે વખતમાં લોકોની વૃત્તિ પવિત્ર હતી. સમાજમાં નૈતિક અને ધાર્મિક બળ ઉત્તમ હતું વળી પોતાની પત્નિ સિવાય બીજી બધી સ્ત્રીઓને મા, બેન તરીકે ગણીને કોઈ પણ મનુષ્ય પાપબુદ્ધિથી-વિકારમય દ્રષ્ટિથી તેમના સામુ જોતા ન્હોતો. સ્ત્રીઓમા પણ તેવુંજ શુદ્ધ, નૈતિક અને ધાર્મિક ચારિત્ર્ય બળ હતું અને આ ગુણોને લીધે તો તેણીઓ પોતાનો દેહ શિયળને સારી પેરે સાચવતી હતી. મોટા મોટા ઋષિ-મુનિઓ પણ સ્ત્રીઓના પ્રભાવ આગળ થરથર કાંપતા હતા અર્થાત્ કોઇપણ મનુષ્ય તો શું પણ દેવોની એ મતા ન્હોતી કે તેઓની સ્ત્રીઓની સામે સ્હેજ પણ વિકારમય દ્રષ્ટિથી જોઇ શકે ! શું આજે આ દેશની સ્ત્રીઓ પ્રસંગ ઉપસ્થિત થતાં તે પ્રમાણેનું વર્તન ચલાવીને પોતાના દેહનું અને ધર્મનું રક્ષણ કરવા સમર્થ છે કે ? આપણે દિલગીરી સાથે માથું ખજવાળીને નકારમાંજ એનો ઉત્તર આપીશું; અને જો એમજ છે તો પછી તે જમાનાની સ્ત્રીઓના જેવી છુટ-સ્વતંત્રતા હમણાની સ્ત્રીઓને આપવાથી પરિણામ સારૂં આવશે ? ધારોકે કદાચ તેવા સ્વતંત્રતા આપીએ, પરંતુ હાલના જમાનાની લોકવૃત્તિ શું પહેલા જમાના જેવી વિશુદ્ધ છે ? સમાજમાંથી ઉત્તમ ચારિત્ર્યવાન કે જેઓ પારકી સ્ત્રીને મા, બેન સમાન ગણનારાઓ કેટલી સંખ્યા અસ્તિત્વ ધરાવે છે ? આ માટે એકજ દ્રષ્ટાંત લ્યોની ? થોડા વર્ષ ઉપર મુંબઇના સેવાસદનના અગ્રગણ્ય પુરૂષ શ્રીયુત્ દયારામ ગીદુમલ, જેઓ ઉત્તમ ચારિત્ર્યથી વિભુષિત હતા-પરમજ્ઞાની હતા અને ઉમ્મર પણ પ્રાય સાઠેક વર્ષની હતી ! તેઓ ઉર્મિલા નામની તેજ સેવાસદનમાં રહેતી વિધવા બાઇ જોડે (જેને લગ્ન પહેલા શ્રીયુત્ દયારામ "પુત્રી" કહીનેજ સંબોધતા !) કાંઇ પણ માર્ગ ન જડયો ત્યારે અંતે શીખ ધર્મ પ્રમાણે લગ્ન ગાંઠથી જોડાયા અને તે વાત પ્રાય દરેક માણસોના જાણવામાં પણ હશેજ. હવે વિચાર કરો કે ચારિત્ર્યવાન પરમજ્ઞાની વૃદ્ધ પુરૂષોને પણ હાલનો કળિયુગી જમાનો ભ્રમિત કરીને વિકારવશ બનાવી દે છે, તો જેઓમા જ્ઞાનનો અને શુદ્ધ ચારિત્ર્યનો અભાવ છે એવા સ્ત્રીપુરૂષોને વિના સમજ્યેજ પહેલાના જમાના જેવી સ્વતંત્રતા આપવામાં આવે તો, પાતિવ્રત—શિયળ ધર્મનું યથોચિત પાલન હાલની અભણ—સારા સારનો વિવેક ન સમજનારી હિન્દુ અબળાઓ શી રીતે કરી શકશે, તેનો સુજ્ઞ દેશહિતસ્વીઓએ વિચાર કરવો ઘટે છે. હા ! સ્ત્રી અને પુરૂષો ઉત્તમ ચારિત્ર્યવાળા થાય તેમજ પ્રસંગ આવતા પોતાના ધર્મનું—દેહનું રક્ષણ કરવામાં ખુદ વિષ્ણુ ભગવાનને પણ પરાજય કરવાની યોગ્યતાવાળા થાય તો જરૂર તેવી સ્વતંત્રતા આપો, પરંતુ જ્યાં સુધી તેવુ ઉત્તમ જીવન અને યોગ્યતા પ્રાપ્ત કરવામાં અસમર્થ છીએ ત્યાં સુધી સ્ત્રીઓને પોતાના અને આખા સમાજના હિતને ખાતર બિલકુલ અમર્યાદ સ્વતંત્રતાનો સ્પર્શ સુદ્ધાં ન કરવા દેવો

સેંકડો વર્ષ થયાં સ્વાર્થાંધ મનુષ્યોના અઘટિત બંધનમાં રિબાતી અને જે જે વાસ્તવિક હક્કો યોગ્ય છે તે પૂરતા પ્રમાણમાં ન મળવાથી—આધુનિક નિર્દોષ અબળા જાતિને જે અસહ્ય દુઃખમાંથી પસાર થવું પડે છે તે બીના કોઇનાથી પણ અજાણી નથી. તેવા અક્ષમ્ય બંધનમાં રાખવાને આર્ય શાસ્ત્રોએ કદી પણ ફરમાવ્યું નથીજ. આ લેખક પણ તે સામે સખ્ત પ્રહાર કરવાને વારંવાર પ્રયત્ન કરે છે. આ માસિકના ગતાંકમાં પણ મ્હારા તરફથી તે અયોગ્ય રૂઢિ સામે લખવામાં આવેલું છે. 'આ છતાં હાલની પરિસ્થિતિમાં સ્ત્રીઓ માટે કેવી સ્વતંત્રતા યોગ્ય છે? તેમજ તેઓ શી રીતે પોતાની ઇશ્વર તરફથી મળેલી ફરજોનું ચારિત્ર્યને કલંક ન લાગે એવી રીતે પાલન કરીને દેશની ઉન્નતિમાં અગત્યની મદદ કરી શકે ? એ જાણવું અતિ અગત્યનું છે એમ મ્હને લાગવાથી, ધર્મશાસ્ત્રોની આજ્ઞા, આ 'દેશનું હાલનું' વાતાવરણ વગેરેનો નિષ્પક્ષવૃત્તિથી નિર્ણય કરીને જે સત્ય લાગ્યું તે જનસમાજ આગળ રજૂ કર્યું છે. એમાં કોઇ પણ પ્રકારની સ્વાર્થ બુદ્ધિ રાખવામાં આવી નથી. આ લેખના આરંભમાંજ જણાવ્યું તેમ કોઇ પણ પ્રાણી સ્વતંત્રતામાં રહ્યા સિવાય વિકાસ પામી શકતું નથી. અને જો 'એમ બાબત છે' તો પછી સ્ત્રીઓ માટે પણ સ્વતંત્રતાની પ્રણાલિ શા માટે રાખવામાં ન આવી હોય ? સ્ત્રીઓ માટે સ્વતંત્રતા તો જોઇએજ પરંતુ કેવી સ્વતંત્રતામાં તેઓને ઉછેરવી તે માટે મનુ ભગવાન કહે છે કે:—

"સ્ત્રીઓને તેમનું પાલન કરનારે રાત્રિ દિવસ પોતાને વશ રાખવી; પરંતુ શાસ્ત્રમાં મના ન કરેલી એવી સહજ મોજ મઝામાં લાગેલી હોય તો તેમાં તેઓને સુખડું કરવા દેવું." હિન્દુશાસ્ત્ર સ્ત્રી સ્વાતંત્ર્યનું વિરોધી છે, એવું કહેનારાઓને મનુભગવાનના ઉપર્યુક્ત શબ્દો ધ્યાનમાં રાખવાની ભલામણ કરવામાં આવી છે. તે પ્રમાણેજ પહેલાંની આર્ય રમણીઓ, સતીઓ વર્ત્તન કરતી હતી. અંતમાં સવિનય પ્રાર્થના કે, આ લેખમાંથી જે જે વિચારો આપને ગ્રાહ્ય કરવા યોગ્ય જણાય તે તે વિચારોનો સ્વિકાર કરીને, તે પ્રમાણે આપણી માતાઓ-બ્હેનો તેમજ પત્નિઓને કર્ત્તવ્યશીલ બનાવવા પ્રયત્ન સેવશો તો ભારત દેશને અવનતિરૂપી ક્રુર કેસના પંજામાંથી મુક્ત કરવાના-દેશોદ્ધારના કાર્યમાં અગત્યની મદદ કરીને તે સાથે એક મ્હોટું પુણ્ય વ્હોરી લેશો. શ્રી જગત નિયંતા પરમેશ્વર અમારા ભારત વાસીઓને સત્યા સત્યનો નિર્ણય કરવાની અને જે ખરૂં લાગે તે વર્ત્તનમાં આણવાની સદ્બુદ્ધિ અર્પે; તેમજ આ દેશ ચારિત્ર્યબળ, ધર્મબળ, અને એવાજ બીજા સદ્ગુણોથી અલંકૃત થઇને સત્વર ઉન્નતિને પામે એવી અંતઃકરણની સાચી અભ્યર્થના પૂર્વક લેખક વિરમે છે.

---

ફાર્બસ ગુજરાતી સભા
તરફથી સપ્રેમ ભેટ

# હિન્દની દુર્બળ દશાના કારણો.

## હરિગીત.

સજ્જન તણા શુભ કાર્યને સન્માન કો દેતું નથી,<br>
કડવ શુકન કરખાઇને દઢતાથી કો કે'તું નથી,<br>
ખરચે નહિ પાઈ છતાં ધનવાન તે કહેવાય છે,<br>
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે.

ભારત તણા સંતાન થઈ ભક્તો તમે તેના નથી,<br>
પરદેશના ભક્તો થયા નિજ દેશની પરવા નથી,<br>
દેશી છતાં હરદમ વિદેશીના વખાણ ગવાય છે,<br>
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે.

નથી ભાન નિજ ભાષા તણું ભાષા અપર શિખાય છે,<br>
અભિમાન વિણ સંસ્કૃત અને ગુર્જરગિરા ગુચવાય છે,<br>
આડંબરે કક્કો શિખી વિદ્વાન થાવા જાય છે,<br>
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે.

બ્રહ્મચર્ય બળ હાથે હણ્યું કંઇ પાપ તેમાં ના ગણ્યું,<br>
અલ્પાયુષી દુર્બુદ્ધિ જન્મ્યાં બાળ બળ ત્યાંથી શમ્યું,<br>
પૂર્ણાહુતિમાં બાળલગ્ન વધી વધારો થાય છે,<br>
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે.

જોગી છતાં ભોગી બની ઠગવા ઉપાયો આદરે,<br>
કલ્યાણ આ ભારત તણું ભટકાયલાથી શું સરે,<br>
આડંબરે લોભાઇને આખર રખડતા થાય છે,<br>
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે.

વેપારીઓ વેપારમાં 'બસ વ્યાજ એજ કમાણી છે,'<br>
મહુ તો થશે ' એજન્ટ ' વાતો એટલેજ સમાણી છે,<br>
હુન્નર હજારો છે છતાં આળસ વિષેજ ગુંચાય છે,<br>
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે.

ઘર સાસુ વહુ તણુ જ્યાં યુદ્ધ નિત જાગ્યુ રહે,
એવા કુટુમ્બો દેશમાં શું ઐક્ય બળ પેદા કરે,
રક્ષણ નથી જ્યાં સંપનું લક્ષ્મી બધી લૂટાય છે,
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે

કથની કથે નવરાં થઇ સૌ મડળો ભેગાં મળે,
નહિ વાત કેળવણી તણી કે દેશ હિતની કંઇ મળે,
ધર્માંધતા વહેમીપણું આખર સુધીજ કુટાય છે,
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે,

ધર્મોપદેશક ધર્મનો ઉપદેશ જ્યાં દેતા નથી,
લક્ષ્મી તણા લોભે કરી શિક્ષા ખરી કરતા નથી,
વહેલ કૂવામા પછી ' કબુતર ' વસ્યાની નવાઇ છે,
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે.

નિશાળમાં બાળક તણું શિક્ષણ બધુ પરદેશીનું,
વળી ઘેર રસ્તે કે બજારે નામ પણ ઇગ્લીશનું,
ભારત તણી ગઇ ભારતી પરદેશમાં પૂજાય છે,
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે.

ખેતી કરે કૃષિકાર પણ છે લાભ સૌ પરદેશને,
રખડે બિચારા દેશીઓ એ ધન્ય (!) એજ ઉદ્દેશને,
તેની નથી દરકાર જ્યાં કાને કરો દેવાય છે,
તેથીજ આ દુર્બળ દશા આ હિન્દની દેખાય છે,

કરજો કૃપા સિંધુ દયા આળસ તજી વ્હારે ચડો,
દુર્ભાગી આ અમ હિન્દ માટે વિહગ પર સ્વારી કરો,
શાંતિ, શખ, ગદા ગ્રહી ઝટ આવ શુ જગાડવા,
મોહન કરે તુજ પ્રાર્થના સુત હિન્દનાજ જગાડવા.

મોહનલાલ જી પંડયા.



## હૃદય ભાવના.

સો સો દુઃખો શિર પર પડો જગનાથ સહેશુ સુખ થકી;
  કદિ મર્ણુ આવે આજ કે ચિરં જીવી થાઉ યદિ. (૧)
સ્મૃદ્ધિ અને વૈભવ તણા કંઇ લહાવ પામુ કે નહિ;
  વળી અન્ય કો આશા મળો કે ના મળો અવધિ લગી. (૨)
સર્જન સહુ નરનારને મત ફરજનું દીધું વિધિ;
  તો દેશના બંધુત્વને ના છોડવુ કદિએ ભૂલી. (૩)
સત કાર્ય કર્તા સર્વને આપદ શિરે આવે ઘણી;
  ફાવ્યા જનો સત્યાગ્રહી છે આત્મશ્રદ્ધા એ થકી. (૪)

જમનાદાસ ખુશાલદાસ બ્રહ્મભટ્ટ.

## બેવફા આશકને

ગઝલ.

અમે દીલબર દીવાના તું થઇ તુજ વસ્લમાં મશગુલ;
કદર નહિ તું જરા જાણે બને શું બેવફા હરદમ.

દીધા કઇ કોલ આ દિલને અજબ ખાહેશ ભર રાખી;
નાહ ઉમેદ બર આણે બને તું બેવફા હરદમ.

સીતમગારી કરી ઝાલીમ અયે તુજ મોહબ્બતે ખંજર;
થઇ બેજાન છતાં જાને બને શું બેવફા હરદમ

બન્યો ગારીબ મુસાફર તું તજી રાહે સનમ જીગર;
થઇને મસ્ત મસ્તાને બને તું બેવફા હરદમ.

ગુમાવ્યો નેકીનો દામન બદીની ઝીન્દગાનીમાં;
ઝુકાવ્યું સર તેં બુતાને બને શું બેવફા હરદમ.

જહાંના એશો અશરતને કર્યા રૂખસત હમે દીલથી;
ના આસાયશ દિલે માને બને તું બેવફા હરદમ.

ગમીરીની ફરામોશી કરી મે આ ફકીરીથી;
ફરે તન્હા બીયા બાને બને શું બેવફા હરદમ.

શમાની રોશની ઉપર અઝીઝ જાને ચું પરવાના;
કરે આ જાન કુરબાને અને તું બેવફા હરદમ.

નહિ પરવા બેદરકારી કરી અખ્ત્યાર અમે દિલબર;
કહું ક્યા આ શિકાયતને બને શું બેવફા હરદમ.

રહમદીલી કરી મુજ પર લઇ પેગામ આ દિલનો;
કરીમા ! કહે તું આશકને બને તું બેવફા હરદમ.

રમણ.



# કચ્છનો સંદેશ.

અથવા

# મારૂં એક સ્વપ્ન.

(લખનારઃ—શા. કોટવાલ.)

રાત્રિના અગીઆર વાગી ગયા હતા કૃષ્ણપક્ષ હોવા છતાં આજે હજી દ્વિતીયા હોવાથી અત્યારે ચંદ્ર-પ્રકાશની કાંઈ ન્યુનતા નહોતી. હમણાં હું મુંબઇ આવવા માટે નીકળેલો હોવાથી B S N Co ની સ્ટીમર પર હતો. મધરાત થયા છતાં નિદ્રાદેવીનું આગમન નહીં થવાથી ચંદ્ર કિરણોની સાથે ગેલ કરતા-રમતાં જળતરંગોને નીહાળતો હતો. દરેક તરંગ ઉન્મત્ત હસ્તિની પેઠે ઉછળીને સ્ટીમર સામે આક્રમણ કરતું હતું પરંતુ તેને, પોતાના સામર્થ્યનું ભાન નહીં રહેવાથી તે આવતાની સાથે અથડાઇ ચૂરેચુરા થઇ જતું હતું. મને આ તરંગ-લીલા જોવામાં કોઇક આનંદ આવવાથી બાજુએ પડેલા બાંકડાપર બેસી તે જળ ક્રીડા જોવામાં નિમગ્ન થયો. જોતાં જોતાં નિદ્રાદેવીના મોહવશમાં પડી, જાગૃત સૃષ્ટિને છોડી, સ્વપ્નસૃષ્ટિમાં વિચરવા લાગ્યો.

"મે સ્વપ્નમાં શું જોયું. ?"

એક અતિકૃશ અર્ધનગ્ન મનુષ્યાકૃતિ ! તેના શરીરમાંથી રક્ત માંસ સુકાઇ ગયાં હતાં.માત્ર અસ્થિચર્મનું અસ્તિત્વ હતું. તેણે આવતાં મને કાન પકડી ઉભો કર્યો. હું તેને 'તું કોણ છે ? અને આ શું કરે છે ?' એમ પુછવા ઓષ્ટ ઉઘાડતો હતો એટલામાં તેણે એક તમાચો ખેંચી કાઢ્યો, અને મારા તરફ તીક્ષ્ણ દ્રષ્ટિપાત કરતાં તેણે પોતાની મુખ પણ કર્કશ વાક્ધારા પ્રવાહિત કરી. તેણે કહ્યુઃ-"અરે દુષ્ટ ! તું મારી આવી દુર્દશા અનેકવાર જોઇ જતાં છતાં તારા વિદેશમાં વસતા દેશ બંધુઓને કહેતો નથી ? જો, સાંભળ ! અત્યારે હું તને જે કાંઇ કહું તે ત્યાં જઇ તારા દેશ બંધુઓને અવશ્ય કહેજે."

'મારા રક્ષકો (ઠકરાડઓ)

હવે મારી રક્ષા કરવા જેવી સ્થિતિમાં રહ્યા નથી. તેમણે અજ્ઞાનતાને લીધે આળસ અને બીજા અનેક વ્યસનોને આધીન થઇ પોતાનું શારીરિક અને માનસિક બળ બહોળા પ્રમાણમાં ગુમાવ્યું છે એટલુંજ નહિ પણ પોતાની આજીવિકાના સાધન-ગામ-ગરાશ પણ ગરાણે મૂકી દઇ અત્યારે તેઓ ઘણા પ્રમાણમાં રંક થઇ ગયા છે. તેમને ખાવા પૂરતું અન્ન મળતું નથી. તેમની સ્ત્રીઓ ઘરમાં સાત શું પણ સીત્તેર થીગડાંવાળાં વસ્ત્રોથી પોતાની લજ્જા નિવારણ કરે છે-તેમનામાં ઓઝલ-પડદાની પ્રથા હોવાથી તેમની સ્ત્રીઓથી ઘર બહાર નીકળાતું નથી તેથી તેઓ બિચારીઓ પોતાની દરિદ્રતા નિવારવા શું કરે ! કોઇ

કહેરો કે "તેમણે ઘરમાં બેઠાં દાણાં દળવાં, લુગડાં સીવવાં, ભરત ભરવાં, કે ગુંથણાં ગુંથવાં" આ વાત ખરી છે પણ આવાં ઘરમાં બેઠાં થાય એવાં કામો મુંબઈ-કરાચી કે કલકત્તા જેવાં મોટાં શહેરોમાં મળે કે જ્યાંની ગૃહસ્થ સ્ત્રીઓમાં કેટલીક આળસુ અને કેટલીક પોતાનાં એવાં અને તેમના સ્વામીઓ તેવાં કામ પૈસા ખરચી કરાવવા સમર્થ હોય છે—ત્યાં તેમ થાય પણ ગામડામાં તેમ થઇ શકે નહીં, ત્યાં ઘણે ભાગે શ્રીમંત કે ગરીબ સર્વ સ્ત્રીઓ આવાં કામ પોતેજ કરે છે. કદાચ જો કોઇ આવાં કામ પૈસા ખરચી કરાવતું હશે! તો તે પણ આ રજપુત વર્ગને તેવાં કામ સોંપતા પહેલાં તેમનાં તામસી જાતિય સ્વભાવથી તથા તેમની દીન-હીન-મલીન કંગાળ દશાથી ડરે છે, તેને એમજ થાય છે કે જો એ ખાઇ જાય તો કરવું શું?" એમને આપણાથી પહોંચાય નહીં તેથી "સર્વ જાતનો સંગ કરો પણ ટીટાં મુકો ટાળી" એ સુત્રને અનુસરે છે. જ્યાં મારા રક્ષણ માટે આવા વિચાર હોય ત્યાં તેમની મહેનત-મજુરી કરવા છતાં પણ દરિદ્ર સ્થિતિ કેમ સુધરે! તેઓ રાજવંશીઓ-રાજબંધુઓ જનાં અત્યારે અતિ કઢંગી સ્થિતીમાં છે. તેમની આ સ્થિતી સુધારવા રાજ્ય તરફથી કોઇ પણ પ્રકારનાં ઉપાય લેવામાં આવતાં નથી. રાજ્યે જો તેમનાં હિતનું કાર્ય કર્યું હોય તો તે માત્ર એજ છે કે તેમને દીકરીઓ મારવાની ઘાતકથી અટકાવ્યા છે. વળી આ પાપ તેઓ ન કરી શકે તેના માટે પુરતી ચોકસી રાખી છે. તેઓ દીકરીઓ મારી નાખતા હતા તેનું મૂળ કારણુ તેમનું કુળાભિમાન હતું પણ ત્યાર પછી તો મુખ્યત્વે દરિદ્ર જ હતું. તેઓ દરિદ્રતાને લીધે દીકરીને પરણાવીને દાયજો આપવા અસમર્થ હતા તેથી મારી નાખતા હતા. હમણા તેમને દીકરીને પરણાવવા માટે રાજ્ય તરફથી ચોક્કસ રકમ અપાય છે પણ તે રકમથી તો ખાંડુ લઈ આવનારનું વાટ ખરચ પણ માંડ પુરૂં થાય છે. રાજની આ મદદ, સહાયતા કે દાન તેમને રોટલી આપી ભીખારી રાખવા જેવું છે. આ દાનથી તેમની દરિદ્રતા ટળતી નથી તેમને અત્યારે એવા પ્રકારનાં દાનની જરૂર છે કે જેથી તેઓ પોતાના ગયેલાં ગામ ગરાશ મેળવવા સમર્થ થાય અને પોતાનું "રાજવંશી" તરીકેનું ગૈરવ કે કુળાભિમાન ક્યાં સુધી સાચવી શકશે? તેનો વિચાર તેની મનનિના જાત્યાભિમાની સમર્થ અને સુજ્ઞ પુરૂષોએ કરવો જોઇએ અત્યારે ચાર ચમાર ઢેડ જેવી જાતિઓમાં પણ પોતાની જાતિને ઉન્નત કરવા પ્રયત્ન કરનાર બહાર પડે છે પણ એમની જાતિમાં કોઈપણ પ્રયાસ કરનાર જોવામાં આવતો નથી. તેમનું રાજવંશીય માન જાળવનારી કોર્ટનો પણ ઘણા થોડાને લાભ મળે છે. બાકી ઘણાને તો ખાલસા કોર્ટમાં તેમની અજ્ઞાનતા અને દરિદ્રતાને લીધે ખાસડાં પાસે બેસવું પડે છે. અને ત્યાં પોતાનાં મુદ્દા પુરવાર કરવા જેટલું જ્ઞાન નહીં હોવાથી તથા તેમની વર્ણસંકર ગુજરાતી ભાષા ન્યાયાધીશના સમજવામાં પુરી નહીં આવવાથી અનેક રીતે અપમાન અને હારમારી ભોગવે છે. તેમણે પોતાનું સર્વ ગુમાવ્યું છે, પણ સ્વાભિમાન ગુમાવ્યું નથી. તેઓ પોતાનાં સન્માન કરનાર માટે પ્રાણ આપે અને અપમાન કરનારનાં પ્રાણ લે એવા છે. તેઓ આવી દરિદ્ર સ્થિતિમાં પણ એવા ઉદાર છે કે તેમની પાસે કાંઇ પણ હોય તો યાચક નિરાશ જતો નથી. આવા આર્થિક સ્થિતિમાં દીન પણ અંતઃકરણના ઉદાર લોકોને ઉન્નત્યમાં લાવવાથી અવશ્ય લાભ છે. તેમણે કદાચ પરદેશથી આવેલા કોઇ ગર્વિષ્ઠ શ્રીમાનોનાં મન પોતાનું સ્વાભિમાન

જાળવવા ખાતર ડુબાવ્યાં હશે ? પણ તેમના એ દોષ પ્રતિજ દ્રષ્ટિ એ સજ્જનતા નથી." દોષ પ્રતિ દ્રષ્ટિ કરવી એ દુર્જનતા છે." તેમણે પૂર્વકાળમાં પોતાનાં બાહુબળથી તમારાં જાનમાલનું રક્ષણ કર્યું છે.' અને હજી પણ જો તેમનામાં બળ હશે તો કરશે. બીજાથી થવાનું નથી. માટે એમનાં ગુણો પ્રત્યે દ્રષ્ટિ રાખી તેમની સ્થિતિ સુધારવા માટે યત્ન કરવાનું મારા રક્ષકના કલ્યાણ માટે અવસ્ય કહેજે. વળીઃ—

## મારા પોષકો (ખેડુતો).

હવે મારા પોષણ પુરતું અન્ન ઉત્પન્ન કરી શકતા નથી. 'મને લગભગ અર્ધું ખાવાનું મારો મોટો ભાઇ બ્રહ્મદેશ આપે છે. પણ તે હવે આવા ઘોર યુદ્ધના સમયમાં પોતાની પરાધીનતાને લીધે ક્યાં સુધી આપી શકશે એ કહેવું કઠણ છે. કારણ કે તેનાં સ્વામીને અત્યારે વિપુલ અન્નની અત્યંત જરૂર છે.' વળી મને પણ તેની પાસે વારંવાર માગવા જતાં શરમ થાય છે. તે મને હમેશાં પુછે છે કેઃ—" તારો આટલો બધો વિશાળ પ્રદેશ છતાં તું તારા પોષણ પૂરતું અન્ન કેમ મેળવી શકતો નથી ? " પણ તેને કેમ કહું કે મારા કૃષિકારો (ખેડુતો) પરદેશ જઇ પાછા આવતા નથી. તેમને મારી પાસે આવી સાદું જીવન ગાળવું ગમતું ન હોવાથી તેઓ આવનારજ નથી અને જો કદાચ આવે છે તો તેમને મારૂ શુષ્ક શરીર અને મારાં ગરીબ મેલાં લુગડાંવાળાં, મહેનતુ આડમ્બર વગરનું જીવન ગાળનાર, સ્વાભિમાની, ખોટી ખુશામદ નહી કરનાં, પુત્રોને જોઇ કંટાળો આવે છે. મારી પાસે આખા ભારતવર્ષનું કોઇ ધન પૂર્વથી પશ્ચિમમાં અને ઉત્તરથી દક્ષિણમાં ખેંચી જઇ સમુદ્રપાર નાખી આવનારને સગવડ આપનારી રેલ્વે નથી. મારી પાસે બનાવટી સુખ આપનારાં વિદેશીય કોઇ પણ પ્રકારનાં સાધનો નથી. મારી સાધન સંપત્તિમાં માત્ર શુદ્ધ હવા અને પાણી છે તેથી તેમને સંતોષ થતો નથી. તેઓ મારી છાતી ઉપર લોઢાનાં પાટા જડી મારાં શરીરમાં રહેલાં તત્વો (ખનીજો) નો લાભ તેમને લેતાં આવડતું નથી તેથી બીજાઓને લેવા દેવા માટે શોર-બકોર કરે છે. મારા શિવાયના હિન્દુસ્થાનનાં અન્ય ભાગોમાં રેલ્વે થવાથી અને ખનીજો પરદેશીઓને કાઢી લેવા દેવાથી શો લાભ થયો છે ? કરોડો ટન લોખંડ ખોવાઇ જવા છતાં એક સોય માટે પણ પરાધીન રહેવું પડે છે. તો પછી તે ખોદી કાઢવાથી લાભ કોને થયો છે ? મારા સત્વોનો બીજાઓ લાભ લે તેમાં લાભ કે હાની કોને છે તે હું અને મારો સ્વામી સારી રીતે સમજીએ છીએ. પણ તે વિદેશમાં વસનારાઓ અનેક રીતે અત્યારે હાડમારી ભોગવે છે છતાં સમજતા નથી. તેઓ માત્ર મારા તેમની અજ્ઞાનતાથી દેખાતા દોષો માટે તિરસ્કાર બતાવવાનું સમજે છે. આ બધું મારે કેવી રીતે કહેતાં ફરવું ? મારા દીન ખેડુતો એટલા અજ્ઞાન છે કે તેઓ પોતાને પડતાં સર્વ સંકટો મુગે મોઢે સહન કરે છે. તેમને સંકટમાંથી કેમ છુટવું તે મારા ડાહ્યા કહેવાતા દીકરાઓમાંથી કોઇ પણ શીખવતું નથી. તેથી " એ બિચારા અજ્ઞાનીઓની શી દશા ? " જ્યાં તેમનાં પોતાનાં બાળબચ્ચાંને ખળાંમાં ધાન હોવા છતાં ખાવા મળતું નથી ત્યાં મને પૂરૂં પોષણ—ખાવાનું ક્યાંથી મળે ? તેમને વર્ષની આખેરીએ ખાવા માટે ધાન હોતું નથી તેમ કેટલાક પાસેતો વાવવાં માટે બીજ પણ હોતું નથી તો પછી અનાજ તૈયાર થાય ત્યાં સુધી ખાવાનું

ક્યાંથી હોય? તેમને પોતાનાં પોષણ, માટે તથા બીજ માટે ધાન હોતું નથી ત્યારે તેઓ સાહુકારોને ખળામાંથી નવું ધાન બમણું કે ત્રમણું આપવાનાં દસ્તાવેજ કરી આપી તે પોતાના પેટનો ખાડો પૂરવા તેમની પાસેથી અન્ન મેળવે છે અને જ્યારે ખળામાં નવું ધાન તૈયાર થાય છે ત્યારે તે લેણદાર લુટારાઓ તે બિચારાઓનું સર્વસ્વ તેમની અજ્ઞાનતા અને સાધનહીનતાને લીધે કાયદેસર લુંટી લે છે. વળી એ લુટારાઓ ખળા ભરાવવામાં વિલંબ થાય તો મહુજ પજવે છે. તેમની પજણીમાંથી છુટવા ખેડુનો ખળાં વહેલાં ભરાવવા માટે કાયદેસર શું માર્ગ લેવા જોઈએ તે જાણ્યાના ન હોવાથી "દામ કરે કામ" એ કહેવતને અનુસરી અધિકારી દેવ પાસે નૈવેદ્ય ધરે છે ત્યારેજ અનાજ કોઠીમાં આવે છે. હવે આમા ગુન્હેગાર કોણ? લાંચ આપનાર કે લેનાર? એ વિચારવાનું છે. એવા લોકોની પાસે ભવા-જુગની કદર નથી તેઓ એવા જડ છે કે ખુંદાને ભેંશ આપે અને બન ને શાક માટે ભાજી આપવા પણ ઉદાર થતા નથી તેથીજ તેઓ આ બધી હાડમારી ભોગવે છે તેમનાં આ બધા દુઃખોનું કારણ તેમની અજ્ઞાનતા છે. તેમનાં એ દુઃખો હરવા માટે કેટલાક મારા પરદેશી પુત્રો માના સ્વામી ઉપર અને તેના સેરો ઉપર બળાવો કરે છે પણ તેમનો તે બળાવો સેંકડો ગાઉ દૂરથી તેમનાં કાનોજ માલણો. તેથી મારા પોષ્યોનાં દુઃખ દૂર થશે નહીં તેમનાં દુઃખો દૂર કરવા તેમને જ્ઞાન અને સાધન આપવાની જરૂર છે તે આપવા માટે જરૂર કહેજો.

## મારા શોધકો (કારીગરો).

હવે મારૂં ગૌરવ વધારે એની શોધ-ખોળ કરી શકતા નથી આનું કારણ તપાસતાં તેમની કારીગરીને ઉત્તેજન આપવાની અનાશક્તિ છે તમને ત્રણ વર્ષમા ફાટી જાય એવું શુનંસ વીશ કે ત્રીસ રૂપીએ લેવું સસ્તું લાગે અને તમારી અર્ધો ઉમ્મર સુધી ચાલે એવો ચોખી ઉનનો ધાબળો (ખથો) વીશ કે ત્રીશ કોરીએ લેનાં મોંઘો લાગે, એક વખત પાણીમાં પલળ્યા પછી પહેરવામાં નાલાયક થાય એવાં જાપાની કે ચીનાઈ રેશમી લુગડાં તમને ચાર રૂપીએ ગજ લેવા પરવડે અને અનેકવાર ધોવા છતાં ફાટી જવા સુધી પહેરવા લાયક રહે એવાં ગાદપોત-અતલશ જેવા દેશી રેશમી લુગડાં ચાર કોરીએ ગજ લેતા ન પરવડે એ તો તમારી દેશી કારીગરોને ભુખે મારવાની અને પરદેશી કારીગરોને ઉત્તેજન આપવાની ઇચ્છા સિવાય બીજું શું છે? મારા સ્વામીએ દેશી કારીગરીને ઉત્તેજન આપવા પરદેશી માલપર જગાત નાખી છે તે તેમને અત્યારે શસ્ય સમાન ખુંચે છે અને પરદેશી પાકે-તૈયાર માલ દેશમાં લાવવાનું પૂરે રૂપે છે આ તમારી રીત મને કારીગરો વગરનો કરવાની છે. એતાન દેશી કારીગરોનું કામ સફાઈદાર મુંવાળું થતું નથી તે ખડબચડુ શરીરને છોડી નાખે એવું કઠ્યું હોય છે આવી ફરિયાદ ઘણા સુંવાળા શરીરવાળા કરે છે આ વાત ખરી છે. પણ તે કારીગરોનું કામ નરમ-સુંવાળું-શોભીતું સફાઈદાર થાય તેમ કરવા માટે કોઈ કારીગરને સંગવડ કે સહાયના આપી છે? તમને જેવા રંગની, જેવી સુંવાળી, અને જેવી આકૃતિની વસ્તુઓ જોઈએ તે લાવી તેમને બતાવો અને તેવી કરવા માટે તેમને સમજાવો અને સમય તથા સંગવડ આપો તો જરૂર તેઓ તેનું અનુકરણ કરી તેવી વસ્તુ બનાવી આપશે. તમે મુંબઈના શેઠની પાસે

તરેહવાર દાગીનાં ઘડાવો છો પણ તેવા દાગીના દેશમાં ક્યારે ઘડાવ્યા છે ? તેને કોઇ નવો નમુનો કરવા કહ્યું છે ? પરદેશમાં પાંચ-દશ લાખ રૂપીઆ ખરચી બંગલાઓ બંધાવો છો પણ એવા કેટલા બંગલા બાંધી દેશના કળીઆને પોતાની કળા-કુશળતા બતાવવાની તક આપી છે ! તમે લાખો કમાવી બીજા દેશને રૂપાળો અને સંમૃદ્ધ બનાવો છો પણ મને તેવો કેમ કરતા નથી ! જો મને સમૃદ્ધ અને રૂપાળો જોવા ઇચ્છા હોય મારા માટે તમારા અંતઃકરણમાં દેશાભિમાન હોય તો હવે મારા કારીગરોના કલ્યાણ માટે કંઇક કાર્ય કરશો એટલું મારા શોભારૂપ કારીગરોનાં કલ્યાણ માટે તેમને કહેજો.

હું ઉપર પ્રમાણે મારા રક્ષક-પોષક અને શોધક પુત્રોની દુર્દશાથી દીન-હીન મલીન દેખાઉં છું. એ મારા દીકરાઓ દુઃખી થવાનું કારણ તેમની અજ્ઞાનતા છે. તેઓ પોતાનાં દુઃખો પોતાની મેળે નિવારી શકે એટલા કેળવાય તેટલા માટે તેમને શરૂઆતમાં કેળવણીની જરૂર છે. જો તેઓ કેળવાયલા-ભણેલા હશે તો ઠકરાઇઓ પોતાનાં હક ન્યાયપૂર્વક લઇ તે માટેનું પોતાનું કર્તવ્ય બજાવશે. ખેડુતો પણ હીસાબ કીતાબમાં સમજતા થવાથી આગળથી લીધેલા ધાન બમણા ત્રમણા લખી આપતાં વિચાર કરશે વળી ખળાં ગોડાં ભરાવાનું દુઃખ રૂશવત આપીને ટાળવાને બદલે ન્યાયપુરઃસર ટાળશે, અને પોતાના હક દેશશિરસ્તાને અનુસરી લેશે અને લેશે. તેમ કારીગરો પણ પોતાના હુન્નર-કળાના જ્ઞાનમાં સુધારો અને વધારો કરી શકશે. તેમને કેળવણી ઉપરાંત ઉત્તેજનની બહુજ જરૂર છે. તે વધારવા માટે વિનંતી કરજો. આ કામ કરવા માટે વિદ્વાનોની વિદ્યાની, બુદ્ધિમાનોની બુદ્ધિની અને ધનવાનોના ધનની બહુજ જરૂર છે. આ પ્રમાણે કેળવણી વધારવાના અને કારીગરીને ઉત્તેજન આપવાનાં કાર્યમાં રાજ તરફથી કશી અડચણ થવા સંભવ નથી અને છતાં જો મારા મંદભાગ્ય થાયતો તે વખતે ઘણાજ મોભાવાળા-પ્રતિષ્ઠિત માણસોએ મોટી સંખ્યામાં દેશપતિને રૂબરૂમાં વિનંતી કરી ખુલાસો તાત્કાલિક મેળવવા આગ્રહી બનવું જોઇએ. આ કામમાં વાયદા ગમે તેવા મીઠા ભલે આપનારા હોય તોપણ ભુલવા ન જોઇએ. જે કામ નમ્રતાથી થાય છે તે કદી પણ સાચી ઉદ્ધતાઇથી થતું નથી એ ધ્યાન રાખવાનું છે.

મારા ધનવાન પુત્રોને કહેજો કે જેમ પાશ્ચાત્ય લોકો જગતમાંથી પૈસા પેદા કરી પોતાના ઉત્પાદક દેશ જન્મસ્થાનને અર્પણ કરે છે. (ત્યાં જઇ વાપરે છે) તેમ તમે પણ મને અર્પણ કરો. જેમ તેઓ પરદેશમાં પરિશ્રમિત થયા પછી વિશ્રાંતિ માટે સ્વદેશ જાય છે. તેમ તમે પણ તમારા ગોઝા-મગજ અને શરીરને શ્રમ મુક્ત કરવા માટે-શાંતિ ભોગવવા માટે સ્વદેશ આવો. આપણે ઉભયના સમાગમથી પરસ્પર સુખ દુઃખ જાણી શકીશું અને તેથી સુખ વધારવા અને દુઃખ ઓછાં કરવા યત્ન કરી શકીશું. આ બધું

અવિસ્તાર કહેજે. જો જુવતો નહી? નહી તો આ જુવે છે કે ? તેણે મને પુનર્પિ તમાચો ઉગામી બતાવ્યો અને હું કંઇ બોલું સાર પહેલાં હુંકારની ગંભીર ગર્જના કરી જેથી મારી આંખ ઉઘડી ગઇ. ।સાર।પછી લખવાના સાહિત્ય વડે આ વૃતાંત લખી આ રાજા અને પ્રજાના પ્રિય બાળ માસિકમાં સર્વનું ધ્યાન ખેંચવા અર્થે પ્રસિદ્ધ કર્યો છે. શું આ મારા સ્વપ્નનો વૃતાંત વાંચી મારા દેશબંધુઓ પોતાના દેશનો સદેશ સાંભળશે કે ? તેની દુર્દશા ટાળવા કંઇ પ્રયત્ન કરશે કે ? x"



"આપણા કુટુંબના થોડાં માણસો માટે આપણે રાત્રિ દિવસ જીવતોડ શ્રમ વેઠીએ છીએ, તેમના સુખ માટે અથાગ મહેનત કરીએ છીએ; તેજ પ્રમાણે આપણે સર્વે એકજ દેશના એક મોટા કુટુંબના કુટુંબી જનો છીએ, એકજ છત્ર નીચે રહીએ છીએ, અને જીવન રથ ગબડાવીએ છીએ એમ દ્રઢપણે માની આપણી કોમ અને આપણા દેશના હિત–લાભ અને અભ્યુદય માટે યથાશક્તિ ભોગ આપતા ચૂકવુ ન જોઇએ. સર્વના હિતમાં આપણુ હિત છે, સર્વના લાભમાં આપણો લાભ છે અને સર્વની ઉન્નતિમાં આપણી ઉન્નતિ છે. માટે ધનવાનોએ ધનથી, વિદ્વાનોએ વિદ્યાથી અને સજ્જનોએ પોતાનામાં રહેલી સજ્જનતાથી દેશ અને કોમનું હિત કરવા પ્રયત્ન કરવો જોઇએ "

શ્રીમાન શેઠ લખમાભાઈ નરસિંહ નાયક.

---

"આ કટોકટીના સમયમાં–આ અસહ્ય મોંઘવારીના વખતમાં તમારી જરૂરીઆતો ગજા ઉપરાંત ન વધારો. મર્યાદામાં રહી વર્તવામાંજ આનંદ છે. કહેવત છે કે 'તમારી જરૂરીઆતો વધારો અને દુઃખનો રોપલો ઉપાડો.' ( Increase your wants and you are miserable in life *Marie Carrelli* ) જરૂર કરતાં વધારે ખર્ચ કરવાથી–નવી હાજતો પેદા કરવાથી, દુઃખનું વાદળ ચઢી આવે છે, સંકટ તેમજ શેકની અસહ્ય વૃષ્ટિ થાય છે, અને ચિંતામાં સડી મરવુ પડે છે."

શ્રીમાન રતનચંદ તલકચંદ માસ્તર.

---

x આ સંબંધમાં શ્રીમાન કચ્છ–નરેશ સર ખેંગારજી સાહેબ ઘણું કરી ચુકે તેમ છે. જ્યાં સુધી પોતે દિવાનથી કરી માસ્તર સુધીના અધિકારીઓના હાથમાં રમ્યા કરવાનું ચાલુ રાખશે, અધિકારી વર્ગ સુધારવા તરફ પૂરતું લક્ષ આપશે નહિ, પોતે પહેલ કરશે નહિ, ઉદાર ગણાતા કચ્છી શ્રીમંતોને હાથમાં લેશે નહિ, પ્રજાના સુખ–દુઃખમાં ભાગ લેતાં શીખશે નહિ ત્યાં સુધી પરદેશમાં વસી રહેલી શ્રીમંત કચ્છી પ્રજા પોતાની જન્મભૂમિ–કચ્છ દેશ માટે કંઇપણ કરવા અસમર્થ છે એમ અમારૂં માનવુ છે.

તંત્રી શ્રી "કચ્છી જૈનમિત્ર."



# સત્વનું મહત્વ.

[ લખનારઃ—રા. દામજી ત્રીકમજી સાયલા. ]

" चलंति गिरयः कामं युगांतपवनाहताः ।
कृच्छ्रेऽपि न चलत्येव धीराणां निश्चलं मनः " ॥ १ ॥

'પ્રલયકાળના પવનથી અત્યંત આઘાત પામીને કદાચ પર્વતો ચલાયમાન થાય, તથાપિ ધીર પુરૂષોનું મન સંકટ પડતાં પણ કદી ચલાયમાન થતું નથી.'

*  *  *  *

'પ્રિયતમા !' જેમ તારૂં મન સાંભળવાને અધીરૂં થઇ રહ્યું છે તેમ મારૂં મન તે કહેવાને અધીરૂં થઇ રહ્યું છે. નીતિવાક્ય તો એવું છે કે—' ગુહ્ય વાત સ્ત્રીઓને કહેવી નહિ ' છતાં તારા માટે મને સંપૂર્ણ ખાત્રી છે કે તેમ કરતાં કંઇ પણ બુરૂં પરિણામ તો નહિજ આવે. વળી જે બીના તને કહેવાની છે તે બીનાથી મારૂં હૃદય તો બળબળી રહ્યું છે. તેવી દુઃખદાયક વાત તને કહું તો તારૂં કોમળ હૃદય ભયભીત થાય તેની મને શંકા રહે છે.' મનમોહને પોતાના મનના ખળભળાટનું કિંચિત દર્શન કરાવ્યું

'વ્હાલા ! એક સ્ત્રીપણાને લઇને આપ મારા માટે કંઇ નિર્બળ વિચાર બાંધતા હો તો તેમાં કંઇ નવાઇ જેવું નથી. છતાં હું મારા હૃદયબળથી અને કુળદેવીના પ્રતાપથી કહી શકું છું કે-કદાચ સંકટોનો વરસાદ તૂટી પડે, તથાપિ મારામાં કુદરતી ધીરજ અને હિંમતનો લેશ માત્ર પણ લોપ થવાનો નથી. પ્રાચીન મહા સતીઓના પવિત્ર ચરિત્રો માત્ર સાંભળવા સુધીમાંજ હું અટકી રહી નથી, પરંતુ તેમનું અનુકરણ કરવાને પણ હું ઇંતેજાર છું. સંકટ વખતે ધીરજ ખોઇને પોતાના પતિના અંતરને વધારે ક્ષોભ પમાડવો એ અધમ સ્ત્રીનું કામ છે. પોતાની ટેક અને હીંમત ખોવાઇ જતાં સ્ત્રી કે પુરૂષમાં પછી પોતાનું કુલીનપણું રહેતું નથી. માટે આપ નિઃશંક થઇને મને તે આપના અંતર દુઃખની ભાગીયણ બનાવો.' શારદાએ પોતાનું હૃદયબળ પ્રદર્શિત કર્યું.'

હવે શારદાના હૃદય માટે મનમોહનને બરાબર ખાત્રી થઇ. પછી તે કુળદેવીનું કથન તેણે સવિસ્તર કહી સંભળાવ્યું. તે સાંભળતાં પ્રથમ તો શારદા સાશ્ચર્ય પામી ભયભીત થઈ ગઇ. પરંતુ પછી તરતજ તેને વિચાર આવ્યો કે-હવે કાયર થઇને રૂદન કરવાનો અવસર નથી. કોઇ વાર સ્ત્રીનાં વચનો મુડદાલ માણસને પણ બહાદૂર બનાવી દે છે. તો અત્યારે મારા નાથને હિંમત અને ધીરજ આપું કે જેથી તેમનું અંતર બળ વધારે બલિષ્ઠ થાય. એમ ધારી તેણે કહ્યું—" પ્રાણનાથ ! હું આપની એક દીનદાસી છું અને તેથી હું આપને કંઇ બોધ આપવાને યોગ્ય નથી, તથાપિ મારા અંતરાત્માની પ્રેરણાને હું રોકી શકતી નથી. નાથ ! જ્યાં સુધી મનુષ્ય પર દુઃખ ન આવે, ત્યાં સુધી તેની કસોટી થતી નથી. પોતાના હૃદયબળની ત્યારેજ ખબર પડે કે જ્યારે તેને સંકટનો સમય આવે. પૂર્વે અનેક વીરો પર અચાનક કષ્ટોની વૃષ્ટિ થઇ છે અને તેમણે બહુજ ધૈર્યથી તે સહન કરી છે. જો હરિશ્ચંદ્રે સંકટની શ્રેણિ સહન

કરી ન હોત-તો અત્યારે એના પરોપજીવનના કોણ ગુણગાન કરત? શરાણપર ચડ્યા પછીજ હીરાની કીમત વધે છે. જે મનુષ્યમાં હિંમત કે સત્ત્વ વિદ્યમાન નથી તે પોતાની સુખ-સંપત્તિને ખોઇ બેસે છે. સ્વામિન્! આ બાબત માટે આપશ્રીને હું વધારે કટાક્ષ આપવા માગતી નથી, પરંતુ સત્ત્વના મહત્ત્વ સંબંધમાં આજેજ એક રાજવીરનું દૃષ્ટાંત મારા વાંચવામાં આવેલ છે-તે બહુંજ રસિક અને આ પ્રસંગને કંઇક વધારે ઉપયોગી હોવાથી તે આપને ટુંકમાં કહી સંભળાવવાની આજ્ઞા લઉ છું: "—

' એક નાના ગામડામાં કોઇ દરિદ્ર બ્રાહ્મણ હતો. દરિદ્રાવસ્થામાં તેણે લગભગ પોતાની પોણી અવસ્થા બરબાદ કરી, છતાં બીજે દિવસે ભિક્ષા માગ્યા વિના અન્નદેવી તેનાપર પ્રસન્ન થતી ન હતી. એક દિવસે કંઇ ભિક્ષા ન મળવાથી તેની સ્ત્રી બહુજ કોપાયમાન થઇ ગઈ અને પેલા વિપ્રને પાંચ પચાશ ગાળો સાથે બે ચાર લાત લગાવી કાઢી. આથી તે બ્રાહ્મણને બહુજ માઠું લાગ્યુ. તે ગંભીર વિચારમાં પડી ગયો કે-' જગતમાં દરિદ્રતા સમાન બીજુ એક પણ દુઃખ નથી. સ્વજન સંબંધીઓ તો શું, પરંતુ પોતાની સ્ત્રી પણ જ્યાં અપમાન સાથે પાટુ મારે-સ્વાર્થી સંસારમાં ધન વિના બધા ધક્કા ખાય છે. એક કવિએ કહ્યું છે-ક "રાબર છે કે—' હે દારિદ્ર! તારા પ્રસાદથી હું સિદ્ધ જેવો બની ગયો છુ-માટ તને નમસ્કાર છે એ સિદ્ધ વિદ્યાના યોગે હું સમસ્ત જગતને જોઇ શકું છું, પરંતુ મને કોઇ જોઇ શકતુ નથી.' અર્થાત્ દરિદ્રને સહુના મુખ સામે જોવું પડે અને તેના સામે કોઇ જોતું ગ નથી. હવે જો આવી અવસ્થામાં હું રહીશ, તો એ રાક્ષસી રમણી કોઇ વ ખત મને મારી નાખશે. એટલુંજ નહિ, પરંતુ પ્રતિદિન મારૂં અનહદ અપમાન કર્યા કરશે આ બધુ સંકટ સહન કરવા કરતાં યમરાજાના મેમાન થઇ જવુ-તે હજાર દરજ્જે સારૂં છે. કાગ્યુ કે—' દારિદ્ર અને મરણ—એ બંનેમાં દારિદ્ર વધારે પસંદ કરવા લાયક છે. કારણ કે મરણથી અલ્પ ક્લેશ થાય છે, અને દારિદ્ર અનંત દુઃખને આપે છે. "

આ પ્રમાણે વિચાર કરીને તે બ્રાહ્મણ પોતાની સ્ત્રીને કહ્યા શિવાય મધ્ય રાત્રે ઘરમાંથી ચાલી નીકળ્યો. અને આગળ જતાં તે કોઇ શહેરના પાદરે એક દેવીના મંદિરમાં આવ્યો. દેવીની તેજસ્વી મૂર્તિ જોતા તેને વિશ્વાસ આવ્યો કે-' અહીં દેવી પાસે જરૂર મારી ઇચ્છા સફળ થશે અને કદાચ દેવી સંતુષ્ટ થઇને કંઇ વરદાન નહિ આપે, તો દેવી નિમિત્તે આ દેહનો ભોગ દેવાશે.' એમ વિચાર કરીને તે દેવીની પ્રભાવી પ્રતિમા સામે તે ઉપવાસી થઇને બેસી રહ્યો. અને પોતાના ગળામાંથી માળા કહાડીને તે ફેરવવા લાગ્યો. એમ કરતાં તેને લગભગ ચાર ઉપવાસ થયા, એટલે દેવીએ સાક્ષાત્ થઇને તેને કહ્યું કે—' વિપ્ર! તુ મારી આગળ બેસીને શા માટે દેહનું શોષણ કરે છે. વિધાતાએ તારા લલાટમાં જે લેખ લખ્યા હશે, તેમાં મીનમેખ થનાર નથી, માટે હવે આ વૃથા કષ્ટ સહન કરવું રહેવા દે.'

'મહા દેવી! મેં એવો નિશ્ચય કર્યો છે કે-'देहं पातयामि वा कार्यं साधयामि' આ દેહનું આપને બળિદાન આપું છું અથવા તો કાર્યની સિદ્ધિ કરૂં છું. હે દેવી! માત્ર લક્ષ સોનામહોરની આપની પાસે મારી માગણી છે. બસ, એ મારી ઇચ્છા પૂર્ણ થતાં

છું મારા સાહસથી નિવૃત્ત થઇશ. નહિ તે આ દેહ આપના ચરણકમળમાં ક્ષીણ થવાનો છે.' પેલા બ્રાહ્મણે પોતાની માગણી અને દૃઢ નિશ્ચય દેવી સમક્ષ પ્રગટ કરી બતાવ્યા.

તે સાંભળતાં દેવી વિચારવા લાગી કે—'આ વિપ્ર દારિદ્રના તાપથી સખ્ત સંતાપ પામી મરણીયું થઇનેજ અહીં આવેલ છે. તેથી પોતાની ઇચ્છા પૂર્ણ કર્યા વિના તે અહીંથી જાય તેમ નથી.' એમ ધારીને દેવી તે વિપ્રને કંઇક ધીરજ આપતાં બોલી કે—'ભદ્ર ! કર્મની રેખા કોઈથી અન્યથા થતી નથી' આ વાક્તિથી તું અજાણ્યો તો નહિજ હોય, છતાં પણ જ્યારે તારો આટલો બધો આગ્રહ છે, તો તારી દયાની ખાતર મારે કહેવું પડે છે કે—તે તારી લક્ષ સોનામહોરની માગણી હું સાક્ષાત્ રીતે પૂર્ણ કરી શકું તેમ નથી. પરંતુ તેને માટે હું તને ઉપાય બતાવી શકીશ. તે પ્રમાણે જો તું પ્રયત્ન કરીશ તો અવસ્ય તારી ધારણા પાર પડશેજ.'

'મહાદેવી ! આપ તેવો ઉપાય બતાવશો, તો તે પ્રમાણે કરવાને આ દાસ તૈયાર છે.' બ્રાહ્મણે પોતાની હિંમત દર્શાવી. એટલે દેવીએ તેને ઉપાય બતાવતાં કહ્યું કે—'હે વિપ્ર ! માટીનું એક સુંદર પૂતળું બનાવીને તેનું દારિદ્ર એવું નામ રાખ. પછી તેને માથે લઇને શહેરમાં વેહેચવા જઇશ, તો કોઈ પણ લાખ સોનામહોર દઇને તેની ખરીદ કરી લેશે. આ ઉપાય બતાવ્યા શિવાય અન્ય કોઇ રીતે મારાથી તને મદદ કરી શકાય તેમ નથી.'

'દેવી ! આ શું ઉપાય બતાવીને મારી મશ્કરી કરવા માગો છો? અથવા તો મને છેતરવા ધારો છો ! એક તો હું પોતે દરિદ્ર, અને વળી દારિદ્રનું પૂતળું બનાવીને નગરમાં તેને વહેચવા જાઉં. પરંતુ કોના દિવસ ફર્યા હશે કે તે પૂતળાને ખરીદીને પોતાના ઘરમાં રાખશે અને મને લાખ સોનામહોર આપશે. માટે આપ કંઇ ઉચિત ઉપાય બતાવો કે જેથી મારા મનનું પણ સમાધાન થાય.' બ્રાહ્મણે આશ્ચર્યચકિત થઇને દેવીની પાસે પુનઃ આજીજી કરી.

'હે ભદ્ર ! આ ઉપાયથીજ તારો ઉદ્ધાર થવાનો છે. માટે તેમાં તારે આશંકા કે વિચાર કરવાની જરૂર નથી. જા, હું તને વચન આપું છું કે—જો આથી તારો મનોરથ ફળીભૂત ન થાય, તો પછી હું તને નગદ સોનામહોર આપીને પણ સંતુષ્ટ કરીશ.' એમ બોલતા બોલતા દેવી તરત અદૃશ્ય થઈ ગઈ. આ દેવીનાં ઉંડાં વચનોથી બ્રાહ્મણને કંઇક ધીરજ મળી, અને તેણે માટીનું પૂતળું તૈયાર કર્યું. છેવટે ભિક્ષા માગીને મેં રંગી વસ્ત્ર પણ પહેરાવ્યાં આથી તેનો દેખાવ બહુજ વિચિત્ર પ્રકારનો લાગતો હતો. પછી પેલો બ્રાહ્મણ તેને પોતાના મસ્તકપર ઉપાડીને નગરમાં ફરવા લાગ્યો—જે કોઇ આ વિચિત્ર દેખાવ જોઇને તેને પૂછતું કે—'આ શું છે?' ત્યારે તે જવાબ આપતો કે—'એ દારિદ્રનું પૂતળું છે, અને એ માત્ર એક લક્ષ સોનામહોરમાં વહેચવું છે.' આ પ્રમાણે સાંભળીને ઘણા નગરવાસીઓ તેની મશ્કરી કરતા. એટલુંજ નહિ પણ કેટલાક દારિદ્ર દર્શનના ભયથી તેને ગાળો ભાંડીને તરત ત્યાંથી હાંકી કહાડતા હતા. એ રીતે તે વિપ્ર લગભગ આખો દિવસ શહેરમાં રખડ્યો, પરંતુ તે પૂતળાની ખરીદી કરનાર તેને કોઇ ન મળ્યું. આથી હવે તેનું ભેજું બહુજ તપી ગયું. એક તો પેટમાં

પ્રાણ પૂરતા હતા અને બીજું પોતાની ધારણા પાર ન પડી. આ વખતે 'દેવીએ પોતાની સાથે છેતરપિંડી કરી છે' એમ તેને ખાત્રી થઇ. તરત તેણે નિશ્ચય કરી લીધો કે—'હવે આ પૂતળું દેવીનાજ ચરણમાં મુકું અને તેની પાસેથીજ લક્ષ સોનામહોર લઇ લઉં. દુનીયામાં એવો મુર્ખ કોણ હોય કે એક તો સાક્ષાત્ દારિદ્રને પોતાના ઘરમાં પધરાવે અને વળી લાખ સોનામહોર પણ આપે.' એમ વિચાર કરતાં કરતાં તે રાજમહેલ પાસે આવ્યો. એવામાં રાજાની તેનો ઉપર દૃષ્ટિ પડી તેની વિચિત્રતા જોઇને રાજા આશ્ચર્યમગ્ન થઇ ગયો. તરત તેણે પોતાના નોકર મારફતે રાજમહેલમાં પોતાની પાસે બોલાવીને પુછ્યું કે—'ભદ્ર! આ તારી પાસે શેનું પુતળું છે? અને તેને શિરપર લઇને શા માટે ફરે છે?'

'રાજન્! આપને હું શું વિશેષ કહું? આપના રાજ્યમાં એવો કોઇ દિલાવર પુરૂષ નથી કે જે લક્ષ સોનામહોર આપીને મારી પાસેથી આ દારિદ્રનું પૂતળું ખરીદે. સવારથી સાંજસુધી લગભગ સમસ્ત નગરમાં શેરીએ શેરી હું રખડયો. તથાપિ એવો કોઇ ગ્રાહક લાલ મને ન મળ્યો છેવટે હું આપ સાહેબ પાસે આવતો હતો, એવામાં આપની સ્વતઃ અમીનિધા મારાપર પડી. બસ, હવે આ પૂતળાને ખરીદીને મારા સંતપ્ત ચિત્તને શાંત કરો. આપ વિના એવો કોઇ બહાદૂર નર મારા જોવામાં આવતો નથી કે જે હિંમતથી આ કામ કરે' એમ બોલીને તે વિપ્ર પેલા પૂતળાને ઉતારીને નિરાંતે નીચે બેઠો.

બ્રાહ્મણનું આ અજાયબી ભરેલું ભાષણ સાંભળીને રાજા સ્તબ્ધ બની ગયો. વિપ્રને શો જવાબ આપવો—ને તેને સુઝયુ નહિ. ક્ષણભર મૌન ધરીને છેવટે રાજાએ કહ્યું કે—'ભદ્ર! સાક્ષાત દારિદ્રને પોતાના ઘરમાં સ્થાન આપવું—એ જોકે મૂર્ખાઇજ છે. છતાં તને મેં ખાસ બોલાવ્યો અને તું મારી પાસે કંઇક આશા બાંધીને આવ્યો છે તો હું આ તારી માગણીને કબુલ રાખું છું.' આ રાજાના મીઠા બોલથી પેલા વિપ્રના હર્ષનો પાર ન રહ્યો. પોતાની ધારણા પાર પડવાથી તે આનંદના કલ્લોલમાં નૃત્ય કરવા લાગ્યો. છેવટે રાજાજ્ઞાથી તે વિપ્રને લક્ષ સોનામહોર આપવામાં આવી અને તે તરત ત્યાંથી વિદાય થયો.

બ્રાહ્મણના ગયા પછી રાજા ચિંતવવા લાગ્યો કે આ એક પૂતળાને લીધે હવે મારી સુખ—સંપત્તિનો સૂર્ય અસ્ત થશે. બીજાના સુખની ખાતર મેં મારી સાહ્યબીને તિલાંજલિ આપી. શું આ સામ્રાજ્ય સુખ વિના એક પણ દિવસ મારાથી વ્યતીત થઇ શકશે! ગમે તેમ થાઓ. દુઃખથી ડરીને પુરૂષે પોતાનો સાત્વિક ગુણ ખોઇ નાખવો—એ શું ઉચિત છે?' આવા વિચારમાં ને વિચારમાં રાજા પોતાના આરામ (એકાંત)—ભુવનમાં આવ્યો.

લગભગ દશ વાગ્યાના સમયે રાજા કંઇક અર્ધ નિદ્રિત અવસ્થામાં પડયો હતો. એવામાં તેના દિવ્ય વિમાન જેવા શયનભવનમાં અચાનક વીજળી જેવો દિવ્ય પ્રકાશ થયો. એટલે તરત રાજાની અર્ધ નિદ્રાનો લોપ થઇ ગયો. તે ચકિત થઇને સત્વર સાવધાન થઇ ગયો. જો કે પેલી દિવ્ય પ્રભાના સામે રાજા બરાબર પોતાની આંખ ઉઘાડીને, જોઇ શકતો નહતો. તથાપિ આ કોઇ દિવ્ય મૂર્તિ છે, એટલો તો તેને બરાબર ભાસ થઇ ગયો હતો. છેવટે પોતાના પલંગપરજ બેસી રહેવાની રાજાને હિંમત ન રહી. તરત

તે નીચે ઉતર્યો અને તે દિવ્ય મૂર્તિ સામે અંજલિ જોડીને કહેવા લાગ્યો કે—'દેવી! આપ કોણ છો? અને અહીં શા કારણે પધાર્યાં છો?'

રાજન્! હું લક્ષ્મીદેવી છું. બસ, હવે તારા રાજભવનમાં રહેવાની મારી ઇચ્છા નથી, તેથી તારી રજા લેવા આવી છું.' દેવીએ ટુંકમાં પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કર્યો.

'દેવી! અચાનક અહીંથી વિદાય થવાનું શું પ્રયોજન? શું મારામાં કંઇ ગફલત જોવામાં આવી છે? અથવા આપનો કોઈએ અનાદર કર્યો છે?' રાજાએ ખાસ કારણ જાણવા પ્રશ્ન કર્યો.

'રાજન્! કારણ માત્ર એટલુંજ છે કે પેલું પૂતળું જે તેં ખરીદ્યું છે! તે પૂતળાનો જ્યાં વાસ હોય, ત્યાંથી મારે તરત પલાયન કરવું પડે છે. કારણકે મારે ને એને બારમો, ચંદ્રમા છે. જ્યારે એ પૂતળુંજ તને પ્રિય થઈ પડ્યું, તો હવે મારૂં અહીં શું પ્રયોજન છે?' દેવીએ સ્પષ્ટીકરણ કરીને સમજાવ્યું.

એ પ્રમાણે વધારે વાતચિત કરતાં જ્યારે કોઇ ઉપાયથી તે જતાં અટકી નહિ એટલે રાજાએ તેને બહુજ ખુશીથી વિદાયગિરી આપી.

લક્ષ્મીના ગયા પછી રાજાએ વિચાર કર્યો કે—' જેની મને બહુજ ચિંતા થયા કરતી અને જેને મારે નિદ્રાદેવીને ત્રણ લપડાક મારીને હું બહાર કહાડી મૂકતો હતો—તે લક્ષ્મી તો ચાલી ગઇ, ત્યારે હવે મારે ચિંતા કરવાનું શું પ્રયોજન છે?' એમ ધારીને રાજા નિશ્ચિંત થઈને સુઇ ગયો.

એક ઘડીવાર પછી પ્રથમના જેમ ત્યાં અચાનક દિવ્ય જ્યોતિનો ઝગઝગાટ થયો અને તેની સાથે એક દિવ્ય પુરૂષ ત્યાં પ્રગટ થયો. આથી રાજાની નિદ્રાનો ભંગ થઇ ગયો. તરત તેણે અંજલી જોડીને કહ્યું કે—'દેવ! આપ કોણ છો અને અહીં શા કારણે આપનું પધારવું થયું છે?'

'રાજન્! હું દાન છુ. અહીં આવવાનો હેતુ માત્ર એટલોજ કે હવે મારે વિદાયગિરીને લીધે તને છેલ્લા સલામ કરવા આવવું પડયું છે' તે દિવ્ય પુરૂષે (દાને) પણ પોતાની વિદાયગિરીનોજ હેતુ વ્યક્ત કર્યો.

'દાન! તારે અચાનક અહીંથી વિદાય થવાની શી જરૂર પડી? શું હું તારૂં માન જાળવી શકતો નથી, કે જેથી તારે જાવું પડે છે?' રાજાએ ખાસ કારણ જાણવા પ્રશ્ન કર્યો.

'રાજન્! તને ખબર નથી કે જ્યાં લક્ષ્મીનો વાસ હોય ત્યાંજ હું સુખે રહી શકું છું. જ્યારે લક્ષ્મીને તે રજા આપી, એટલે મારે તેની પાછળ જવુંજ જોઇએ;' દાને પોતાના ગમનનું અનિવાર્ય કારણ કહી બતાવ્યું.

રાજાને ખાત્રી થઈ કે—'આ દાન પણ કોઇ રીતે અટકે તેમ નથી.' એમ સમજીને તેને પણ રજા આપીને તેણે વિદાય કર્યો.

લક્ષ્મી ગયા પછી રાજા નિર્ભય અને નિશ્ચિંત થઇ ગયો હતો, તેથી હવે દાનના

જતાં રાજાને કશી પરવા ન હતી એટલે તે નિશ્ચિંત થઈને ઠંડી હવામાં સુઈ ગયો. લગભગ પંદર મિનીટ ગઈ હશે એવામાં વળી પણ એક દિવ્ય પુરૂષ ત્યાં પ્રથમની જેમ પ્રગટ થયો રાજાએ જાગૃત થઈ તેનો વિનય સાચવીને પ્રશ્ન કર્યો કે—' આપ કોણ છો ! અહીં આવવાની કેમ તસ્દી લેવી પડી ? '

' રાજન ! હું યશ છું અને તને હવે છેલ્લા સલામ કરવા આવ્યો છું લક્ષ્મી અને દાનના ગયા પછી એક પળ પણ રહેવું મને પાલવે તેમ નથી.' યશે પોતાના આગમનનું કારણ વધારે સ્પષ્ટતાથી સમજાવી દીધું

તેનો ગમનાગ્રહ જાણીને રાજાએ તરત તેને વિદાય કર્યો પરતુ રાજાની હિંમત તો હજી તાજીજ હતી હવે એ બનાવો જવાથી રાજા વધારે નિશ્ચિંત થઈને સુઈ ગયો. એવામાં પુન વિદ્યુત્પ્રકાશ થયો અને એક દિવ્ય પુરૂષ ત્યાં પ્રગટ થયો તરત રાજાએ તેનો ઉચિત સત્કાર કર્યો, અને પૂછ્યું કે—' મહાનુભાવ ! આપ કોણ છો ? અને અત્રે પધારવાની કેમ તકલીફ લેવી પડી ? '

' રાજન ! હું સત્ત્વ ( હિંમત ) છું હવે આજથી તને મારા છેલ્લા સલામ છે લક્ષ્મી, દાન, અને યશ—એ બધાને તે રાજીખુશીથી વિદાય કર્યા તો પછી મારે હવે શા આધારે અહીં રહેવું ! જગતમાં બધા એક બીજાના આધારે રહી શકે છે લક્ષ્મી, દાન અને યશ—એ ત્રણેની જ્યારે તને પરવા કે ગરજ નથી તો પછી તને મારી તો ગરજ કે પરવા ક્યાંથીજ હોય ! ' સત્ત્વે બધું વિસ્તારથી વર્ણન સમજાવ્યું.

' સત્ત્વ ! માત્ર તારી પ્રેરણાથીજ મે પેલું પૂતળું ખરીદવાની હિંમત (સાહસ) કરી છે જો તારી પ્રેરણા ન હોત અને મારા અંતરથી અલગ હોત, તો આ દુખનો ડુંગર માથે ઉપાડવાની હું કદાપિ હિંમત કરતજ નહિ પુરૂષને બીજી કોઈ પણ વસ્તુની ભલે પરવા ન હોય, તો પણ સત્ત્વ વિના તો તે એક ફુટી બદામ જેવોજ છે વળી લક્ષ્મી, દાન કે યશની સાથે તારે કોઈ જાતનો સબંધ નથી તે ન હોત તો પણ હું રહી શકું તેમ છે માત્ર તારી કૃપાનીજ હું તે બધાને એકદમ રજા આપી શક્યો છું વળી તે બહારની વસ્તુ છે અને તું અંતઃકરણનો વસનાર છે માટે ગમે તેમ થાઓ પરંતુ તને હું પરવાનગી આપનાર તો નથીજ તને તો સદા મારા મનોમંદિરમાં સ્થાપન કરીને પ્રેમ-પુષ્પથી તારી પૂજા કરીશ ' સત્ત્વને પોતાની પાસે રાખવા રાજાએ આગ્રહ પૂર્વક પોતાનો મનોભાવ દર્શાવ્યો.

રાજાના કથનથી સત્ત્વને ત્યાંજ રહેવું પડ્યું એટલુંજ નહિ પણ રાજાનો પોતાના તરફ પ્રીતિભાવ જોઈને તે બહુજ સંતુષ્ટ થયો

હવે આ બાજુ લક્ષ્મી, દાન અને યશ—એ ત્રણે રાજભવનથી કંઈક દૂર જઈને ચિંતવવા લાગ્યાં કે—' હવે જો સત્ત્વ આવે, તો આપણે નિર્ભય થઈએ તે વિના આપણાથી કંઈ થનાર નથી. તે શા કારણથી ન આવ્યો ? ' બહુ વખત રાહ જોતાં પણ તે આવ્યો નહિ, એટલે લક્ષ્મીએ તેની તપાસ કરવા દાનને પાછો મોકલ્યો દાન આવીને જુએ છે તો સત્ત્વ રાજાની પાસે બેસીને આનંદની વાતો કરે છે, તેને બોલાવવાની કંઈ દરકારજ નથી આથી દાને વિચાર કર્યો કે—' જો સત્ત્વ પાસે રહીશ, તોજ હું માન

પામીશ. માટે અહીં પુનઃ રાજભવનમાં સત્ત્વ પાસે રહેવું—તે સારૂં છે.' એમ ધારીને તે તરત સત્ત્વ પાસે આવીને બેસી ગયો. થોડીવાર પછી લક્ષ્મીએ વિચાર કર્યો કે—'હું અબળા અને એકલી ક્યાં જાઉં? સત્ત્વ કે દાન વિના મારાથી એક પગલું પણ કેમ ભરાય? એમના વિના મારી રક્ષા પણ કોણ કરશે? અત્યારે અંધારી રાતે મને અબળા ધારીને ઉપાડી જશે. તો પછી દાદ કે ફરીયાદ કોઇ સાંભળનાર નથી. વળી તેમાં પણ જો કૃપણને હાથ આવી, તો પછી મારા પુરા ભોગ મળ્યા. ક્યાં ભોંયરામાં કે જમીનમાં અને કોઈ અંધારી કોટડીમાં મને પુરીને હેરાન કરી મૂકશે; માટે સત્ત્વ અને દાને જો રાજાનોજ આશ્રય લેવા નિશ્ચય કર્યો હોય, તો મારે પણ તેનો આશ્રય લેવો સર્વથા ઉચિત છે.' એમ ધારીને લક્ષ્મી પાછી રાજભવનમાં આવી અને પોતાની ચંચલતા માટે તેણે ક્ષમા માગી લીધી. અહા! એક સત્ત્વ—હિંમતનો પ્રભાવ કેવો!'

'સ્વામિનાથ! સત્ત્વના બળથી એ રાજાને જેમ લક્ષ્મી, દાન અને યશ સ્વતઃ પાછા મળ્યાં, તેમ આપ એક સત્ત્વને આપના અંતરમાંથી ક્યાં જવા દેશો નહિ. પોતાના સત્ત્વ બળથી હરિશ્ચંદ્ર રાજા પુનઃ પોતાનું રાજ્ય પામ્યો. પાંડવો તથા નળ રાજા પણ સત્ત્વથી જ પુનઃ પોતાની સુખ–સંપત્તિ પામ્યા.' એ પ્રમાણે પોતાની પ્રાણપ્રિયાના વચનામૃતનું પાન કરી અને ધૈર્યબળ જોઇને મનમોહન અતિશય સંતુષ્ટ થયો. તે પોતાના અંતરમાં, ચિંતવવા લાગ્યો કે—આ પ્રકાર ગુરૂ કરતાં પણ અધિક અંતરબળ આપે છે તે ઓછું નથી. એક સદ્ગુણી અને કેળવાયેલ સ્ત્રી પોતાના પતિને આવા અણીના વખતે ઘણીજ ધીરજ અને સહાય આપે છે. ધન્ય છે આર્ય રમણીઓ, તમને હજારોવાર ધન્ય છે. પતિના સુખ–દુઃખમાં ભાગ લેનાર આર્ય બાળાઓ! તમારા એ સતીત્વથીજ આ આર્ય ભૂમિ આજે પોતાની ધર્મનિષ્ઠા જાળવી રહી છે. એ પ્રમાણે ક્ષણભર પોતાના અંતઃકરણમાં આર્ય રમણીઓના ગૌરવનો વિચાર કરીને મનમોહન બોલ્યો કે—'રાણી! તારાં વચનોથી મારા ધૈર્યને સહજ પોષણ મળ્યું છે. ગમે તેવા સંકટો આવી પડે તથાપિ પુરૂષ પોતાના સત્ત્વથીજ વિજય પામે છે.

---

"હું એવો દીવસ નજીક જોવા માગું છું કે—જે દીવસ, સમસ્ત હિંદના શહેરો, રસ્તાઓ અને દુકાનોમાં ફક્ત હિંદમાંજ બનેલી ચીજો વેચાતી મળશે, એટલુંજ નહિ પણ સૂતરાઉની માફક પરદેશના બજારોમાં પણ હિંદી બનાવટની ચીજો મોટા પ્રમાણમાં નીકાસ થતી રહેશે. હું એવા દીવસની આતુરતાથી રાહ જોઉં છું કે જ્યારે હિંદી વેપારીઓ કમીશન એજન્ટો મટી, સ્વદેશી માલસોના પાયોનીયર બની, સ્વદેશને ખીલવશે."

મહાત્મા ગાંધી.

---

મિજાજ નહિ. આહારમાં પણ આ અવસ્થાએ યુવાન રમણીકરાયને તેમનાથી, પ્રાતઃ જ પડતું. તેમના સ્નાયુઓ નાનપણથી એવા કમાયલા હતાં કે નવાં-જોના જનો, સ્વાભાવિક રીતે તેમની સાથે બાથ ભીડવાની હિંમત કરતા નહિ. હાથમાં જાડી પુરાણી જાડી લાકડી લઇ હમેશ ત્રણ ચાર માઇલ ફરી આવવું એ તેમનો નિત્ય નિયમ હતો. રમણીકરાયે વકીલાતનું કાર્ય સંભાળી લીધુ ત્યાર પછી તે એ કાર્યથી નિવૃત્ત થઇ ગયા હતા. અને પોતાનો સમય પરગામના માણસો તૈયાર કરવામાંજ ગાળતા હતા છતા તે ક્ષેત્રમાં અધિકારી વર્ગની અપ્રસન્નતાનો ભય વ્હોરી લેવો પડે એવું કાર્ય કરવા તે કદીપણ તત્પર થતા નહિ.

૪.

કલહ.

સીટી કોજદાર પોતાના માણસોને લઇ વિદાય થયો કે તરતજ તેમણે રમણીકરાયની ઝડતી લેવી શરૂ કરી. "તને આ શું સુઝયું છે ? તું એમ માનતો હશે કે તું મારાથી વધારે બુદ્ધિમાન છે, પણ તારી એ માન્યતા ભૂલ ભરેલી છે, તેમાં તું છક્કડ ખાશે. લોકો મોટી મોટી વાતો કરતા હશે પણ વખત આવશે ત્યારે કોઇ પાસે પણ નહિ ઉભો રહે તે યાદ રાખજે. મેં એવા ઘણા માણસો જોયા છે જેમણે દેશને માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કીધો છે. પણ જ્યારે તેમનીપર કેસ ચાલવાનો વખત આવ્યો ત્યારે કોઇએ પણ તેમને બચાવવાની પેરવી કરી નથી મે તને ઘણી વખત કહ્યું છે અને ફરી પણ કહું છુ કે એવા કામોમાં હાથ ન નાખ એથી લાભ નથી થવાનો. હું પણ તારી જેમ નાનો હતો ત્યારે ખૂબ કુદતો હતો પણ અનુભવથી ઘડાઇ ઘડાઇને ઠેકાણે આવ્યો છુ. અમારા અનુભવ પરથી તો શીખ હું મરી જાઉં પછી મરજીમા આવે તેમ કરજે. હું ના કહેવા નહિ આવું. હું જીવુ છુ ત્યાં સુધી તો એવા ઝઘડામાં નહિ પડવા દઉં."

અમૃતખરાય ઘાણુ બાળવુ કરી ગયા. રમણીકરાયે મુંગે મોઢે સાંભળ્યા કર્યું તેમણે જોયું કે પિતા ગુસ્સે થઇ ગયા છે તેમના સ્વીકૃત સિદ્ધાંતોપર ભરી મૂકાયલી તેમના મનની નબળી મનસાજ જણાઇ જવાનો સમય આવ્યો હતો. પિતાને કંઇક ઠરવા માટે એ હેતુથી તેમણે પોતાના વિચારો દર્શાવ્યા. "મને મારા મિત્રો જબરદસ્તીથી ખેંચીને લઇ ગયા અને ત્યા સેક્રેટરી બનાવી દીધો, એવે સમયે હું શું કરી શકુ ? જો ના પાડી હોત તો લોકો કાયર છે' કહીને હસી પડત. હું તો માનુ છુ કે એમાં એટલો બધો ભય રાખવા જેવુ કાંઇ પણ નથી આખો દેશ આ બાબત સહમત છે તો પછી શાને ગભરાવું જોઇએ? તે હું સમજી શકતો નથી. આ કંઇ ગેરકાયદેસર ચળવળ નથી કે આપણે ડરીને ચાલવુ પડે "

આ દલીલો અમૃતખરાયના મગજમાં ઠરી એમ નહોતું. તેમને તો બસ એકજ વાત હતી. "હોમરૂલ ચળવળમાં ભાગ લેવાથી અધિકારીઓની કૃપા ચાલી જાય, એટલુંજ નહિ પરંતુ ઉલટી ઇતરાજી થાય.' આ જોખમ તે પોતાના શિરપર વ્હોરી લેવાની તદ્દન વિરૂદ્ધ હતા. દલાસો બાજુએ મુકી તેમણે પોતાનોજ કક્કો ખરો કરવા ઇચ્છ્યું "ગમે તેમ હોય-કાયદેસર હોય કે ગેરકાયદેસર હોય તેની સાથે આપણે લેવા દેવા નથી. આપણે તેમાં કાંઇ પણ સ્વાર્થ નથી. માટે એક પત્ર લખી આજેજ મંત્રીપદનું રાજીનામુ આપી દે."

મુંબઈની સ્મૉલ કૉઝ કોર્ટના પહેલા ગુજરાતી ચીફ જજ



મી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,
એમ. એ., એલ એલ. બી.











દયા, શ્રદ્ધા, ઐક્ય, સેવા, અમારા મૂળ એ ચારે,
ગજાવીશું ખુણે ખુણે, અહાલેક અમારા છે

પુસ્તક ૧ લું.] જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૨૮. [અંક ૮-૯ મો.

## પ્રભુ વિષે અજ્ઞાન.

( રચનાર —ભા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી. )

( કવિત. )

કબહુ પૂજ્યો ન તુમકો કરુનાનિધાન !
આપની સે આય બૈઠો પાપપૂર્ન ઉરમે
આપહી મે ભંગ કીયો નિદ્રાકો મેરી જબ-
શુદ્ધિહીન સુપ્ત રહ્યો મોહકે પ્રસુનમે,
જડતાકી જટિલ બન છિન્ન કીન્હો આપહીસે,
ગાયો કર્ન ઉચ્ચગાન રાગિની મધુરમે
તબહુ મૈં બુદ્ધિહીન ચીન્યો તુમે ન નાથ !
પાસહી જો સદા હૈ જાન્યો વહ દૂરમે

**ભાવાર્થ**—હે દયાળુ પ્રભુ ! મે તો તને કદી પણ ઓળખ્યો નહિ, પણ તુ તારી મેળેજ મારા પાપથી ભરેલા હૃદયમાં આવી બેઠો. જ્યારે હું મોહરૂપી ગૂઢ સ્વપ્નામા ભાન વિનાનો સુતેલો હતો ત્યારે તેજ મારી નિદ્રા તોડી, મગજમા ભરેલી જડતારૂપી અટપટી જાળને તે તારી મેળેજ તોડી, અને મારા કાનમા મીઠા રાગે ઉચ્ચગાન એટલે ઉંચા વિચારો તરફ દોરી જનાર ગીત ભર્યું, તોપણ હે નાથ ! મે બુદ્ધિ વગરનાએ તને ઓળખ્યો નહિ અને જે સદા પાસેજ છે તેને દૂર ગણ્યો.

---



# *સંયમ અને સૌંદર્ય.

( અનુવાદક, બા સુશીલ )

વિદ્યાર્થી અવસ્થામાં બ્રહ્મચર્યનું પાલન કરી નિયમ સંયમ વડે જીવનને સુદૃઢ અને બળવાન બનાવવું જોઇએ ભારત વર્ષનો આ ઉપદેશ પ્રાચીન નથી પણ જ્યારે તેનો અમલ કરવાનો આગ્રહ કરવામાં આવે છે ત્યારે વિરૂદ્ધ પક્ષ એવો વાંધો ઉઠાવે છે કે—"બ્રહ્મચર્ય-પાળી નિયમ સંયમો સાચવવા એ સાધના ઘણી કઠોર છે તેમ કરવાથી એક મહા સાધુ પુરૂષ કદાચ તૈયાર થઇ શકે, વાસના વિનાનો, મોહ વિનાનો એક મસ્ત અવધૂત તૈયાર કરી શકાય પરંતુ એ કઠોર સાધનામાં રસનું તો બિંદુ માત્ર પણ નથી મનુષ્ય જીવનમાં જે રસ હોવો જોઇએ તે ક્યાંથી લાવશો? જગતમાં જો એવા મસ્ત અવધૂતોજ ઉભરાઇ જાય તો પછી તમારી લલીતકળાઓ-સંગીત-ચિત્ર-સાહિત્ય વિગેરે કેવી રીતે કેળવી શકશો? સૌંદર્યની ભાવના વિનાનું જીવન એવું નીરસ થઇ પડે છે કે તે જીવનજ નિરર્થક છે એમ કહીએ તોપણ ચાલી શકે"

આ ચર્ચા જરા વિચારવા જેવી છે આત્મહત્યા એ સાધનાનો ઉદ્દેશ હોઇ શકે નહી, આત્માનો વિકાસ એજ વસ્તુત: સર્વ ધર્મક્રિયાઓનો અને આચારોનો ઉદ્દેશ છે વિદ્યાર્થી અવસ્થામાં બ્રહ્મચર્ય-પાલન એ શુષ્કતા પ્રાપ્ત કરવાની સાધના નથી જો નિયમ સંયમ આદિથી જીવન શુષ્ક કિંવા રસહીન બનતું હોય તો તે નિરર્થક છે એમ નિ:શંક પણે કહી શકાય પરંતુ ખરૂં જોતાં તેમ નથી પોતાના ખેતરને રસહીન અને શુષ્ક બનાવવા કોઇ ખેડુત તનતોડ મહેનત કરતો નથી કોઈ અનાડી જ્યારે એકાદ ખેડુતને ખેતરમાં માટી ખોદતો ઢેફાંઓ ભાગતો, કોદાળી વતી સાફ કરતો, નકામાં જાળાં ઝાંખરાંઓને ચુંટી કાઢતો જુવે ત્યારે તેને (અનાડીને) એમજ લાગે કે "અરેરે! આ જમીન ઉપર કેટલો બધો જુલ્મ થાય છે? આ ખેડુત કેટલો બધો ક્રૂર છે?" જે જમીન તેને દરવર્ષે હજારો રૂપીયાનો માલ આપે છે તેજ જમીન સાથે કેટલી કઠોરતાથી વર્તે છે? ડાહ્યા માણસો અનાડીની તે માન્યતાને ટેકો આપતા નથી તે તો તેમની આવી મૂર્ખાઇ ઉપર હસે છે કારણ કે તેઓ સારી રીતે સમજે છે કે ફળ પ્રાપ્ત કરવાને માટે એ સિવાય બીજો માર્ગજ નથી ખેતીને આ સત્ય જેમ લાગુ પડે છે તેવીજ રીતે રસને પણ લાગુ પડે છે યથાર્થ ભાવે રસ ગ્રહણ કરવો હોય યથાર્થ રસના ભોક્તા બનવું હોય તો મનુષ્યોએ પ્રારંભમાં સખ્ત ખેતી કરવીજ જોઇએ રસનો માર્ગ એવો વિકટ છે કે પથ ભ્રષ્ટ થતાં વાર લાગતી નથી જેઓ રસમાર્ગની વિકટતા ઓળંગી પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાની ભાવના રાખતા હોય તેમને માટે નિયમ-સંયમની જેટલી જરૂર છે તેટલી ભાગ્યેજ અન્ય કોઇને માટે હશે સારાંશ એ છે કે રસને માટેજ મનુષ્યોએ નીરસતાનો સ્વીકાર કરી લેવો જોઇએ

* સર રવિંદ્રનાથ ટાગોરના એક લેખનું અનુવાદ

મનુષ્યનું મ્હોટામાં મ્હોટું દુર્ભાગ્ય એજ છે કે સાધનની દ્વારા સાધ્ય ઘણીવાર ભૂલાઇ જાય છે, સાધનનેજ સાધ્ય માની બેસી જાય છે. ગાયન શીખવા જતાં માણસો ઉસ્તાદી શીખી બેસે છે, ધનવાન બનવા જતાં પોતે ધનનોજ ગુલામ બની જાય છે. દેશનું કલ્યાણ કરવા જતાં કમીટીમાં કે કોન્ફરન્સમા કેવળ ઠરાવો પાસ કરાવીનેજ પોતાને કૃતાર્થ માની લે છે.

તેવીજ રીતે અતિમ સધ્યાનુ સમગ્ર સ્થાન કેવળ નિયમ—સંયમજ પચાવી પાડે છે. નિયમ—સંયમદ્વારા અતિમ લક્ષ્યે પહોંચવાનું છે એ વાત છેક ભૂલી જવાય છે. નિયમની ખાતર નિયમ પાળવામાંજ જેઓ પુણ્ય અને લાભ માને છે તેઓ નિયમ પાલનના મોહમાં એવા તો અંજાઇ જાય છે કે મૂળ લક્ષ પ્રતિ દ્રષ્ટિ કરવાને પણ અસમર્થ બને છે નિયમ, લોલુપતા આંતરિક ષડરિપુઓની સાથે એક સાતમો રીપુ બની બેસે છે.

મનુષ્યોની જડતાનુજ એ લક્ષણ છે. સયમ કરવાની શરૂઆત કર્યા પછી મનુષ્ય અટકવા ઇચ્છતો નથી. વિલાયતના સબંધમાં એક એવી વાત સાંભળવામાં આવે છે કે ત્યા કેટલાક એવા મુર્ખાઓ છે કે જેઓ દેશવિદેશની છાપવાળી પોસ્ટની ટીકીટો ભેગી કરવામાંજ આનદ માને છે. તેઓ એવી ટીકીટો ભેગી કરવા પુષ્કળ ખર્ચ અને મહેનત કરે છે. આવી રીતનો સંગ્રહ કરવાનો મેનીયા ઘણા માણસોમાં જુદી જુદી રીતે દેખાવ દે છે, કેટલાકો વિવિધ ચીનાઈ વાસણો, તો કેટલાકો ફાટેલા તુટેલા જોડાઓજ ભેગા કરવામાં કોઇ અજબ આનંદ પામે છે. ઉત્તર મેરૂના બરાબર કેંદ્રસ્થાન સુધી પહોંચી ત્યા આગળ પોતાની ધ્વજા રોપવામાં કેટલાક બહાદુરો પોતાની બહાદુરીની સાર્થકતા થયેલી માને છે. જો કે તેઓને એવી ખાત્રી થઇ ગઇ છે કે ત્યા ઉત્તર ધ્રુવમાં બરફ સિવાય બીજું કાંઇજ નથી તો પણ શરૂ થયેલી પ્રવૃત્તિ અટકાવી શકાની નથી. તેમનુ મનજ તેમને તે તરફ ઘસડી જવા પ્રેરણા કરી રહ્યુ હોય છે. ઉત્તર મેરૂના કદ્રસ્થાનની બની શકે તેટલી નજીકમાં જઇ પોતાની ધ્વજા ખોડવાની ઘેલછામાં અનેક વીર નરોએ પોતાના પ્રાણની આહુતીઓ આપી છે. વધારે આગળ જવું એને એક મહા લાભ માની પોતે મરે છે તેની સાથે બીજા પણ અનેક નિર્દોષ મજુરોને તેમની ઇચ્છાવિરૂદ્ધ મારે છે સાધ્ય ભૂલી જઇ માર્ગનેજ સર્વસ્વ માની આવી ખુવારીઓ સહન કરે છે, પરતુ માનસિક જડતા કેમે કરી વિરમતી નથી.

અપવ્યય અને કલેશ જેમ વધારે તેમ પ્રયોજનહીન સચ્ચય અને પરિણામહીન વિજય પ્રાપ્તિ વધારે ગૌરવસૂચક ગણાય છે નિયમ પાળવાનો લોભ કલેશની પરવા કરતો નથી— ઉલટો આનંદ આપનારો થઇ પડે છે. એક માણસ જો કઠીન પથારી ઉપર સુવાની શરૂઆત કરે તો ધીમે ધીમે તે કઠીન શય્યાના સાધનો ઓછા કરતો કરતો છેવટે ખુલ્લી જમીન ઉપર સુવાનો લોભ કાબુમા રાખી શકે નહિ કષ્ટકર સાધનોના લોભમાં અંજાઇ જઇ અંતે આત્મઘાત કરવાની અણીએ મનુષ્ય આવી પહોંચે છે. આનો અર્થ માત્ર એટલોજ થઇ શકે કે મનુષ્યો નિવૃત્તિનેજ એક પ્રચડ પ્રવૃત્તિ બનાવી દે છે, પગમાં વાગેલો કાટો દૂર કરવા બીજો એક નૂતન કાટો પગમાં ઘોચી દે છે.

મતલબ એ છે કે નિયમ—સયમનુ પાલન કરવું એનેજ જો મ્હોટામા મ્હોટો વિજય માની લેવામા આવે તો તેનુ પરિણામ એ આવે કે કઠોરતાનું દબાણ દીવસે દીવસે વધતુજ ચાલ્યું જાય—સૌંદર્ય પ્રેમની સ્વાભાવિક ભાવના છેક લુપ્ત થઇ જાય એમાં શક નથી. પરંતુ જો પરિપૂર્ણતા ભણી દ્રષ્ટિ રાખી સયમચર્યાને સયમમા રાખવામા આવે તો મનુષ્યત્વનું કોઇપણ ઉપાદાન ક્ષતિગ્રસ્ત ન થાય—ઉલટુ પરિપુષ્ટ જ થાય

વસ્તુતઃ ભીંત માત્ર નક્કરજ હોવી જોઇએ, જો તેમ ન હોય તો તે દીવાલ આપણને આશ્રમ આપી શકે નહિ. જે વસ્તુ આકૃતિવાળી અને ધારણાશક્તિવાળી હોય તે કઠીનજ હોય. મનુષ્યનુ શરીર ગમે તેટલું નરમ હોય પણ જો હાડપીંજર જેવી નક્કર અને આકૃતિવાળી

વસ્તુ ઉપર તેનો આધાર ન હોત તો માણસનો બાહ્ય દેખાવ શું ખીલી શકત! માણસ એક ગોળ દડા જેવોજ બની ગયો હોત એવીજ રીતે જ્ઞાનની ભીંત પણ સખ્ત અને નક્કર હોવી જોઇએ. આનંદનો આધાર પણ સખ્ત અને મજબુત હોવો જોઇએ. જ્ઞાનની ભીંત જો સખ્ત ન હોય તો પછી સ્વપ્નસૃષ્ટિમાં અને વાસ્તવ સૃષ્ટિમાં કશો ફેરજ રહેવા ન પામે! આનંદનો આધાર પણ જો મજબૂત અને દૃઢ ન હોય તો પછી ઘેનછાક અને યથાર્થ આનંદમાં શું ફેર રહે?

અત્રે ઉપર જે સખ્ત ભીંત અથવા આધારની વાત કરી તેનુજ નામ સંયમ. સંયમમાં વિચાર, બળ, સાર અને તે ઉપરાંત સત્ય દૃઢતા, પણ હોય છે. દેવતાની માફક તે એક હાથે વરદાન આપે છે અને બીજે હાથે સંહાર પણ કરી શકે છે. સૌંદર્યનો સંપૂર્ણ ઉપભોગ કરવો હોય તો સંયમની આવશ્યકતા સ્વીકારવીજ જોઇએ પ્રવૃત્તિને જો છેક છુટી મુકી દેવામાં આવે તો, એક બાળક જેવી રીતે ખાતી વખતે આખું શરીર મેલું, એઠું, ગંદું કરી નાખે છે અને પેટમાં તથા મુખમાં ભોજનનો સહેજ અંશ માત્રજ જવા દે છે તેવીજ રીતે ભોગની આપણી સામગ્રીઓની પણ એવીજ દશા થાય, અર્થાત્ બાળકની માફક ભોગોપભોગોનો દુરૂપયોગ કરીએ,—ભોગનો બાહ્ય ઉપભોગ કરીએ, એટલુંજ તેમાંથી આનંદનું બિંદુ પણ મેળવી ન શકીએ.

સૌંદર્યની રચના કરવી એ કામ પણ કાંઇ નિરંકુશ કલ્પના વૃત્તિનું નથી પ્રકાશને માટે આખા ઘરને આગ લગાડી કોઈ બાળી દેતું નથી. અગ્નીથી કોઇ વસ્તુ સળગી ન ઉઠે એટલા માટે દીવો કરતી વખતે અને તે પછી પણ અગ્ની ઉપર કેટલો અંકુશ રાખીએ છીએ! આગ જેમ જોતજોતામાં સર્વત્ર ફેલાઇ જાય છે તેમ પ્રવૃત્તિ પણ જોત-જોતામાં ચોમેર ફરી વળે છે. આગ અને પ્રવૃત્તિ ઉપર સંયમનું દબાણ આવશ્યક છે. પ્રવૃત્તિને જો તેની મુન્સફી પ્રમાણે સ્વતંત્ર રીતે વર્તવાની છુટ આપવામાં આવે તો વસ્તુને પ્રકાશિત કરવાને બદલે ઉલટી બાળીને ભસ્મજ બનાવી દે. ફુલને ચુંટવા જતાં ફુલનેજ છિન્નભિન્ન કરી નાખે

એ વાત ખરી છે કે સંસારમાં આપણી ક્ષુધાતુર પ્રવૃત્તિ જે સ્થળે જમવાના ભાણા ઉપર બેસે છે તે સ્થળે ઘણું કરીને પાસે પાસેજ સૌંદર્યની પણ કેટલીક તૈયારીઓ હોય છેજ. આથી કરીને આપણું કેવળ પેટજ નથી ભરાતું—સ્વાદમાં, ગંધમાં અને દેખાવમાં પણ સુંદરતા ધારણ કરે છે જગતમાં જો સુંદરતા જેવું કાંઇ હોતજ નહીં તો આપણે કેવળ પેટની જ્વાળા શાંત કરવા ગમે ત્યારે ગમે તે ખાઇ લેત આપણને ખાવાની સૌથી અનિવાર્ય જરૂર છે એટલું છતાં માત્ર પેટ ભરવાને માટેજ આપણે નથી ખાતા આપણાં ખાનપાનો સૌંદર્ય ભોગના દૃષ્ટિ બિંદુથી આપણને આનંદ પણ આપે છે આ જે આનંદ મળે છે તે આપણા પ્રયોજનથી અધિક છે.

જગતમાં સૌંદર્ય નામની જે વસ્તુ આપણને નફા ઉપરાંત વધારામાં મળે છે તે આપણાં મનને કઈ દિશામાં ખેંચી જાય છે? ભુખનું અસહ્ય દબાણ આપણા ઉપર ભૂતની માફક ચડી ન બેસે અને આપણું મન ભુખનું ગુલામગીરીમાંથી સહેજ સ્વતંત્ર રહે એટલા માટે સૌંદર્ય નિરંતર પ્રયત્ન કરી રહ્યું હોય છે ભુખની વિકરાળ મૂર્તિ જ્યારે આપણી સામે લાલચોળ આંખો કરી નિર્દય સ્વરોમાં કહે છે કેઃ—"તારે ખાવુંજ પડશે તારો એક પણ બચાવ હું સાંભળવા નથી માંગતી" તેજ વખતે સૌંદર્યલક્ષ્મી હસતે મ્હોડે આપણી પાસે આવી આશ્વાસન ભર્યાં મધુર, અમૃત વચનો ઉચ્ચારી, ભુખ રૂપી—પ્રયોજન રૂપી રાક્ષસીને ક્ષણવાર નીચું જોવરાવે છે, અર્થાત્ સૌંદર્ય પેટની જ્વાળાને નીચેના પડમાંજ રહેવા દઇ ઉપરના દીવાનખાનામાં આનંદ ભોજનની મનોહર તૈયારીઓ કરવા ઉંધાઇ જાય છે અનિવાર્ય પ્રયોજન એ ખરૂં જોતાં મનુષ્યોનું મ્હોટામાં મ્હોટું અપમાન છે પરંતુ પ્રયોજનની ઉપરાંત મળતું સૌંદર્ય એ અપમાનને દૂર હાંકી દે છે. આપણી ક્ષુધા તૃપ્તિની સાથે સાથે જ સૌંદર્યનો સ્વર મળેલો હોય છે. તેનો અવાજ ક્ષુધા કરતાં વિશેષ ઉચ્ચ અને ગંભીર હોય છે. એ સૌંદર્ય ભાવનાને લીધે જ એક વખત જંગલી અને નિરંકુશ ગણાતી જંગલી પ્રજા આજે સભ્ય બની ગઇ છે. સૌંદર્યજ જંગલી

લોકોનું જંગલીપણું દૂર કરે છે, સૌંદર્ય જ નિરંકુશને અંકુશમાં રાખે છે—અસંયમીને સંયમી બનાવે છે જેઓ થોડા સમય પૂર્વે કેવળ ઇંદ્રિયોની વાસનાઓને જ પરિતૃપ્ત કરવામાં જીવનની સફળતા માનતા તેઓ હવે સૌંદર્ય દેવીના પ્રતાપે પ્રેમની શિતલ છાયા નીચે આવી વસવા લાગ્યા છે. 'આપણને જ્યારે ભૂખ લાગે છે ત્યારે આપણે પશુની માફક અથવા તો રાક્ષસની માફક ગમે તે સ્થળે અને ગમે તે રીતે પેટ ભરી લેતા નથી. ખાવાની વસ્તુઓ અને ખાવાનું સ્થાન સારૂં—સુશોભિત ન હોય તો આપણને ખાવું ભાવતું નથી. એટલે કે હવે ક્ષુધાની પ્રબળ જવાળા અનેક અંશે મંદ—શિથિલ નરમ થઇ ગઇ છે એ શિથિલતા કયાંથી આવી? સૌંદર્યમાંથી સૌંદર્યજ આપણી પાસે સંયમ પળાવે છે એક ન્હાના બાળકને સ્વચ્છંદાથી જમતો જોઇ બોલીએ છીએ કે—"કેવો જંગલી છોકરો છે? ખાતા પણ આવડતું નથી બરાબર બેસી, જમણા હાથથી જાળવીને ખાતું જોઇએ તેજ આવડતું નથી" બાળક આપણા જેવો સંયમ પાળી શકતો નથી, કારણ કે તે સૌંદર્યને અનુભવી શકતો નથી સૌંદર્યજ આપણી પ્રચંડ પ્રવૃત્તિને નરમ બનાવે છે એમ શું હજી પણ કહેવાની જરૂર છે? સૌંદર્યજ આપણને સ્વાર્થી સંબંધમાંથી ઘડીભર અળગા કરી આનંદના ઉપવનમાં લઇ જાય છે. સૌંદર્ય કહે છે કે— "તમારે સંસારની સાથે કેવળ સ્વાર્થનોજ સંબંધ નથી—આનંદનો સંબંધ પણ છે ન છુટકે કોઇની સાથે સંબંધ રાખવો પડે તો આપણને પગલે પગલે દુ:ખી અને પરાજીત થવું પડે છે આનંદના સંબંધમાં તેવું કશું હોતું નથી—આનંદનો સંબંધ એનુંજ નામ મુક્તિ

આપણે જોઇ ગયા કે સૌંદર્યજ ક્રમે ક્રમે મનુષ્યને સંયમ ભણી લઇ જાય છે મનુષ્યને તે એક એવા પ્રકારનું અમૃત અર્પણ કરે છે કે જે અમૃતના પાનથી મનુષ્ય ક્ષુધાની રૂદ્રતાને દાબી દે છે. નિરંકુશતા કલ્યાણકર છે કે અકલ્યાણકર તેનો વિચાર કરવા જેટલી શક્તિ જેઓનામાં નથી હોતી તેઓ પણ નિરંકુશતાને—અસંયમને અસુંદર માની ત્યાગ કરવા લલચાય છે. અસંયમ કેવળ અકલ્યાણકર છે તેમ જરા અસુંદર પણ છે

સંપૂર્ણ



## પ્રાર્થના!

( રા. અશોક, બી. એ )

જગદીશ આ વિનય છે,
 જવ પ્રાણ તનથી નિકલે,
પ્રિય દેશ દેશ રટતા,
 આ પ્રાણ તનથી નિકલે.
ભારત-વસુન્ધરા પર,
 સુખ-શાન્તિ સમતા પર,
સુખી-શસ્ય-શ્યામલા પર,
 આ પ્રાણ તનથી નિકલે
દેશાભિમાન ધરતાં,
 જાતિય ગાન કરતા;
નિજ દેશ વ્યાધિ હરતા,
 આ પ્રાણ તનથી નિકલે
ભારતનું ચિત્રપટ આ,
 યુગનેત્રના નિકટ રે,
શ્રી જાન્હવીના તટ પર,
 આ પ્રાણ તનથી નિકલે



# બન્ધુઓ હવે તો જાગો.

(લેખક શ્રીમદ્ જીનેન્દ્રસાગર સૂરીશ્વરજી શિષ્ય-ખેતસિંહ)



બન્ધુઓ! પ્રગતિનો સમય આવી પહોંચ્યા છતાં આપણી કચ્છી જૈન કોમ પોતાના પ્રમાદરૂપ નિદ્રા દેવીને આધીન રહેલ જાણી બહુ ખેદ થાય છે બન્ધુઓ, હજી ક્યાં સુધી નિદ્રાવસ્થામાં રહેશો? પ્રગતિનો સમય વ્યતિત થતો જાય છે સઘળી જ્ઞાતિના આગેવાનો પોતાની જ્ઞાતિની ઉન્નતિ માટે કાંઈ કાંઈ ઉપાય કરી રહ્યા છે, કોઇ બોર્ડીંગો સ્થાપે છે, કોઇ જાહેર સભાઓ સ્થાપે છે કોઇ પુસ્તકાલયો, હુન્નર શાળાઓ, કલાભુવનો વિગેરે સમાજ હિત સાધક સંસ્થાઓ સ્થાપી સ્વજ્ઞાતિને આગળ વધારવા દિન પ્રતિદિન ઉત્સાહી બનતા જાય છે અને જ્ઞાતિને યોગ્ય પ્રમાણમાં આગળ વધારતા જાય છે અને આપણા બન્ધુઓ હજી પ્રમાદ રૂપ નિદ્રાનો ત્યાગ ન કરતાં એમજ બેસી રહે છે તે યોગ્ય નથી બન્ધુઓ! ઉઠો! ઉઠીને આ વિશાળ કાર્ય ક્ષેત્રમાં રહેલ અનેક જ્ઞાતિહિતસાધક કાર્યોમાંથી તમોને જે કાર્ય યોગ્ય લાગે તે ગ્રહણ કરી જ્ઞાતિનું હિત સાધી આ લોક તથા પર લોકનું શ્રેય સાધો! આપણી કચ્છી જૈન જ્ઞાતિમાં અનેક ખાતાઓ સ્થાપવાની જરૂર છે જુનાઓને સુધારવા તથા પડતાને ટકાવી રાખવાની જરૂર છે આ સઘળું કાર્ય તમારા વિના અન્ય કોઇ પણ કરવા આવનાર નથી બન્ધુઓ! સજ્જ થાઓ! આળસનો ત્યાગ કરી જ્ઞાતિની પ્રગતિ કરવામાં તન મન અને ધનનો ભોગ આપી જ્ઞાતિને ઉન્નતિના શિખરે પહોંચાડી જ્ઞાતિજનોના હૃદયાશિર્વાદ પ્રાપ્ત કરી સુખી બનો જ્યાં સુધી આળસનો ત્યાગ કરી જ્ઞાતિહિત માટે કટીબદ્ધ નહિ થવાય ત્યાં સુધી જ્ઞાતિનો ઉદય કોઇ પણ રીતિએ થવાનો નથી અનેક ગુરૂકુળો, બાળસમાજો સ્વદેશ સમાજો, જાહેરસભા, પુસ્તકાલયો વિગેરે સંસ્થાઓ સ્થાપવામાં તન મન અને ધનનો ભોગ આપો.

જૈન શાસ્ત્રમાં જ્ઞાન અપાવવાનું પુન્ય બહુ ઉત્કૃષ્ટ ગણેલું છે માટે હે બન્ધુઓ! દર વર્ષે લગ્નાદિ પ્રસંગે ખર્ચાતા લાખો રૂપીઆના ખોટા ખર્ચાને તિલાંજલિ આપી તે સઘળા રૂપીઆ જ્ઞાતિના ગરીબ વર્ગના બાળકોને જ્ઞાન આપવામાં ખર્ચો જેથી આ લોકનું અને પરલોકનું કાર્ય થાય બન્ધુઓ! આપણા કચ્છમાં આપણા ઘણા જૈન બન્ધુઓની સ્થિતિ અત્યંત શોચનીય છે આપણા દેશમાં ગરીબ વર્ગના બાળકો જ્ઞાન પ્રાપ્ત કરી શકે તેવા ખાતાઓ નથી ફક્ત કચ્છ નલીયામાં "શ્રી કચ્છી જૈન બાળાશ્રમ" નામે એક સંસ્થા છે પરંતુ તેની પાસે પણ પૈસાનું ભંડોળ નથી ઉત્સાહી વ્યવસ્થાપકો તથા ઉત્સાહી સુપરીન્ટેન્ડેન્ટના બળથીજ આ બાળાશ્રમ ચાલી રહ્યું છે આ ખાતાને મદદની સંપૂર્ણ જરૂર છે

બન્ધુઓ! "અબડાસા" અને "કંઠી" જેવા પૈસાપાત્ર પ્રદેશમાં એક પણ હાઇસ્કુલ અરે! મિડલ કે એંગ્લોવર્નાક્યુલર સ્કુલ નથી એ શું ઓછી શોચનીય બીના છે? "અબડાસા" તથા "કંઠી" પ્રદેશમાં અનેક લક્ષાધિપતિ અને કોટાધિપતિ શ્રીમંત પુરૂષો વસે છે મુંબઈમાં ઘણા મોટા પાયા પર વ્યાપારો ચલાવે છે તેમજ રંગુન, કલકત્તા, કોચીન, હૈદ્રાબાદ વિગેરે દૂર પ્રદેશમાં વ્યાપારાર્થે જઈ લાખો રૂપીઆ કમાય છે તેવા પુરૂષોએ આ બાબત ઉપર લક્ષ આપવું જોઇએ

બન્ધુઓ! હવે જ્ઞાતિને સુધારવા સજ્જ થાઓ! અને લાખો રૂપીઆ "વિદ્યાક્ષેત્ર" માં ખર્ચો. સ્વજ્ઞાતિમાં રહેલ ઉજ્જવલ હીરાઓને બહાર પાડી જ્ઞાતિને ઉન્નતિના શિખરે પહોંચાડો! લગ્ન પ્રસંગે થતાં ખર્ચો બન્ધ કરાવી આવા કાર્યોમાં તે પૈસા ખર્ચવાની ખાસ આવશ્યકતા છે એમ હું પુન જણાવુ છું અને તે બીનાપર ખાસ લક્ષ આપવાની જરૂર છે. બન્ધુઓ! તમોએ ઘણા એશઆરામો ભોગવ્યા તોજ કહી શકાશે કે જ્યારે ઉપર લખેલ બીનાને લક્ષમાં લઇ સ્વજ્ઞાતિ બન્ધુઓને સુધારવા માટે તમારી લક્ષ્મિનો ઉપયોગ કરી તેમના હૃદયના શુભાશિર્વાદ પ્રાપ્ત કરશો. જ્ઞાતિબન્ધુઓને સુખી કરી પછી તમે જે જે સુખ ભોગવશો તે સુખો તમને હમણાની અપેક્ષાએ હજાર દરજ્જે ઉચ્ચ લાગશે માટે બન્ધુઓ! હવે પ્રમાદનો ત્યાગ કરી ઉપર લખેલ હિતશિક્ષા હૃદયમાં ધારણ કરી જ્ઞાતિની ઉન્નતિ માટે અહર્નિશ પ્રયત્નશીલ રહો!

"ધા હોમ કરીને પડો ફતેહ છે આગે" એ વચનાનુસાર તમે તમારા કાર્યમાં સંપૂર્ણ રીતે જય પામશો એજ શુભેચ્છા ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ

## રસદિવસોનું સ્મરણ.

### હરિગીત

( ૧ )

આવી સખિમુજ મંદીરે, 'વ્હાલા' કહી ઉભી રહી,
"નિષ્કામ ભાવે અર્પુંછુ, તુજ ચરણમા આ જીંદગી;"
શી નમ્રતા શી આર્દ્રતા, અમૃત ભરી શી આંખડી,
કૈં કૈં વિચારૂં ઉર મંહી, બસ! ધન્ય આ છે દંપતી.

( ૨ )

'વ્હાલા' સુણ્યો એ શબ્દ હા! ગૃહ સ્વર્ગ આજ અનુભવ્યું,
મુજ ઉર આ સહચારથી, આનંદમાં ઉછળી રહ્યું;
નિઃશંક, માનવ જન્મમાં, બસ! એ અનુપમ લ્હાવ છે,
મુજ જીવન પ્રેરક માર્ગ દર્શક, રમ્ય એજ સુકાન છે.

( ૩ )

તુજ નેત્રમાં, તુજ હૃદયમાં, ભરપૂર સ્નેહામૃત ભર્યું,
કોદી સખિ! ભૂલું નહિ, મૃદુહાસ્ય ત્હારા હોઠનું;
હા! ધન્ય જીવન જે ગયું, રસપૂર્ણ ત્હારા અંકમાં,
એવા સખિ! રસ દિવસો, આજે સ્મરણમાં આવતા.

"નલિનીકાન્ત."






(લખનાર — રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઈ, બી. એ.)

*(નવેસરના અભ્યાસી ચાલ)*

---

આનો પુરાવો એ છે કે કેટલોક સમય થયા વિલાયતથી સાબુની આયાત વધતી ને વધતી જાય છે. સ્થાનિક માગ પુરી પાડવા માટે ઘણી નાની નાની સ્વદેશી ફેક્ટરીઓ ધોવાના સાબુ વગેરે બનાવવા માટે નીકળી હતી પણ તે બરાબર ચલાવાઇ ન હોવાથી ભાગી પડી છે. આ ધંધો એવો છે કે જો તેને યોગ્ય વ્યવસ્થા પુરસર મોટા પાયા ઉપર ચલાવવામાં આવે તો તે ઘણોજ સારો જામી શકે અને તેને માટે એક દરિયા નજીક બંદર પસંદ કરવું કારણ કે ત્યાં આગળ તેને કાચો માલ મેળવવા માટે સૌથી મોટું ક્ષેત્ર મળી શકે છે. સાબુની બનાવટમાં એક અગત્યનો ભાગ તો ગ્લીશરીન તેલની રીતે વ્યવસ્થા કરવી તે છે. (કોલ્ડ પ્રોસેસ) ઠંડી બનાવટમાં આ કીમતી વસ્તુ સાબુમાંજ દાખલ કરી દેવામાં આવે છે અને મૂળ માલની બનાવટમાં વજન વધારવાને કામ લાગે છે. કોપરેલ તેલ અથવા ચરબીમાંથી ઠંડી રીતથી જે સાબુ બનાવવામાં આવે છે તે ઘણો સારો બને છે, અને સાબુ બનાવવાની આ રીત હિંદના પશ્ચિમ કીનારા પરના દેશોને સૌથી વિશેષ ઉપયોગી થઇ પડે તેવી છે, કારણ કે ત્યાં કોપરેલ ઘણું મળી શકે તેમ છે. જો હિંદમાં સાબુનો ઉદ્યોગ સુસ્થિર કરવો હોય તો, આપણે આપણાં સાધન સામગ્રી માટે તેલમાંથી બનતી ચરબી ઉપર મુખ્ય આધાર રાખવો પડે એ દેખીતું છે, અને તેમાં એક અથવા બીજી ઉકાળવાની રીતની જરૂર પડે છે. ઉકાળવાથી બનતા સાબુઓ ગ્લીશરીન તેલમાંથી સહેલાઇથી જુદા પાડી શકાય છે, પણ બજારમાં ખપી શકે તેવી સ્થિતિમાં ગ્લીશરીન પાછું મેળવવાની ક્રિયા મોટા જથામાં બહુ સારી રીતે બની શકે તેમ છે. હિંદમાં ગ્લીશરીન તેલની માગ મર્યાદિત છે. પણ જો સાબુની બનાવટ વિસ્તારમાં કરવામાં આવે તો એ ફાલતુ પડતુ ગ્લીશરીન નિકાસ કરી શકાય. સાબુની બનાવટમાં જે જે પદાર્થો હાલમાં જોઇએ છે તે સર્વ આયાત કરવી પડશે. એટલે એખ્મા વનસ્પતિના તેલ અને ગ્રેગ્રીન શિવાય અન્ય સર્વ બીજી બાબતોમાં હિંદી સાબુ ઉકાળનાર યુરોપના તેના હરિફોની સામે ટકી શકે તેમ નથી.

## આલ્કાલીની બનાવટ

હિંદુસ્તાનમાં આલ્કાલી પદાર્થો કોઈ દિવસ બનાવી શકાય એ સંભવિત લાગતું નથી. માટે હાલમાં તો સાબુ ઉકાળી બનાવવા માટે જે માલમસાલો જોઇએ તે સસ્તો કેમ પડે તેની દીશા તો માત્ર એકજ દેખાય છે, અને તે દેશમાં હાથમાં તેલ કાઢવાની જે

પદ્ધતિ છે તેમાં સુધારો વધારો કરવો જોઇએ. મતલબ કે ખાતર માટે આપણે ખોળ વિશેષ જોઇએ છે કે સાબુની બાબતમાં આપણે દેશને સ્વતંત્ર કરવા જોઇએ છે કે, ગરીબ માણસોના ખોરાકમાં વધારે પુષ્ટીકારક સ્નિગ્ધ પદાર્થો આપવા છે તે ઉપર વિચાર કરવો જોઇએ આ ત્રણે બાબતો ઘણી ઇચ્છવા જોગ છે, તો પણ પ્રથમ આપણે તેલ કાઢવાના સાધનોમાં શો સુધારો કરી શકીએ તેમ છીએ તે તરફ લક્ષ આપીએ. આ પ્રશ્નની ટેકનિકલ બાજુઓ સાદી છે, એટલે કે યુરોપમાં જે યુકિતએ તેલ કાઢવામાં આવે છે તે સંપુર્ણ અંશે હિંદમાં લાગુ પાડી શકાય એમ છે કે નહિ, તે તપાસવાનુ છે. હિંદના કેટલાક પ્રાંતોમાં ઘણુ કામ કરવામાં આવ્યું છે, અને લડાઇ જાગ્યા પછી તો યુરોપમાં તેલી બીયાંની માંગ નહિ હોવાથી જાહેર પ્રજાનું લક્ષ એ તરફ ખેંચાયું છે. આનુ પરિણામ શુ આવ્યું છે તેના સંબંધમા બહુજ થોડું જાણવામાં આવ્યું છે. તેટલા માટે વિચારની આપ લે થાય તે માટે અને હાલના કામમાં અરસપરસ મદદ મળે તે માટે બેંગ્લોર ખાતે મહિસુર રાજ્યના ઉદ્યોગ વેપાર ખાતા તરફથી ત્રણ વર્ષ પુર્વે જે કામનો આરંભ કરવામાં આવ્યો છે તેનો એક ટુંક અહેવાલ અત્રે હું આપું છું.

## મહિસુરમાં તપાસ.

રેલ્વેદ્વારા વેપાર કેટલો ચાલ્યો હતો તેના આંકડાની તપાસ કરતાં માલમ પડ્યુ છે કે આ રાજ્યમાંથી તો તલનો મોટો જથ્થો નિકાશ થયો હતો. અને ઘી તથા વનસ્પતિનાં તેલો આયાત થયા હતા. એ સંબંધમાં તપાસ કરતાં માલુમ પડ્યુ છે કે બેંગલોરમાં પોલાદની એક કે બે યાંત્રિક ઘાણીઓ સિવાય બીજી બધી ઘાણીઓ લાકડાંની અથવા પથ્થરની છે અને તે બળદની મદદે ચાલે છે, ઘીને સ્થાને કપાસીઆના તેલની વપરાશ વધે એવું કરવાનું ઠરાવવામાં આવ્યુ હતું તે પછી પ્રાથમિક તપાસો કરવામાં આવી હતી, અને નાણાં રોકનાર પ્રજાની સગવડને લીધે થોડી એક કંપની હરિહર કે દેવનગર કે જ્યાં કપાસ સહેલાઇથી મળી શકે એમ હતું ત્યાં કપાસીઆનું તેલ કાઢવા માટે મીલ અને રીફાઇનરી કાઢવામાં આવી હતી. પણ લડાઇને લીધે આ યોજનાનું ફળ ચાખવામાં વિલંબ થાય છે. બળદો વડે ચલાવાની ગામડી ઘાણીઓ અથવા તો હાથની મહેનતે દીવેલીના બીઆ દાબવાના પેચવાળા *સંચાકામને બદલે સાણીના દબાણથી ચાલતા સંચાઓ વાપરવાના આવે તો બેશક એક* આ વધતુ પગલું છે, અને આવો મધ્યમાં માર્ગ ઇચ્છવા જોગ છે. યાંત્રિક શકિત વડે ચાલતી લોખંડની ઘાણીઓ, ગામડી ઘાણીઓ કરતાં ખચીત સુધારા રૂપ છે, અને ઘણે સ્થળે તેનો ઉપયોગ સારી રીતે કરી શકાય તેમ છે, -પણ એ બેની વચ્ચે પણ એન્ડરસનની નવી સુધરેલી ઢબની ઘાણીઓ જો વાપરવામાં આવે તો ઘણું સારૂં. મેસર્સ આર ગી મુનીઆપ્પાની કંપની માટે બેંગ્લોરમાં આવી એક યાંત્રિક ઘાણી ઉભી કરવામાં આવી હતી, અને તે ૧ાા વરસ થયા સારી ચાલે છે. તેમાં હિંગુડીનું તેલ કાઢવામાં આવે છે અને સારો નફો પેદા થયો છે. એક વરસમાં ૬૬૪ ટન હિંગુડીના બીઆ ખપ્યાં હતાં અને સરેરાસ ૨૮.૧ ટકા જેટલું તેમાંથી તેલ સરેરાસ કાઢવામાં આવ્યું હતું. વ્યવસ્થાઓની કાર્ય પદ્ધતિ ઉપર તેઓની અદ્ભુત શક્તિ ઉપરમાં જેમ વ્યાપારી સ્ટેટનો આધાર રહેલો છે તેમ કાર્યનાં યોગ્ય યંત્રો કામે લગાડવામાં રહેલો છે. આ કારખાનામાં આશરે ૩૦ હજાર રૂપીઆ રોકવામાં આવ્યા હતા, અને તેમાં ચોખ્ખો ૪૦ ટકા નફો મળ્યો હતો, ને ઉપરથી એટલું અનુમાન થાય છે કે આ કારખાનું ચલાવવા માટે કુશળ માણસો અને સારા યંત્રોનો વિનિયોગ

થયો હતો જ્યાં સસ્તે ભાવે 'વિજળી બળ મળી શકતું' હોય, જેમકે બેંગ્લોર અને મહિસુરમાં મળે છે તેમ, તો આવા પ્રકારના કારખાના કાઢવા માટે સંજોગો ઘણાજ અનુકૂળ છે, વળી આ કારખાનાઓ ચલાવવા માટે બહુ માણસો જોઈતા નથી તેમજ સતત ચલાવી શકાય છે મને આશા છે કે ભવિષ્યમા આ પધ્ધતિએ ઘાણીઓનુ કામ વધતુ જશે. હિંગુડી શિવાય પણ બીજા તેલી બીઆનો પ્રયોગ એન્ડરસનના નવા યંત્રોમા કરવામા આવ્યો હતો, અને યંત્ર કામ કરી શકે છે કે નહિ તે તપાસવામાં આવ્યુ હતુ, અને એક બે પ્રયોગમા તો પૃથક્કરણ કરીને માપીને કસોટી કરવામા આવી હતી. લોખંડની ઘાણીમાથી અને બળદની ગામઠી ઘાણીમાથી છીછલીનાં બીઆનુ તેલ કાઢવાનો પ્રયોગ ફરી જોવામા આવ્યો હતો, અને તેનુ પરિણામ નીચેના કોઠામા દર્શાવ્યુ છે

| તેલ કાઢવાની રીત | બીયા | અજમાયસ ખાતર કાઢેલા તેલના ટકા | બીયા ખોળમા તેલના ટકાનુ પૃથક્કરણ | | કાઢવામા આવેલ તેલના ટકા | રદ થયેલું તેલ |
|---|---|---|---|---|---|---|
| એન્ડરસન ઓઇલ એક્સપેલર (ઘાણી) | મુગફળી | ૦ | ૩૩ ૦ | ૮.૦ | ૭૭૪ | ૧૭.૫ |
| એજન ,, | દીવેલી | ૪૪ ૩ | ૪૭ ૨ | ૫ ૦૫ | ૪૮.૪ | ૫૬૪ |
| એજન | છીછલી | ૪૩ ૬ | ૫૦ ૨૫ | ૧૪ ૩૫ | ૪૧ ૯ | ૧૬ ૩૫ |
| લોખંડની ઘાણી | ,, | ૪૦ ૮૮ | ૫૧ ૬૦ | ૧૭ ૧૦ | ૪૧.૬ | ૧૯ ૩૫ |
| ગામઠી ઘાણી | ,, | ૪૦.૦૦ | ૫૭ ૬૦ | ૧૭ ૯૫ | ૪૧.૦ | ૨૦ ૫૫ |
| એન્ડરસનની ઘાણી | હિંગુડી | .. | ૩૯ ૮૦ | ૧૩ ૪૦ | ૩૦.૪ | ૨૩.૪૦ |
| એજન | ,, | ... | ૩૬.૨૫ | ૧૫ ૦૦ | ૨૫ ૦ | ૩૧ ૦૦ |
| લોખંડની ઘાણી | કુચેલું Hachella | | ૩૮ ૯ | ૧૦ ૯ | ૩૨ ૧ | ૧૯ ૨૦ |

આ કોઠાઓ ઉપરથી માલમ પડશે કે દીવેલીના બીયા શિવાય બીજા બધા દાબવામાં પુષ્કળ તેલ રદ બાતલ જાય છે, અને એન્ડરસનની ઘાણીઓ જ્યારે કોઈ બહારની શક્તિથી ચલાવવામાં આવે છે ત્યારે વિશેષ હોય છે, પણ સામાન્ય તેલ કાઢનાર યંત્ર તરીકે નથી તે ચલાવવામા કુશળ માણસની મદદ જોઈએ છે ખોળમાં તેલ બહુ રહી જાય છે તે તરફ ધ્યાન ખેંચવામાં આવવાથી, આ દિશામાં 'વિશેષ યુક્તિ કામે લગાડવામા આવી હતી,-અને બજારમાં વેચાતા આમના કેટલાક નમુનાઓ ભરી લેવામાં આવ્યા હતા અને તેમાં તેલ કેટલું રહેતું છે તે

ઇન્ડીઅન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ (હિંદી વૈજ્ઞાનિક સંસ્થા) માં પૃથક્કરણ કરીને તપાસવામાં આવ્યું હતું તેનું પરિણામ નીચેના કોઠાઓમાં દર્શાવવામાં આવ્યું છે.

| ખોળ | બનાવવાની રીત | સ્થાન | તેલ ટકા |
|---|---|---|---|
| કોપ્રા | લાકડાની ઘાણી | બેંગલોર | ૨૦.૫ |
| જીન્જલી | ,, | ,, | ૧૬.૨ અથવા ૧૭.૭ |
| ,, | ગામઠી ઘાણી | ,, | ૧૫.૧ |
| ,, | | મદ્રાસ | ૧૭.૦ |
| હિંગ્રુ | ,, | કેન્ગેરી | ૧૧.૮ |
| ,, | એન્ડર્સનની ઘાણી | બેંગલોર | ૧૧.૨૫ |
| દિવેલી | સ્ક્રુપ્રેસ | ,, | ૮.૪૫ |
| ,, | ,, | મદ્રાસ | ૭.૭૬ |
| ,, | ગામઠી ઘાણી | કેન્ગેરી | ૧૧.૧૫ |
| એપાઇ | લાકડી ઘાણી | બેંગલોર | ૧૩.૫ |

આ ખોળ જેમાંથી બનાવવામાં આવી હતી તેના બીઆનો નમુનો મળવો અશક્ય હતો એટલે મુળ બીઆની અંદર કેટલું તેલ હતું, અને ખોળમાં કેટલું રહ્યું હતું તેના ટકા કાઢવાનું બની શક્યું નહોતું પણ ઉપલા બે કોઠાના આંકડા સરખાવી જોતાં જણાશે કે મૂળ તેલીઆ બીઆમાંથી આશરે ૨૦ ટકા જેટલું તેલ ખોળમાં રહી જાય છે જ્યાં ખોળ ખાતરના વપરાશ માટે વેચી નાખવામાં આવે છે ત્યાં ખોળની અંદર રહેલું તેલ ફોકટ જાય છે એટલું જ નહિ પણ થોડે ઘણે અંશે ખોળમાં ખાતરની કીંમત પણ ઘટી જાય છે ખોળમાં રહેલું તેલ તેના વજનમાં વધારો કરે છે પણ ખાતરના ગુણોમાં વધારો કરતું નથી અને તેથી રોપા ફ છોડવાને જોઇતું જે નાઇટ્રોજન ખાતર સડવાથી પેદા થાય છે તે ઉત્પન્ન થવા તે તેલ હરકત કર્તા થઇ પડે છે, આ ઉપરથી આપણે એમ અનુમાન કાઢીશું કે જે ખાતરમાં વપરાતા તેલના ખોળ હશે તે ખાતર ટને ૧૦ થી ૧૫ ટકા તેલવાળા ખોળના ખાતર કરતાં બજારમાં વધારે કીંમત આપશેજ જે ખોળ ઢોરઢાંખરને ખોરાક તરીકે આપવામાં આવે છે તે ખોળમાં થોડું તેલ તો હોવું જોઇએ, પણ તેમાં જો તેલના ટકા વિશેષ હોય છે તો તે ખોરાક ઢોરથી પચાવી શકાતો નથી, એટલે તે પણ ફોકટ જાય છે, ઢોરને માટે વપરાતા ખોળમાં કેટલા ટકા તેલ રહેવું ફાયદાકારક છે તેના આંકડા હજી શોધી કાઢવામાં આવ્યા નથી

હવે જો કાર્બન ડીસલ્ફાઈડ કાર્બન ટેટ્રાક્લોરાઇડ, ત્રિક્લોર ઇથીલેન અથવા પેટ્રોલ જેવાં કસ કાઢી નાખનારા પદાર્થો (Solvents) વાપરવામાં આવે તો બીઆમાનું તેલ વ્યવહારીક રીતે બધું ખેંચી શકાય, અને હિંદુસ્તાનમાં આવી કોઈ પદ્ધતિથી કામ કરવામાં આવે તો તે ખચીત લાભકારક થઈ પડે, અને ઢોર માટે પણ ખોળ ઘણો ઉપયોગી થઇ પડે ખાવાને લાયક ખોળ પુરો પાડી શકે એવા બીઆમાંથી વધારે લાભ કાઢવાનો સંભવ બહુ ઓછો છે પણ આ બાબતમાં હજી વધુ શોધ ખોળ થવી જોઇએ ખાતરને લાયક ખોળ જેમાથી તયાર થાય છે તેના બીઆ સંબંધમાં તપાસ કરવી જોઇએ કે દાબીને કાઢવાની અને સોલ્વન્ટ વાપરવાથી ખર્ચ કેટલો આવે છે તેમજ ગામડી ઘાણીના ખોળના રહેતું તેલ છુટું પાડી શકે એવા કોઇ જાતના રોપા વાવવાથી લાભ થાય કે કેમ તેની તપાસ કરવી, અને વળી એ બે પદ્ધતિએ કામ કરવામાં આવે તો વ્યાપારી—દ્રષ્ટિયે અને વ્યવહારીક રીતે કંઈ ફાયદો થાય કે નહિ તેની તપાસ કરવી જે બીઆમાથી ખાવા લાયક તેલ અને ઢોરને માટે ખોળ નીકળે છે તેના સંબંધમાં તપાસ કરી ખાત્રી કરવાની કે એવો કોઈ સોલ્વન્ટ છે કે જેનાથી ચોખ્ખી નિર્મળ–સોલ્વન્ટના જરાપણ અંશવગરનું તેલ નીકળી શકે, અને ઢોરને માટે ખોળમાં જેટલું જોઇએ તેટલું જ રહી શકે જો આ તપાસના પરિણામે ના આવે તો તે પછી હાલમાં હિંદી બજારમાં જે ખાવા લાયક ખોળ મળે છે અને જેની નીકાશ થાય છે તેના ઉપર કોઈ રસાયણિક પ્રયોગ કરી શકાય કે કેમ તેની તપાસ કરવી

આજ કેટલોક સમય થયા મહિસુરનું ઉદ્યોગ ખાતું અને બેંગ્લોરનું હિંદી વિજ્ઞાન ખાતાનું રસાયણ શાસ્ત્ર વિભાગ—બન્નેએ સાથે મળીને સાબુ બનાવવાના સંબંધમાં શોધ ખોળ કરવા માંડી છે અને તેને માટે જોઈતા કાચા માલના પ્રશ્નનો અભ્યાસ જરૂરીઆત તપાસવા માંડી છે કારણ કે આ ઉદ્યોગે જે દીશા બતાવવામાં આવી છે તે દિશામાં પ્રગતિ કેમ કરવી તેની શોધ ખોળ કરવાને પ્રેરણા કરી છે હિંદુસ્થાનમાં સોલ્વન્ટની મદદથી તેલ કાઢવાનો પ્રયોગ કંઈ અજાણ્યો નથી, પણ અત્યાર સુધીમાં તેને વ્યાપારી ફત્તેહ મળી નથી અને હિંદના વાતાવરણમાં સોલ્વન્ટોના ઉપયોગ કરવા પહેલા જ્યાં રસાયણિક કારખાનાની સગવડો મળી શકતી હોય ત્યાં બરાબર તપાસ કરવાની જરૂર છે તેમાં જરાપણ શક નથી સાબુ બનાવનારને જોઇતો માલ મસાલો આ પ્રકારના સોલ્વન્ટોના ઉપયોગ કરવાથી જોઇએ તેટલો મળી શકશેજ એ તો નક્કીજ છે, અને એટલું ખાત્રી વાળુ એ પણ છે કે પ્રયોગની સફળતાની જરૂરના સંજોગો બરાબર સમજવામાં આવશે, ત્યારે યુરોપમાં કે જમાં સોલ્વન્ટ દ્વારા કાઢવાની જે રીત છે તે રીત હિંદમાં પણ અસરકારક અને ઉપયોગી જણાશેજ





# કુમુદ.

(લેખકઃ રા. જયન્ત.)

આજે પૂર્ણિમાનો દિવસ હતો, ચંદ્ર પ્રકાશની શીતળતાથી ભરેલી ચંદ્રજ્યોતિ માનવ હૃદયને આનંદિત બનાવતી હતી. તાપથી તપ્ત બનેલાં મનુષ્યો ચંદ્રની શીતળતાથી શીતળ બનેલી વાયુલહરીની શાંતિ અનુભવતાં નિદ્રાદેવીને આધીન થયાં હતાં. શાંતિદેવીનું સામ્રાજ્ય પ્રસરી રહેલું હતું; અને મધ્યરાત્રીનો સમય થયો હતો, તેથી સર્વત્ર જાણે નિર્જન પ્રદેશ હોય તેવો ભાસ, આ સમયે જાગૃત મનુષ્યને થતો હોય તો આશ્ચર્ય જેવું નથી. આવા વખતે એક ભવ્ય મકાનની અગાસીમાં એક યુવક પડ્યો પડ્યો ચંદ્રદર્શનનું સુખ અનુભવતો હતો. તે કોઈ વિચારવાટિકામાં ભમતો હોય તેમ જણાતું હતું.-- તેની વિચારમાળામાં વિઘ્ન નાખવાનો આપણને અધિકાર નથી એવું માની હું દૂર રહ્યો રહ્યો તેના પ્રતિ દૃષ્ટિ કરી રહ્યો હતો; પણ તે શા વિચારમાં છે તે હું સમજી શક્યો નહિ. હું તેની વિચારમાળા જાણવાને પ્રબળ ઇચ્છા ધરાવતો હતો; કારણ કે તે મારો બાળ સ્નેહિ હોઇ, હું તેના માટે મોટી આશા ધરાવનારાઓમાંનો એક હતો. આ વિચાર મારા મનમાં ઉદ્‌ભવતાંની સાથેજ પરમકૃપાળુની ઇચ્છાથી તે જાણવાને મોકો કર્યું મને મદદ કરી.

તે એકદમ આવેસથી બોલવા લાગ્યો —"અરેરે! પ્રભુ!! બસ થયુ!!! હું શુ કરૂં? મારા જેવુ એક હિમ્માતાનુ રંક બન્યુ, એક નિર્દોષ બાળાના સુખમા અંતરાય રૂપ થઇ પડશે, એવો કોઇને કદી ખ્યાલ પણ આવ્યો હશે? ઓ કુમુદ! કુમુદ!! બ્હેન કુમુદ!!! જો ધનથી તારૂં દુઃખ દૂર થઈ શકે તેમ હોત તો મારી જાતને વેચી તારૂં દુઃખ દૂર કરતે જો મનથી દૂર થાય તેમ હોત તો મનને મારી કચરી તોડી નાખતે, જો તનથી દૂર થાય તેમ હોત તો આ તનને તોડી છિન્ન ભિન્ન કરી તારા સુખનો માર્ગ કરતે અફસોસ છે કે, તે ત્રણેમાથી એક પણ તારૂં દુઃખ દૂર કરવાને હુ સમર્થ નથી ત્યારે શુ હુ તારૂં દુઃખ દૂર નહિ કરી શકુ? પૃથ્વીમા અશક્ય વસ્તુ કંઈ છે? ત્યારે શુ મારાથી કંઇ બની શકે તેમ છે? અરે, ઓ હિન્દના કુપુત્ર! એક સતી બાળા પર અપવાદ મૂકી તેને કચરી નાખવી યોગ્ય લાગે છે? હાય, પ્રભુ! ભલે, તને યોગ્ય લાગે તો મારો પ્રાણ લે, પણ એક

સતી બાળા પર તુ દુઃખના ડુંગરોનો વરસાદ વરસાવ! પ્રભુ! શુ તારૂં જીવન અશ્રુમયજ રહેવા સરજાયુ છે? શુ તારી વિશુદ્ધ હૃદયની વિનતી ઇશ્વર નહિ સાંભળે? કુમુદ! તારા નિર્મળ, વિશુદ્ધ અને પવિત્ર અશ્રુ પરમ કૃપાળુ પરમાત્મા પોતાના પદર વડે કેમ નહિ લુછે? જો તેને જાઈ જુઇના પુષ્પો પ્રિય હશે, જો હિમ બિંદુથી કંપિત થયેલો ગુલાબ તેને પ્રિય હશે અને જો જળાશયની લહેરો પર



શ્રી જયન્ત

આંદોલિત થતા કમળ જોઇ તે પ્રસન્ન થતો હશે તો તારા અશ્રુસ્રાવથી જરૂર તે પ્રસન્ન થશેજ! તારી પવિત્ર વિનતી તેને સ્વીકાર્યા સિવાય ચાલશે જ નહિ કારણ કે, તારા ઉદાર હૃદયના જળાશય પર આંદોલિત થતા અશ્રુબિંદુ કમળ પ્રમાણે મોહક છે! તારા પ્રેમ-ગંધથી યુક્ત એવા અંતઃકરણના ગુલાબ પર ઉત્પન્ન થયેલ આ અશ્રુહિમ બિંદુ પ્રમાણે જ સ્વર્ગીય છે! તારાં નેત્રમાથી સ્રવતા અશ્રુ જાઇ જૂઇના પુષ્પ પ્રમાણે અત્યંત આકર્ષક છે! કુમુદ! તારા અશ્રુ પ્રભુ પોતાના પદરથી દૂર કરશે, એટલુજ નહિ પણ તે હમેશ તને સંભાળે છે અને સંભાળશેજ.'

આ શબ્દો સાંભળી હુ ધૈર્ય ધારી શક્યો નહિ હુ તરત તેની પાસે ગયો મે ધીમા સ્વરે તેને પૂછ્યુ, "બન્ધુ ચંદ્ર! તુ આ શાંત સમયે શાંતિ કેમ ખોઈ બેઠો છે? તારા શબ્દો મે સાંભળ્યા છે અને હુ સારી રીતે સમજી ગયો છુ કે, તુ કુમુદના દુઃખે દુઃખી બની ગયો છે તારી શુભ ઇચ્છાઓ પ્રભુ પૂર્ણ કર્યા સિવાય રહેશે નહિ અને જો હુ ભૂલતો ન હોઉ તો તુ જે અત્યાર સુધી મારાથી પણ ગુપ્ત રાખતો હતો, તેનો કંઇક ખ્યાલ આપવામા પ્રભુએ સહજ પ્રસંગ આપ્યો છે, માટે તુ મને કોઇ પણ જાતની હરકત આણ્યા વગર સર્વ કહે"

કુમુદ કોણ હતી? અને આ સર્વ શો ગણગણાટ થઈ ગયો? એવો પ્રશ્ન વાચકના હૃદયમા થાય તો તે સ્વાભાવિકજ છે કુમુદ એક નિર્ધન પણ વિદ્વાનની પુત્રી હતી તેના વિદ્વાન પિતાની વિદ્યાના, કુમુદની માતાને ઉત્તમ સંસ્કાર થયેલા હતા અને તેનાજ પરિણામે

કુમુદની બાળવયમાંજ કુમુદના પિતાએ સ્વર્ગવાસ કર્યો હતો તોપણ તે એક ઉત્તમ આર્યબાળાના નામને દીપાવનારી કન્યા બની હતી. કર્મ ધર્મ સંયોગે કુમુદના સમીપનાં સંબધીઓએ તેની માતાને ખોટી રીતે સમજાવી, સત્ય હકીકત પડદા પાછળ રાખી એક વૃદ્ધ પણ ધનવાન પતિ ગરીબ બિચારી કુમુદને પ્રાપ્ત કરાવી આપ્યો હતો. કુમુદ એક આર્ય બાળા હતી અને તેને છાજે તેવી રીતનું ઉત્તમ શિક્ષણ તેને મળ્યું હતું, તેથી તે સર્વ રીતે સંતોષ ધારી પોતાના વૃદ્ધ પતિની સેવામાંજ કાળ વ્યતિત કરવો, એજ પોતાનું કર્તવ્ય છે એમ સારી રીતે સમજતી હતી પરંતુ તેની પાછળ એક એવા ભયંકર પિશાચે કેડો લીધો હતો કે, તેણે તેને સુખ મળવા દીધું નહિ

વડોદરામાં કામાટીબાગ નજદીકની ચાલીના પાછલા ભાગની એક નાની ઓરડીમાં કુમુદનું પિતૃગૃહ આવ્યું હતું. આજે તેની માતા ભયંકર મંદવાડ ભોગવતી હતી, કુમુદ માતાની સેવા માટે શ્વસુર ગૃહેથી ઘેર આવી હતી. પુત્રીનું મુખ જોઇ માતાના દુઃખમાં જોકે વાસ્તવિક રીતે વ્યાધી દૂર થયો ન હતો, તોપણ ધરાડો થયો હોય તેમ લાગતું હતું. તેનાથી દુઃખમાં બોલાતું ન હતું, તો પણ સહજ પ્રયત્ન કરી તેણે મંદ સ્વરે પુત્રીના કાનમાં ગણગણાટ કર્યો. કુમુદની માતાનું નામ સરસ્વતી હતુ. હવે તેને નામથીજ સંબોધીશુ.

સરસ્વતીએ કહયું, "બહેન જો મેં તારા માટે જરૂર જેટલી કાળજી રાખવામાં દુઃખની દરકાર કીધી નથી. તારા સુખ માટે મેં આવા સ્થળે લગ્ન યોજ્યું ન હતુ. શું કરૂં ? મને તારી જીજીએ ફંદમાં ફસાવી ! તારા પિતાએ મૃત્યુ સમયે મને સ્પષ્ટ કહયું હતુ કે, તું તેનો વિશ્વાસ કરીશ નહિ. તે વિશ્વાસને પાત્ર નથી અને તેથીજ મેં તેને હમેશને માટે ત્યજેલી છે પણ બહેન, જુલી ! અરેરે ! મારા પ્રારબ્ધેજ ભુલાવી" છેવટના શબ્દો એટલા આવેશપૂર્વક બોલાયા કે તરતજ તેની અસર શરીરપર થઇ સરસ્વતીનું મુખ બંધ થઇ ગયું. આવેશમાં ને આવેશમાં સન્નીપાતનો પ્રારંભ થઇ ગયો. કુમુદ ગભરાઈ! અજ્ઞાન બાળા આવા સમયે શું કરી શકે ? અંધારામાં પુર દીપક બુઝાઇ ગયો. દીવાસળીની પેટીની શોધનો આરંભ થયો, પરંતુ એક લાકડાની સળી પણ આ વખતે શત્રુ બની બેઠી. અંતે કુમુદ કંટાળી અને ઇચ્છા નહિ હોવા છતાં પણ બહાર નીકળી જીજીને પોકારવા લાગી. કેટલાક પોકાર કર્યાં ત્યારે જીજીએ ઉત્તર આપ્યો કે, "કેમ શું છે ? તારી માને વધારે દુઃખ થાય છે ? ગભરાઇશ નહિ એતો ટાઢને લીધે એમ લાગે. અત્યારે દીવાસળીની શી જરૂર છે ? સવારે સર્વ થઇ રહેશે. તું હમણાં સુઇ જા !" આ ઉત્તરથી કુમુદ સજ્જડ થઇ ગઇ, પણ હવે તેની હીંમત રહી નહિ; કિન્તુ તેણે પુનઃ જીજીને નહિ બોલાવવાનો નિશ્ચય કર્યો, પણ પ્રભુની પ્રેરણાથી ચંદ્રની નિદ્રા એકદમ ઉડી ગઇ હતી. તેણે આ શબ્દો પોતાની અગાસીમાં સાંભળ્યા હતા. તે તરતજ એક કંદીલ લઇ નીચે ઉતર્યો અને કુમુદ આગળ જઇ ઉભો રહયો.



" બહેન શું છે ? બીઓ નહિ ! હું તમારો પડોશી છું તમે મને ઓળખતા નથી તેમ હું તમોને પણ ઓળખતો નથી, પરંતુ તમે 'આ સમયે કોઇ દુઃખમાં છો,' એમ જાણીને હું આવ્યો છું જો હરકત ન હોય તો જે કામ હોય તે મને ખુશીથી કહો હું આનંદપૂર્વક ગમે તેવું કઠિન કાર્ય હશે તોપણ કરીશ એવી મને શ્રદ્ધા છે "

એક અપરિચિત જુવાનને આ પ્રમાણે અણુચિતન્યો આવેલો જોઈ પ્રથમ તો કુમુદ લજ્જા પામી, પણ તરતજ તેને માતાની સ્થિતિનું સ્મરણ થયું, તેથી વિનયપૂર્વક ઓરડીમાં આવવા સૂચવી, પોતે આગળ થઈ ચંદ્ર કદી ન લઈ તેની પાછળ પાછળ ગયો અને બિછાનામાં પડેલી સજ્જનતીને જોઈ કમુદને કહ્યું બહેન ગભરાશો નહિ ! હું ડાક્ટરને બોલાવી હમણાંજ પાછો આવું છું આવા સમયે ઘર ગયું ઉપાય કરવા ઉચિત નથી '



ચંદ્ર તરતજ સાયકલ પર સ્વાર થઇ પોતાના એક ડાક્ટર મિત્રને બોલાવી લાવ્યો ડાક્ટર પ્રકૃતિ જોઇ દવા આપી જરૂરની સૂચના આપી ચાલ્યો ગયો—ડાક્ટરે પોતાના ઘર ભણીનો માર્ગ લીધો પછી ચંદ્ર પાછો સ્વગૃહમાં આવવા લાગ્યો પણ તેને વિચાર આવ્યો કે, બાલિકા એકલી હોવાથી ગભરાશે માટે તેને આશ્વાસન આપી, પછી જવું જોઇએ ચંદ્ર પુનઃ કુમુદ પાસે આવ્યો અને કહ્યું, બહેન ! આ વ્યાધી એટલો ભયંકર નથી કે જેથી તમારી માતા માટે શંકા થાય, પણ જો જરૂર પડે તો મને બૂમ પાડજો, હું તરત આવીશ મારૂં નામ ચંદ્ર છે "

" અલી કુમુદ ! ઠીક છે ! હવે તું મારા સપાટામાં આવી છ જોઉં છું તારા વાઘા ક્યાં સુધી તું ચલાવી શકે છે ? યાદ રાખ કે હું તને રીબી રીબીને ન મારૂં તો મારૂં નામ કુમુદતા નહિ ! હું કોણ ? શું તું નથી જાણતી ? હવેજ તને ખબર પડશે કે પાંચ વીસે સો થાય ! કાલેજ તારો ઘાટ ઘડી નાખું છું. જો કે ચંદ્ર પવિત્ર છે, પણ જ્યારે તેને અપવિત્ર ન મનાવું તો જાણજે કે મારી માતાને પેટે હું પુત્રી નહિ પણ પથ્થરજ પડી હતી ! બસ ! બસ ! હવે તો એમજ ! ચંદ્ર, તું પણ માની લે કે હવે તારી સમાજ સેવા ધુળમાં મેળવી દેનારી એક વ્યક્તિ તને મળી છે ! કુમુદ ! જો તારી માતાનું

મારા પતિ સાથે લગ્ન થયુ ન હોત તો શું તારા બાપનો મારા વગર છુટકો હતો? જ્યારે તારી મા ડાહી ડમરી સતી સાધ્વી બની બેઠી ત્યારેજ, મારા અપલક્ષણ માટે, હું હંમેશાને વાસ્તે તારા પિતાથી તજાઈ! પણ હવે હું જગતને બતાવી આપીશ કે, મેં તો ગમે તેવાં કર્મ કર્યા, પણ આ જે સીતા બની બેઠાં છે તે સીતા નથી પણ મારાં બહેન છે. હવે તું ક્યાં જવાની છે? મુદ્દો હાથ લાગ્યો છે! સત્યની દરકાર કોને છે? સત્ય કોણ લેવા બેઠું છે? જગતને માત્ર સહજ પડછાયો જણાવો જોઇએ." આવા પ્રકારના વિચાર કરતી કુમુદની છછી અપાટાબંધ ગોપાગેટ તરફ ચાલી જતી હતી

× × × × ×

"અરે! હમણાજ પણુસો રૂપીઆ ખર્ચ્યો તે આટલા માટે કે? ક્યાં છે બતાવી દે! નહિ તો બારજ વાગ્યા સમજજે!" જમાઇએ ધમકી સાથે દમ ભરાવ્યો.

સરસ્વતી વચ્ચે બોલતા જતી હતી તેને અટકાવી કુમુદેજ નીચે મુખે જવાબ આપ્યો, "નદીપર ગઈ હતી, ત્યાં હાથેથી સરી પડી, ઘણીએ તપાસ કરાવી પણ ઉંડા જળમાં કંઈ પત્તો લાગ્યો નહિ."

"બહુ સારૂ! ઘંડા જળમાં તુ કેમ ,જંપલાઇ નહિ પડી? તમારા કાળાં કૃત્ય તમારાં છુપાવ્યાં છુપા રહેનારાં નથી! કોઇ ઘરમાં આવતું જતું હતું ખરૂં કે? જાણીતા સિવાય ચોરાયજ નહિ!"

"ના કોઇએ આવતું ન હતું. અમ ગરીબના ઘરમાં કોણ આવનાર હતું? પણ કહ્યું છું કે નદીમાં પડી ગઇ ત્યાં પછી ચોરી થવાની વાતજ ક્યાં રહી!"

કુમુદની છછી કંઈ કુમુદનું હૃદય બાળવાની સંધી જવાદે તેવી ન હતી! તરતજ તેણે ટાપશી પુરી કે, "બહેન! આપણા ડાકટર સાથે કોણ આવ્યું હતું? આજે તો કોઇનો વિશ્વાસ કરી શકાય નહિ. તું તો ભોળી છે તે બધાને તારા જેવા સમજે, પણ તું અરમા-વાડાના ચાળાથી હજુ અજાણી છે!"

હવે તો કુમુદની પૂર્ણ ખાત્રી થઈ કે, આ કુલટાએજ આ પતિરાજને પલટાવ્યા છે. કુમુદે વિચાર્યું કે, વિશેષ વાતથી કંઇ ત્રીજુંજ થશે, તેથી આજીજી કરી કહ્યું, "છછી! તમારી વાત ખરી છે, પણ કંગની તો સરિતામાંજ સરી ગઈ છે. એટલે બીજાપર દોષ કેમ મુકી શકાય!"

"બસ કર, તારો લવારો! તમારાં કાળાં કૃત્યોનો બદલો તમને મળવોજ જોઇએ શું ભણી આટલાજ માટે! તારા બાપે તને આવાં કર્મ કરવા સારૂજ ભણાવી હશે! તારી મા પણ તેવીજ! હું જાણતો હતો કે, ડોસી ડાહી હશે, ત્યારે તો મા દીકરીના ડહાપણનું રૂપ તો આવું છે! તારી માને ખાવા ન હોતું મળતું તો મારે ત્યાં આવીને પડી રહેવા કોણે ના કહી હતી? પણ આવી વેશ્યાને વટાવે તેવી વિદ્વત્તા ક્યાંથી આવી? બતાવ! સાલ! ડાક્ટર સાથે કોણ આવ્યો હતો!" પતિએ કહ્યું.

હવે સરસ્વતીથી રહેવાયું નહિ. ધીમેથીજ પથારીમાં બેસી ગળગળા સ્વરે કહ્યુ, "તમે મારા પૂજ્ય છો એમ કહું તો પણ ખોટું નથી અને વળી કહું કે તમે મારા બાળક સમાન છો તો તે પણ અસત્ય નથી. નહિ બોલવા જેવા શબ્દો બોલી આ ઉંમરની ઘડીએ મને શા કરવા દુઃખી કરોછો? તમે બોલવાની કંઇ હદ રાખો તો સારૂં! તમોને વધુ કહેવાની મારામાં નથી; પણ તમે અનુભવી છો, અને તમારી આગળ અનેક બનાવ બની

તો સહજ બાબતમાં આમ ક્રોધી શા માટે બનો છો? વગર વિચારે કોઈના પર ક્રોધ મુકવો એ ઠીક નહિ. તે તો બિચારાએ મધ્યરાત્રીએ મારી સેવા કરી તેનો બદલો આવો કેમ આપી શકાય? તે મારા પુત્ર સમાન છે, એમ જ તેને તેવી સહાય કોણ કરે તેમ છે? પ્રભુ! પ્રભુ! ક્ષમા કરો!! તમારી કમતીની કીમત મારૂં રાચરચીલું જે હશે તે વેચી સાટી પુરી કરીશ!"

'હજુ તો સફાઈમાંથી હાથ કાઢવો નથી! પણ જરા વિચાર તમેજ કરો તો બહુ સારૂં! મેં તો સંપૂર્ણ વિચાર કરેલો છે હવે તમે જોઈ લો કે તમારી શી દશા થાય છે?' એટલું કહી જમાઈ ચાલ્યા ગયા. કહેવાની જરૂર નથી કે કુમુદની ફઈજીનો તેમની સાથે ઘણા લાંબા સમયથી આડો વ્યવહાર હતો અને તેનાજ કારણે તે નટાએ વચમાંથી કુમુદનું કંટક દૂર કરવાની આ બાજી રચી હતી.

× × × × ×

'હિંમતલાલ આજ તો જાણવા મળવાનું છે. દશાલાડની વાડીમાં આજે કંઈ ઓર રંગ મચી રહ્યો છે. પેલી બિચારી કુમુદ અને તેની મા સરસ્વતીને ન્યાત બહાર મુકવાની તૈયારીઓ થાય છે. શું ન્યાતના આગેવાનોનો એજ ધંધો છે કે? ચાલો આપણે પણ જોઈએ તો ખરા કે શું થાય છે!' માણેકલાલે કહ્યું.

દશાલાડની વાડીમાં આજે મહાજન સમાજ ભરાયો છે. એક આવે બે જાય છે. કોઈ બુમો પાડે છે, કોઈ શાંત રહેવા સુચના કરે છે, કોઈ કુમુદને દોષિત જણાવે છે ત્યારે કોઈ શેઠીયાની શરમના પ્રપંચ કરી તેમને હકાલવાની જરૂરીયાત જાહેર કરે છે. હમણાં તો સૌ સૌને ફાવે તેમ ચર્ચા કર્યા કરે છે. આજના આમંત્રણમાં ખુબી એ હતી કે, આ ન્યાય જગત્ પાવક ગોપીજન પ્રિય અધમોદ્ધારક આચાર્ય મહા પ્રભુ આપનાર હતા. અનેક પ્રકારની વાતો ચાલી રહી છે એટલામાંજ પ્રભુની પધરામણી થઈ. હવે સર્વત્ર શાંતિ-પસરી રહી. આચાર્ય શ્રીએ પોતાની બેઠક લીધી અને હકીકત જાહેર કરવા આજ્ઞા કરી કે, તરતજ સરસ્વતીના જમાઈ ગાડાવાળે ઉભા થઈ દ્વિહસ્ત જોડી માથું નમાવી કહ્યું— ચાલુ—પા. ૧૫

## ॥ આત્મહિતોપદેશ ॥

**ભજન**

સાચતો બતાવો વાલા ક્યિું તાહરો દેશ,
કિહાનો સઘાતી જાની, અહીં આવ્યો (તું) એક।
કિહાં છે જવાનો, વાલા ભમતા તું એક ।સા।૧
જન્મ લિધો જદ વાલા ભુરા હતા કેશ।
સ્વાહીથી સપેતી આવી હવે તો તું ચેત ।સા।૨
માત પિતા ને બાંધવ, તારા નહી અંક।
વૃથાહિ પચો છો વાલા નિગમ્બર દેખ ।સા।૩
ધર્મ એક સઘાતી સાચો જુઠો છે અનેક।
હિંમત લે પ્રભુનો સરણો છેમ રહે ટેક ।સા।૪

યતિ હિમ્મત વિજયજી

"મહારાજ ! આપ સર્વજ્ઞ છો, આપનાથી કંઇ અજાણ્યું નથી. પરંતુ જગતને માનુષિ લીલા બતાવવા માટે જ્યારે આજ્ઞા થઇ છે, ત્યારે તેને આધીન થવાની મારી ફરજ છે. પ્રભુ ! મારી સ્ત્રીએ અને સાસુએ એક એવા માણસ સાથે સંબંધ કર્યો છે કે, જે આપણા શાસ્ત્રની આજ્ઞા મુજબ બહિષ્કાર થવાને પાત્ર છે. તે માણસનું નામ આપ જાણોજ છો. વળી તેણે વિલાયતી દારૂવાળી દવા પણ પીધી છે."

આ સભામાં બેઠેલા એક ગ્રેજ્યુએટથી આ વિલાયતી દવાની વાત સાંભળી ચૂપ બેસી રહેવાયું નહિ તેણે ઉઠી કહ્યું, "શું દવા પીધી તે માટે તે ભ્રષ્ટ થઈ ગઈ કે? અને જો ભ્રષ્ટ થઇ હોય તો પ્રાયશ્ચિતથી પાવન કરો! પણ તે પહેલાં તેની હકીકત પણ જાણવાની જરૂર છે. ન્યાયકાર્યમાં વાદી અને પ્રતિવાદી એમ બન્નેની હકીકત સાંભળવી જોઇએ."

મહારાજે ઉઠી આજ્ઞા કરી કે "આ વિષયમાં આજકાલના આંગ્લજનોની ભ્રષ્ટ વિદ્યાથી ભ્રમિત થએલા મનુષ્યોએ માથું મારવાની જરૂર નથી. અમો સર્વ સમાચારના જ્ઞાતા છીએ, એટલે પ્રતીપક્ષના જવાબની જરૂર નથી. ચંદને હું સારી રીતે જાણું છું, તે એક કોલેજમાં જનારો યુવાન છે. કોલેજમાં જાય તેટલા ખરાબ છે, એમ કહેવાનો મારો આશય નથી, પરંતુ આંગ્લ વિદ્યાની જે ખરાબ અસરો થાય છે, તેનાથી તે મુક્ત રહેલો નથી વળી તે ખ્રીસ્તીઓની સભામાં જાય છે, આર્ય સમાજની સંસ્થાઓમાં જાય છે, જૈનોના ઉપાશ્રયમાં વખાણ સાંભળવા ભમે છે, નૃસિંહાચાર્યના નાસ્તિક ધર્મનું અવલોકન કરે છે, પ્રાર્થના સમાજમાં પ્રાર્થના કરવા દોડે છે, મૂર્તિઓને દુરથી નમસ્કાર કરે છે, અસ્પૃશ્યોની ઉન્નતી કરવાની વાતો કરે છે અને વૈષ્ણવોને હસે છે, તેમજ તે જે ડાક્ટરને દવા કરવા તેડી લાવ્યો હતો તે ડાક્ટર પારસી હતો, માટે તેનાથી સરસ્વતી ભ્રષ્ટ થએલી છે. વિશેષમાં એ છે કે, કુમુદ જેવી યુવાન બાળા પાસે જવું એ પણ સમયને ટેકો આપે છે, અને જે યુવાન ન્યાતનો નથી, કોઇ બાળાનો પરિચિત નથી, તેનો રાત્રીએ જવાનો શો આશય હોય? આટલી જેહમત તે શા માટે ઉઠાવે? સ્પષ્ટ છે કે, તેનો કંઈ વિચિત્ર સંબંધ હોવો જોઇએ? માટે તેને નાતિ બહાર કરવામાં આવે છે"

બસ, ન્યાય થઇ ગયો! મહા પ્રભુજીને શાસ્ત્રની શી ખબર હોય કે શાસ્ત્ર પ્રમાણે જોવા રહે. અહો. વળી. બાંડુ કુવા. બેઓ. સો. ફુઈ વિ. વેરાઈ જાય., ન્યાતમાં. સાહેબ. પણી. રહી., ને જેમ. ફાવે તેમ બોલી ચાલ્યા ગયા ઘણાઓને આ ન્યાય નહિ પણ સ્પષ્ટ અન્યાય જણાયો. પરંતુ મહારાજની આજ્ઞા થઇ ત્યાં વચમાં કોણ બોલી શકે?

મહારાજની આજ્ઞાનો સર્વેએ સ્વીકાર કરવામાં આવ્યો અને કુમુદ તથા તેની માતા ન્યાતથી દૂર થયાં. સરસ્વતીને ન્યાતની દરકાર ન હતી, કિન્તુ તે પોતાની પુત્રીના દુઃખે ઝુરતી હતી, તેના પર જે સંગીન આરોપ મુકવામાં આવ્યો હતો, તેના તાપથી તો તેનું સર્વ અંતર બળી રહ્યું હતું વળી તેનો વિશુદ્ધ આત્મા આટલો પરિતાપ પામવા છતાં ભલા (!) ઢોંગીઓ પર આશીર્વાદ વરસાવતો હતો. હવે તો પ્રભુ પાસે મૃત્યુનીજ યાચના કરી રહી હતી, પરંતુ કોઇ પણ આવા દુઃખદ પ્રસંગે તેને મળવામાં પોતે જાણે દુઃખી થશે, તેમ ભયથી દૂર રહેવા કરતો હતો

ચંદ્ર, કુમુદની ખ્યાત અને ધર્માચાર્ય સબંધી વિચાર કરતો પથારીમાં પડ્યો રહ્યો હતો તે વખતે "ચંદ્રકાન્ત" કહી પોષ્ટમેન એક કવર આપી ચાલ્યો ગયો. કવર તત્કાલ ફોડ્યો અને વાંચવાનું શરૂ કરતાંજ અશ્રુધારા ભરી પડી



પ્રિય ચંદ્ર!

'પ્રિય સંબોધનથી આ ર મ્બાળા પર અયોગ્ય વિચાર બાંધવાની રખે ઉતાવળ કરતો! "ભાઇને પણ પ્રિય વિશેષણ લાગી શકે છે ભાઈ ચંદ્ર, તારી કુમુદ બહેન, આ પત્ર "જે સમયે મળશે તે સમયે આ જગતના, અરે આ નશ્વર દેહના સબંધથી મુક્ત થઈ 'રહેલી હશે મારા આ માર્ગ પ્રતિ તારા જેવા સહૃદયી બંધુઓ તીરસ્કારની દૃષ્ટિથી "જુએતો એવું નથી, પણ મને જે યોગ્ય માર્ગ જણાયો, તે મે ગ્રહણ કર્યો છે એક "રંક કુટુંબની સેવા કરતાં હું પણ દુનિઆની ડાહી (!) નજરે ભ્રષ્ટ મનાયો છે' પણ "યાદ રાખજે કે, પ્રભુએ તને તેવો માન્યો નથી છેવટે એક બહેનનો તને આશીર્વાદ "છે કે, તને રંક જનોની સેવા કરવામાં પ્રભુ સહાય કરશે, અને તે સાથે યાચના પણ "એટલીજ છે કે જગતના પ્રાણીમાત્રની સેવા અને રક્ષા વ્રતથી આવા અનેક સંકટ આવે તો પણ વિમુખ થઈશ નહિ મે જે માર્ગ સ્વીકાર્યો છે, તે શાસ્ત્રની દૃષ્ટિએ પણ અયોગ્ય

"પ્રાપ્ત કરાવનારો છે, પણ તું જાણે છેજ કે પતિથી ત્યજાયલી બાળાને માટે
"જગત ઝેર સમાન છે

"લી તારી અદ્રશ્ય થયેલી ભગિની,

કુમુદ'

ચંદ્ર એક ભયંકર ચીસ પાડી નીચે પડયો હું તે વખતે તેના પુસ્તકાલયમાં હતો ત્યાંથી દોડી આવ્યો અને તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. થોડી વારમાં ઠંડા ઉપચારોથી ચંદ્ર શુદ્ધિમાં આવ્યો અને પોતા પર તથા સરસ્વતી અને કુમુદ પર આવેલ ખોટા આરોપો નિવારવા માટે શું કરવું ? તેના વિચારમાં પડયો અને અંતે ધીમે ધીમે આ સર્વ આરોપો બાબાદ અને દુર કરી પોતાની, કુમુદના અને તેના માતાની શુદ્ધ ઉજ્વળ કીર્તિને વધારી પોતે એક સુશીલ શિક્ષીત બાળા સાથે પાણી ગ્રહણ કરી પોતાના સંસારને સ્વર્ગમય બનાવી સુખી થયો. કાળે કરી છબી અને ગાડાલાલ પોતાના દુષ્કૃત્યોને લઇ ત્રણ વર્ષ પર્યંત તદન દુ ખી અવસ્થામાં જીવી અંતે પોતાના કૃત્યોનો બદલો આપવા કિરતારના દરબારના હાજર થઈ ગયા.





# જીવન અને ભાવનાઓ.



જીવન એટલે શું? અને ભાવનાઓ એટલે શું? જીવન એટલે, માનસીક પ્રદેશની ગુહાઓમાંથી જે સત્યનાદ આવે અને તે નાદ પ્રમાણે સ્થુલ શરીર આ અવનિમાં જે પાઠ ભજાવે, અને તેનો પડઘો વિશ્વ વન્દે તે જીવન અંતર આત્માના સુક્ષ્મચક્ષુઓના અને પરિપક્વ થએલા દ્વારોમાંથી જે ઝીણો અવાજ આવે, અને તે અવાજનો ધ્વનિ, આસપાસના વાતાવરણમાં ફેલાવવાને જે યત્ન કાર્ય કરે, તેનું નામ જીવન—અવિચ્છિન્ન મંડળના કાર્યને સુવ્યવસ્થિત કરે, અને તેનો દુંદુભીનાદ ગજવે તેનું નામ જીવન—શ્વાસોચ્છ્વાસ ચાલતી નળીઓના આધાર વડે જે શરીર કાર્ય કરે, તેનું નામ જીવન, જે જીવન અમરકાર્યોથી, સતકાર્યોથી દેશસેવાના અમોલાવ્રતથી અને અખંડ બ્રહ્મચર્યથી જીવાય, તેનું નામ જીવન—જે જીવન

आत्मवत्सर्वभूतेषु परद्रव्येषु लोष्टवत् ।
मातृवत् परदारेषु च पश्यति स पण्डित ॥

આ અનેરા જ્ઞાનમય અર્થાથી ભરેલા શ્લોકને પોતાના સ્થુલ તેમજ માનસીક જીવનમાં દૃઢ કરી દીયે, અને તે પ્રમાણે વર્તનનું વહન કરવાનું ઉચ્ચતમ વ્રત લે, અને અનુકરણીય જીવન જીવે, તેનું નામ જીવન ટુંકામાં જ્યાં સુધી આત્મા, સ્થુલ દેહમાં નીવાસ કરી રહ્યો છે અને આત્મા ખુદ, આત્માની અકળીય ગતિ જાણે છે, અને એક મુસાફીર તરીકે આ મુસાફીરખાનામાં વસવાટ કરી રહ્યો છે પ્રાયે ઇન્દ્રિયોને મનની ગતિ પ્રમાણે ચલણ કરવામાં બાધક થતો નથી અને તમામ અવયવોને છુટથી ફરવા દીયે છે અને પોતે પોતાનું કાર્ય કર્યેજ જાય છે તે જ્યાં સુધી છે ત્યાં સુધી આપણે તેને જીવન કહીશું—અરે! આપણે તેને દેખતું જીવન કહીશું જીવનનો સાક્ષાત્કાર કહીશું—પણ આત્મા જ્યારે ચાલ્યો જશે અને તમામ દ્વારો જીવનના બંધ થઇ જશે ત્યારે આપણે તેને મૃત શરીર, મૃત જીવન બલ્કે મુડદું કહીશું માત્ર મરવા અગાઉ જે જીવન પસાર કર્યું તેનું નામ જીવન પ્રથમ આપણે ખુદ તેના જીવતા જીવન ઉપર જોતા હતા અને હવે આપણે સત્કાર્યમય જીવન—સુક્ષ્મ જીવન તરફ જોઇશું હવે આપણે ભાવનાઓ ઉપર આવશું કોઇ પણ વસ્તુ સ્થાવર યા જંગમ હોય પણ તેના ઉપર ચર્મ ચક્ષુથી સાક્ષાત્ નજર જતા જે વિચાર જન્મ પામે તેનું નામ ભાવના—જન્મ પામેલા વિચારો જનસમૂહ સમક્ષ જણાવવા તેનું નામ ભાવના—જ્ઞાનચક્ષુથી કાલ્પનિક સૃષ્ટિમાં ચિત્રમય જગતના માનસિક પ્રદે-

શના ધર્મ રમ્ય અને આલ્હાદજનક દૃશ્યોનું દષ્ટિ દર્શન થતા જે વિચારોનું ઉદ્ભવન થાય, અને તેને અંગે કાંઇ પણ કાર્ય ક્ષેત્ર રચવાનું મન થઇ આવે તેનું નામ ભાવના હૃદયસાગરની સંયોગ લાગણીઓનો પવિત્ર પ્રવાહ, ચતુર્દિશ પૈકી કોઇ પણ દિશામા, વાળવાનું મન થઇ આવે તેનું નામ ભાવના— આત્માના અનગરગ પ્રદેશોમાંથી જે પ્રતિધ્વનિ થાય. તેનું નામ ભાવના મતલબ કે, (Where there is friction there is heat) જ્યાં સંઘર્ષણ ત્યાં અગ્નિ એવીજ રીતે જ્યાં નુતન દૃષ્ટિ દર્શણ ત્યાં ભાવનાન આવિકારૂપે અવતરણ શરીર અને ભાવનાઓ ઓતપ્રોત થયેલી છે ભાવનાઓના સંયોગથી શરીરને ધકેલવું પડે છે કારણકે શરીરમા કાર્ય પ્રદેશનો—સેવા પ્રદેશનો ઐચ્છિક અગ્નિ પ્રજ્વલિત કરવો પડે છે અને ત્યાર પછી કર્તવ્ય પ્રદેશની કેડીઓ દૃષ્ટિગોચર થાય છે અને ભાવનાના પ્રતિભાવન પ્રયાસથી રાજમાર્ગી રસ્તાઓ શોધી શકાય છે અને કર્તવ્ય પ્રદેશમા એક બહાદુર વીર તરીકે ઉભા રહી શકાય છે અને ત્યાર પછી "યા હોમ કરીને પડો ફતેહ છે આગે" એ માહસમ્યન સૂત્રને ભાવનામા સંકલ્પિત કરી શકાય છે જેવું જેવું જોવાય છે તેવી તેવી ભાવનાઓ થાય છે અને જેવી જેવી ભાવનાઓ થાય છે તેવું તેવું ચારિત્ર—મનુષ્યત્વ અને વ્યક્તિત્વ ઘડાય છે માટે આમ, પ્રાત અને દ્વિતીય મહાન નર થવા માટે ભાવનાઓ અહર્નિશ ઉચ્ચતમ હોવી જોઇએ અને ઉચ્ચતમ ભાવનાઓ ત્રણ રીતે મળી શકવી જોઇએ (૧) વારસામાં (૨) વાચનથી (૩) સત્સમાગમથી

अवश्यंभाविभावानां प्रतिकारो भवेद्यदि ॥
प्रतिकुर्युर्न किं नूनं नलराम युधिष्ठिर ॥

**ભાવાર્થ:**—અવશ્ય કર્મના પરિપાકથી જ થવાનું હોય છે તે તો થાય જ છે પ્રતિકારથી કંઇ અટતું હોય તો નળ, રામ અને યુધિષ્ઠિર ઉપર વિપત્તિઓ કેમ પડત?

પવિત્ર ભાવનાઓનો કર્તવ્ય પ્રદેશ રચવા માટે, પ્રતિ વિટંબણાઓ સાક્ષાત્ હરોજ પણ Conscious અંતર આત્માને છેતરીને કદિપણ ભાવનાને વધવા દેશે નહિ અહિતર વિટંબણાઓ અવશ્ય વિજય મેળવશે માટે શુદ્ધ ભાવનાઓથી આગળ વધો (૧) પ્રથમ વારસામાંથી ભાવનાઓ મળવી જોઇએ માતા, પિતા, શુદ્ધ દમ્પતી રહસ્યને ધર્મના સૂત્રાનુસાર જાણતા હોય, વાતાવરણ પણ ઇશ્વરી સંજોગોમા રચાતું હોય, ખાધાદિ વસ્તુઓ પણ સાત્વિક હોય તેમ એકાંત વાસનો લાભ બ્રહ્મચારી તરીકે તથા એક સાચા ગૃહસંસારી સાધુ પુરૂષ તરીકે લેતા હોય, અને વાચન પણ, નહિ હાલની લાલ મોહનીયા અને શુંગન મિમાંસાની કામોત્તેજક વાર્તાઓ વાળુ હોય, પણ અધ્યાત્મ જીવન ગાળવાનું શીખવનાર હોય, સંતાન પ્રાપ્તિની સમજણ પાડનાર હોય, વારસાની ભાવનાઓવાળુ, સેવાના રસવાળુ અને મહાત્માઓના જ્વલંત જીવનોના ઉત્કૃષ્ટ દૃષ્ટાંતોવાળુ હોય અને તે વાચનનો સતત પ્રયાસ હોય અને જીવનની ઘડિકાઓ પણ તેવાજ વાચનના વિહાર સ્થાનમા ઘડાતી જતી હોય, અને આવા પ્રકારનુ જ્યારે ઉભયનું એટલે જેઓ માતાપિતા તરીકેનો પવિત્ર હક્ક રજુ કરે છે તેઓનું હોય અને તેઓના પવિત્ર સમ્બન્ધથી જે પુત્રરત્ન પેદા થાય તે ખરેખરી ભાવસુચક ભાવનાઓ વાળુજ થાય અને તેને બાલ્યાવસ્થામાંથીજ વારસામાં ભાવનાઓ મળેલી હોય છે જેથી તેની ભાવનાઓ ઉચ્ચતમ જ રહે છે અને તે બાળક આ દુનિયા ઉપર ઘણુ પ્રભાવસમય કાર્ય બજાવી શકે છે (૨) ધારોકે વારસામાંથી ભાવનાઓ ન પ્રાપ્ત થઇ અને ભાવનાઓનું અલ્પ જ્ઞાન પણ ન પ્રાપ્ત થયુ

જેઓ અનંત જ્ઞાન, અનંત બળ, અનંત સુખ વિગેરેની પ્રાપ્તિ કરવા અને નિઃસ્વાર્થ દેશ ભક્તિ કરવા સારૂ જેઓએ અંપલાવવા માટે પ્રયાસ શરૂ કરેલો છે તે જૈનો છે. નિજ સ્વરૂપે સ્થિત થયા તે જિન દેવ, અને નિજ સ્વરૂપે સ્થિત થવા માટે જે પ્રયાસમાં છે તે જૈન; શ્રી જિનદેવના ઉપાસક તે જૈન. આત્મજ્ઞાની હોય છે તેજ જગતનું કલ્યાણ કરી શકે છે માટે શ્રી દયાળુ જીનેશ્વરે જે પ્રકારે ઘટોઘટ વ્યાપક આત્મારૂપ પરમાત્મા કહેલ છે તે પ્રકારે અનુભવ કરવાનો જે પ્રયાસ કરે છે તે જૈનો છે.

**હોમરૂલ એ શું છે?**—હોમ એટલે સ્વ, ઘર અથવા દેશ અને રૂલ એટલે રાજ્ય, વહીવટ વગેરે; ઘરનો વહીવટ તે હોમરૂલ, દેશનો વહીવટ તે હોમરૂલ. હિંદના લોકો હિંદના રાજ્ય વહીવટને સમજે અને ચલાવે તે હિંદનું હોમરૂલ; કેટલેક સ્થળે મ્યુનીસિપાલીટીનું ધોરણ છે તે પણ એક પ્રકારનું હોમરૂલ છે. જેવી રીતે બાળકો નાની ઉમરનાં અને બિનકેળવાયલાં હોય છે ત્યાં સુધી માબાપો ઘરનો વહીવટ ચલાવે છે અને બાળકોને ભવિષ્યમાં સર્વ વહીવટ સોંપવા માટે કેળવણી આપીને તૈયાર કરે છે અને કદચ બાળકોને માંદગી આવે તો ઔષધ પણ કરે છે. હિંદના સંબંધમાં નામદાર દયાળુ સરકાર મબાપની જગોએ છે અને હિંદવાસીઓ બાળકોની જગોએ છે, હિંદવાસી રૂપી બાળકોને હોમરૂલ એટલે સ્વરાજ્ય આપવાની શુભ ઈચ્છાથીજ માબાપરૂપ નામદાર સરકારે હિંદવાસીઓને કેળવ્યાં છે હવે હિંદવાસી લાયક ઉમરે અને લાયક જ્ઞાને પહોંચેલ છે તેથી નામદાર દયાળુ સરકારે પોતાની સપૂર્ણ દેખરેખ નીચે એટલે સત્તા નીચે હિંદના લોકોને આસ્ટ્રેલિઆ અને કેનેડા જેવું સ્વરાજ્ય આપવું તે હિંદનું હોમરૂલ છે. આવા પ્રકારનું હોમરૂલ હિંદવાસીઓ નામદાર સરકાર પાસેથી મેળવવા પ્રયત્ન કરે છે આ એક બાહ્ય દૃષ્ટિનો એટલે વ્યવહારિક અર્થ થશે. મારી અંગત માન્યતા આથીએ ઉંચી અને વધારે પવિત્ર છે અને તે એ છે કે હોમરૂલ એટલે સ્વરાજ્ય. સ્વ એટલે આત્મા અને રાજ્ય એટલે શાસન—આત્માનું શાસન. કેવળ નિજસ્વરૂપે સ્થિરતા તે હોમરૂલ એટલે સ્વરાજ્ય સર્વત્ર કેવળ નિર્દોષ આત્માનંદનો અનુભવ થવો તે સ્વરાજ્ય જેમાં સર્વનો સમાવેશ થાય છે, જેમાં સર્વ વિલીન થાય છે. જે સર્વને જાણી શકે છે એવા આત્મારામ પ્રભુનો અખંડ અનુભવ તેજ ખરૂં સ્વરાજ્ય. ભાવાર્થ એવો છે કે વ્યવહાર નયથી દેશનું સ્વરાજ્ય તે હોમરૂલ છે અને નિશ્ચયનયથી આત્મિક સ્વરાજ્ય; અર્થાત્ આત્માનંદનો અખંડ અનુભવ તે હોમરૂલ છે વ્યવહારનું સ્વરાજ્ય ક્ષણિક છે અને નિશ્ચયનું એટલે આત્મિક સ્વરાજ્ય શાસ્વત છે. વ્યવહારનું સ્વરાજ્ય સ્વાર્થ બુદ્ધિવાળું અને ક્ષણિક છે છતાં પણ તે નિશ્ચય સ્વરાજ્યના ઉપાયરૂપ હોઈ શરૂઆતના અભ્યાસકોને અતિ જરૂરનું છે. દેશનું સ્વરાજ્ય આત્મિક સ્વરાજ્યને પુષ્ટ બનાવે છે, પ્રાચીન કાળમાં પણું ઋષિ મુનિઓને જ્યારે જગતમાં જગતનું સ્વરાજ્ય ન જણાતું ત્યારે ગંગા કિનારે અગર ગુફાઓમાં કે પહાડોપર જઈ ત્યાં લૌકિક સ્વરાજ્યની સ્થાપના કરીને તે દ્વારા અલૌકિક સ્વરાજ્ય એટલે આત્મરાજ્યને મેળવતા હતા. પરતુ સ્થિતિ આવી છતાં મારી અંગત માન્યતા તો એવી છે કે આત્મિક સ્વરાજ્ય છે એજ ખરેખરૂં હોમરૂલ છે માટે અખંડ આત્માનંદની પ્રાપ્તિ કરવા માટે અભ્યાસ કરવો એજ ખરેખરો હોમરૂલ મેળવવાનો માર્ગ છે કે આત્માઓ સિદ્ધ થયા કે જેમનું તેજમાં તેજ મળી ગયું તે હોમરૂલને પામ્યા કહેવાય. હોમરૂલ કેવળ સુખને માટેજ છે, ખરેખરૂં શાસ્વત સુખ તો આત્મારૂપ પ્રભુમાં છે માટે આત્મારૂપ પ્રભુની પ્રાપ્તિ એજ ખરેખરૂં હોમરૂલ સમજવું.

**કચ્છી જૈન એસોસીએશન અને હોમરૂલ**—જૈન હિંદુઓના જે મંડળો અસ્તિત્વમાં આવેલ છે તેમાંથી સ્વરાજ્યને ટેકો આપવાની શરૂઆત કોઈએ કરી હોય તો તે કચ્છી જૈન

હિન્દ રક્ષક સૈન્યમાં જોડાયલા પહેલા કચ્છી જૈન.



શ્રી. વિશનજી ઘેલાભાઇ પોના.
ઉમર વર્ષ: ૨૭.

દર્શન, પૂજનના અભાવે ૫૬ દીવસ ઉપવાસ કરનાર



ધર્મવીર પંડિત અર્જુનલાલજી શેઠી, બી એ.

કે જેઓ હાલ સાડા ત્રણ વર્ષ થયા વેલોર ( મદ્રાસ ) ની જેલ,

વિના અપરાધે સેવે છે.

એસોસીએશને કરેલી છે. જૈન એસોસીએશન ઓફ ઇંડિઆએ પણ હાલમાં હોમરૂલને ટેકો આપેલો છે તે પણ ખરું જોતાં કચ્છી જૈન એસોસીએશનને આભારી છે આ પ્રમાણે તાજેતર ઉભા થએલા પણ ઉત્સાહી બનેલા મંડળે તાત્કાલિક અસરો સારી કરવા માંડી છે અને ભવિષ્યમાં આ મંડળ નિસ્વાર્થ પણે દેશભક્તિમાં તન, મન, અને ધનથી વધારે સારો ભાગ ભજવશે એવી આશા છે.

**અર્જુનલાલ શેઠી**:—વર્તમાન અર્હત્દેવીના ભોગ થઇ પડેલા દિગંબર જૈન પંડિત અર્જુનલાલ શેઠી છે. ગમે તે કારણથી પણ વગર તપાસે પ્રથમ તેમને ઇંદોર, પછી જયપુર અને હાલ મદ્રાસ ઇલાકાના કાળાગૃહમાં રાખવામાં આવેલ છે. જયપુર સ્ટેટમાં હમા સારે નામદાર ગવરમેન્ટે એવો જવાબ આપ્યો હતો કે જયપુર જેવા ફર્સ્ટ કલાસ સ્ટેટની વચ્ચે પડવાની અમારી ઇચ્છા નથી આમ છતાં હાલમાં કોણ જાણે કયા કારણથી પંડિત અર્જુનલાલજીને મદ્રાસ ઇલાકાના એક કિલ્લામાં રાખવામાં આવ્યા છે. એ એકલી ભાઇઓના જેવોજ આ કેશ ગણી શકાય. પંડિત અર્જુનલાલ શેઠીના સંબંધમાં આજ સુધીમાં જૈન કોમ તરફથી ઉપાયો લેવાયા છે તે તદન નજીવા છે. ખુદ જૈન કોમના આગેવાન દિગમ્બર શ્વેતામ્બર મંડળો અને કોન્ફરન્સોએ તેમજ તેમના કાર્યવાહકોએ આ કેશ માટે જ્યારે આખાડા કર્યા છે ત્યારે આપણી ઇન્ડીઅન નેશનલ કોન્ગ્રેસના આગેવાન અંગ્રેજ બાનુ, પ્રમુખ, વિદુષી એની બીસેન્ટે આ કેશને અલીભાઇઓના કેશની જેમ પોતાના હસ્તમાં લઇ પ્રયાસ કરવા માંડ્યો છે એ કાંઇ ઓછા ધન્યવાદને પાત્ર નથી. જૈન કોન્ફરન્સો, મંડળો અને તેમના કાર્યવાહકોની આવી જાતની ભીરુતા માટે જેટલો ખેદ દર્શાવાએ તેટલો ઓછોજ છે. જૈન નેતાઓ જ્યારે આવી જાતની ભીરુતાનો ત્યાગ કરશે અને એકત્ર થઇ કોન્ગ્રેસ, હોમરૂલ લીગ આદિ મંડળોમાં જોડાઇ વિદુષી બિસન્ટને એકમતે ટેકો આપશે ત્યારેજ જૈન કોમની ઉન્નતિ થશે.

**જૈન ધર્મ અને હોમરૂલ**:—જૈનધર્મની મુખ્ય ખુબી એ છે કે જૈન ધર્મ શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ખીલવણી એકી સાથે બતાવે છે એટલે કે જે અનતજ્ઞાની એટલે સર્વજ્ઞ થાય તેનું શરીર લોખંડ જેવું હોય. જેનું શરીર વજ્ર જેવું ન હોય તે કેવળજ્ઞાની એટલે સંપૂર્ણ સ્વતંત્ર, સંપૂર્ણ નિડર અને સંપૂર્ણ વિજેતા બની શકેજ નહિ. શ્રીદયાળુ વીતરાગ દેવનું આ સુત્ર કાંઇ જેવું તેવું નથી પણ વિચાર કરતા સર્વોત્કૃષ્ટ છે. જ્યાં કેવલી હોય ત્યાં સર્વત્ર અભય હોય, સ્વતંત્રતા સર્વને હોય છતાંએ પોતે વીતરાગ એટલે સંપૂર્ણ નિઃસ્વાર્થી હોય! આવો ઉત્તમ અને પરમ પવિત્ર સિદ્ધાંત શ્રી દયાળુ વીતરાગ દેવનો છે પૃથ્વી, પાણી, આકાશ, તેજ, વાયુ અને ત્રસકાયના જીવોને સુખેથી સ્વતંત્ર રીતે જીવવાનો સરખો હક છે, કોઇ પાસેથી બીજાઓ સ્વતંત્રતા છીનવી શકે નહિ સર્વે સુખે રમે, સુખે જીવે અને સુખે ભોગવે આવો જે જીનદેવનો સિદ્ધાંત તે વિશ્વસ્વરાજ્ય છે હોમરૂલમાં છુટાપણાનો તો મુખ્ય સવાલ છે અને છુટાપણાનો ઉત્તમોત્તમ ઉપદેશ તો જૈનધર્મ કરે છે માટે છુટાપણાની એટલે હોમરૂલની ખરી હિમાયત જૈન ધર્મ પણ કરે છે. જગતમાં સ્વરાજ્યનું પ્રથમ શિક્ષણ આદિનાથ પ્રભુએ ફેલાવ્યું. સર્વની સ્વતંત્રતા જળવાય અને સર્વ સુખેથી જીવે તેટલા માટે—ઋષભદેવજીએ અસિત મસિત અને કૃષિનો ફેલાવો અને શરૂઆત કરીદ—જગતને સ્વરાજ્યનું શિક્ષણ જૈન ધર્મે પણ છે.

ફાર્બસ ગુજરાતી સભા
તરફથી સપ્રેમ ભેટ.




તંત્રીજી! તમારો પત્ર મળ્યો છે, ત્રણ માસ ઉપરનો તમારો કચ્છી જૈન મીત્તરનો અંક આવેલો તે પણ મારા કોથળામાંથી આજે—તાજો તરતો શોધી કાઢ્યો છે. તમે કહેશો કે એ અંકને કાગળીઆના કોથળામાં ફેંકી નાખવાનું શું કારણ? કારણ એટલુંજ કે મને તે અંક જોઈ એટલો બધો ગુસ્સો ચડી આવેલો કે બે ત્રણ દીવસ સુધી એ ગુસ્સાનો કેફ મારા અંગમાંથી ઉતરવા પામ્યો નહિ. ત્રણ દીવસ સુધી મેં ખાધું—પીધું કે લુગડાં પહેરવાનું પણ તજી દીધું હતું! મેં ઠરાવ કર્યો હતો કે હવે આ સંસારની સાથે કોઈ જાતની નીસબત રાખવી નહીં સંસારની કોઈ વસ્તુ સાથે સંબંધ રાખવો નહીં. મારા મિત્રોએ તથા ઘરનાંઓએ ઘણો ઘણો સમજાવ્યો. તમારા ઉપરા ઉપરી પત્રોએ ઘણા કાલાવાલા કર્યા. પણ હું એકનો બે થયો નહીં. કુંભકરણની નિદ્રા જેમ બહુ લાંબો વખત ચાલતી હતી અને આપણા વીશા, દશા મહાજનના ગૃહસ્થોને સુધારા કરતાં જેમ વર્ષોના વર્ષો થઈ જાય છે તેવીજ રીતે મારો ગુસ્સો પણ બહુ લાંબો વખત ચાલે છે એ યાદ રાખજો. ભૂલે ચૂકે પણ જો આ પાગલને ગુસ્સાનું કારણ આપશો તો યાદ રાખજો કે તમારૂં માસિક રખડી પડશે, મારા જેવા પાગલરાજના લખાણ વીના તમારૂં માસિક કમનસીબ રહેશે એટલુંજ નહીં પણ પાગલ જેવા એક મહાન્ પુરૂષના ઉપદેશામૃતથી જગતને ખોટ જશે.

* * * * *

'ગુસ્સાનું કારણ શું?" એમ પુછો છો? પુછવું એ તમારા જેવા ડાહ્યા તંત્રીઓ માટે શોભારૂપ ન ગણાય! છતાં કહું છું કે મારૂં મહત્વનું સ્થાન આગે દીવના જેવા મારા કોઈ એક ઈર્ષ્યાળુ અને ગુપ્તચરને શા માટે આપી દીધું? મેં ધાર્યું હતું કે મારા લખાણ વિના એક માસ પસાર જશે એટલે લોક ચાતકની માફક મારી રાહ જોશે! મારી ગેરહાજરીને લઈ લોકો અનેક જાતની અફવાઓ બોલશે. હિતૈષી લોકો તાર અને કાગળો લખી "મારા સમાચાર પુછાવશે" લેખક તે સમાચાર જાણવાની માફક મુખે મ્હેડે નીકળવા કરશે! "પાગલના એકાએક અદ્રશ્ય થવા બાબત સભાઓ અને કોન્ફરન્સો ઠોકાશે તથા

સદ્ગાનુમુનિના ફરાવો કરી, જુવાનીઆઓ પાગલના ઘરની તપાસ કરી પાગલની ખુશામત કરવા જમીન આસમાન એક કરશે એવી વકી મે રાખી હતી. પરંતુ તમારા ટુંકા (!) દૃષ્ટિના પગલાંએ મારી એ આશા ઉપર પાણી ફેરવ્યું છે, મારા મનોરથો માટીમાં મેળવી દીધા છે. શોકની માફક તમે મારી જગ્યાએ દીવાનાને બેસાડી દીધો અને તે પણ મ્હારા જેટલાજ માનપૂર્વક. કહો તે સર્વ હું કેવી રીતે સહન કરી શકું? છતાં નિરૂપાયે અત્યારે તો તમને ક્ષમા આપું છું.

* * * * *

હું પુછી પુછીને થાકયો કે ભલા, એ "દીવાનો" કોણ છે? ઉત્તર માત્ર એટલો જ કે પેલો ગુજરાતીનો જાણીતો દીવાનો નથી. પણ તે કયો નથી એમ તમને કોણે પુછયું હતું? ઇંગ્લાંડમાં એકજ નામના બે રાજાઓ થઇ ગયા હોય તો તેમના નામની પાસે ફર્સ્ટ, સેકન્ડ કે થર્ડ એમ નંબરો મુકવામાં આવે છે, પણ તમારી માફક 'જાણીતો દીવાનો' અને 'અજાણીતો દીવાનો,' 'ગુજરાતીનો દીવાનો' કે 'કચ્છીનો દીવાનો' એવા વિશેષણો વપરાતા નથી. તમારા માસિકમાં તે 'દીવાનો' પોતાનું નામ અમર કરી ગયો છતાં તે અજાણીતો ને અજાણીતો જ રહે તો તે બિચારાનુ કમનસીબ! આપને આથી નોટીસ આપું છું કે દીવાનાની માફક જો કોઇ બીજો 'પાગલ' સંસારના કોઈ ખુણે-ખોચરે મળી આવે તો આ સેવકને જાણીતો કે અજાણીતો પાગલ ઠરાવવામા અખાડા જ કરજો, નહીંતર પછી 'પાગલ'ના મીજાજની આપને તો ખબર છે જ? મારા નામની પાસે જો વિશેષણ લગાડવાની ફરજ પડે તો નીચેનાં વિશેષણોમાંથી ગમે તે એક વાપરશો તો હું તેની સામે વાંધો નહીં લઉં:— પાગલરાજ પાગલ! પાપીઓ અને કપટીઓના પેટની તપાસ લેનાર પાગલ! કોમની ઉન્નતી માટે પોકાર ઉઠાવનાર પાગલ! શ્રીમતો અને સુધારકોના પડદો ઉઘાડનાર પાગલ!! આકાશથી લઇ પાતાળ સુધી નજર પહોંચાડનાર પાગલ!

* * * * *

"જરવાસ"ના જીવન ચરિત્રમાં વાંચ્યું છે કે તે લગભગ ૨૦–૨૫ વર્ષની ઉમ્મરે જ્યારે એક દીવસે સુર્યનો પ્રકાશ જોવા ભાગ્યશાળી થયો ત્યારે તે એકદમ અંજાઇ જ ગયો હતો. તેણે જન્મથી લઇ ૨૦–૨૫ વર્ષની ઉમર સુધી કોલસાની ખાણોમાંજ દીવસો કહાડયા હતા અને તેથી તેને સુર્યનો કે પ્રકાશનો કશો ખ્યાલ સુધ્ધાં આવ્યો નહતો. મારી પણ લગભગ તેવી જ દશા થઇ છે. ત્રણ માસની નિદ્રામાંથી ઉઠીને ચે તરફ જોઉં છુ તો બધે બધ કાંઈ નવીજ હીલચાલો થઇ રહી છે! કહે છે કે આપણી કોન્ફરન્સો ભરાઇ ગઇ છે! આપણા કચ્છી જૈન ભાઇઓ કોન્ફરન્સના માંચડા ઉપર પોતાની ઝગઝગતી કીર્તિ મુકી પાછા ધંધારોજગારમાં ગુંથાઇ ગયા છે, એવા એવા નાના મોટા અનેક નવીન બનાવો બની ગયા છે. સેવક પાગલ એ સર્વથી બેનસીબ રહી ગયો છે કેઇએ આમંત્રણ કરવું તો દુર રહ્યુ પણ કદારો સરખો યે ન કર્યો. પ્રભુના સવંત્સરી દાન વખતે રહી પડેલા પેલા કંગાલના જેવી જ મારી દશા થઇ છે! હવેથી મેં નિશ્ચય કર્યો છે કે "દેવદર્શને યાદ કરજો" અને બદલે "કોંગ્રેસ-કોન્ફરન્સોમા યાદ કરજો" એમ લખીનેજ પત્રની પૂર્ણાહુતી કરવી.

* * * * *

"પાગલ"ને આજ સુધીમાં એકે મિત્ર કે મદદગાર ન હોતો. પોતાની મરજીમાં આવે ત્યાં દેખાવ દેતો, મરજીમાં આવે તે બોલી નાખતો અને પોતાના તાનમાંજ મસ્તાન

રહેતો! પરંતુ જ્યારથી તમારી કટારોમાં મેં દેખાવ દેવો શરૂ કર્યો છે ત્યારથી સેંકડો સલાહો અને ઉપદેશોની મૂશળધાર વૃષ્ટિ પાગલ ઉપર થઇ રહી છે! પેલી કચ્છી કહેવતમાં કહ્યું છે કે "સપ ખાય, સીંહ ખાય, વાઘ ખાય પણ ટીપું મા પડજો"! સેવક ઉપર તો ટીપાને બદલે સૂચનાઓની ધોધ વૃષ્ટિ થતી જોઇ તમને દયા નથી આવતી? મને પોતાને મારી પોતાની દયા આવે છે, મને એમ થાય છે કે મેં તમારી કટારોમાં દેખા અપશુકનીઆ સ્વરૂપમાં દેખા ન દીધો કે તમારા વાચનારાઓ ઘડીભર આરામ પણ લેવા દેતા નથી. ઉપરાઉપરી પત્રો લખી લોહીનું પાણી કરી દે છે! નમુના ખાતર થોડી સૂચનાઓ સાંભળવાની ધીરજ રાખી શકશો?

એક ખેરખા પાગલને સૂચના કરે છે કે — "હવે તમે તમારી બીજી ચર્ચાઓમાં પ્રવેશ મુકી, જ્ઞાતીના કુરિવાજો જેવાં કે વૃધ્ધ લગ્ન, વિગેરે દૂર કરવામાં તમારી કલમનો ઉપયોગ ક્યારે કરશો?" બીજો એક હિમાયતી કહે છે કે—"આ તો કચ્છી દશા ઓસવાલ મહાજનની અન્યાયી વર્તણુંક સામે તમે તમારી કલમથી સખ્ત લડત ચલાવો અને નહીં તો તમારા કાગળ-કલમને ઊંડા પાતાળમાં ભંડારી દીઓ. ઢીલી પોચી કલમની અત્યારે જરૂર નથી" પાગલ આ બધું જાણે છે. ખેરખાઓ અને હિતૈષીઓની સૂચનાઓને માન આપી સખ્ત યુધ્ધ ચલાવવાનો મનમાં ઘણી વાર તનમનાટ થઇ જાય છે. પરંતુ અફસોસ કે સેવકને હજી કચ્છી દશા ઓસવાલ મહાજનના આગેવાનોની ઘણી ગરજ છે, એટલી બધી ગરજ છે કે આગેવાનો જો અમાવાસની રાતોએ પાગલની પાસે મધ્યાહ્ન હોવાનું કબુલાવવા ઇચ્છે તો પાગલ તેમ કરવાને પણ તૈયાર થઇ જાય!

આ ગરજ શું તે કોઇ નથી જાણતું. આજે ન છુટકે ખુલાસો કરવો પડે છે. પાગલ હવે બુઢો-ખખ થઇ ગયો છે. લેદી-માંસ સર્વે શોષાઇ ગયું છે. માત્ર હાડ-ચામ બાકી રહ્યા છે. કમનસીબી માત્ર એટલીજ છે કે પાગલ દેહમાં વૃદ્ધ થવા છતાં મનમાં તો હજી જુવાનીઆ કરતાં પણ વધારે જુવાન છે! હજુ તેને મનમાં એક અભરખો રહી ગયો છે! આવી અવસ્થામાં જો કોઇ એકાદ બાળા સાથે "પાગલ" લગ્નની પવિત્ર ગાંઠથી જોડાય તો કેમ? તમને આ અસભ્ય લાગશે! જુવાને તે વળી કોઇ બાળકી દે? મડદા સાથે તે વળી કોઇ મીંઢળ બાંધે? એમ ઘણાઓએ મને કહ્યું છે! લોકો મારી પરણવાની અભિલાષા સાંભળી હસશે અને અસભ્યતા ગણી તિરસ્કારી કાઢશે એ પણ હું જાણું છું! પરંતુ મને એક એવો મંત્ર હાથ આવી ગયો છે કે એ મંત્રથી અશક્યતા અને અસભ્યતા એક પળમાં દૂર થઇ જાય છે. આ મંત્ર તે કયો? એ જ કે ગમે તે રીતે મહાજનના જે થોડાઘણા અગેવાનોની મહેરબાનીની મેળવી લીધી તો બસ—કામ ખલાસ—બેડો પાર!! આ મંત્રના મહાત્મ્યના સેંકડો દાખલાઓ પાગલની પોથીમાં દર્જ છે.

* * * *

એકજ જાનના બે ઉમેદવારોમાંથી જો એક ઉમેદવાર ફતેહમંદ થઇ જાય અને બીજો મારા જેવો હાથુભાગી વા ખાતો રહી જાય તો લોકોને મારા માટે દયા આવે અને બીજાને માટે માન આવે એ બનવાજોગ છે. હાલમાં એવો જ એક પ્રસંગ બન્યો છે. હું અને મારા જેટલી જ ઉમર વાળો મારો એક બીજો ગોઠીઓ બન્ને વૃદ્ધ લગ્ન કરવાની હરીફાઇમાં થોડા વખત ઉપર ઉતરી પડ્યા હતા. પાગલ આજે હાથ ઘસતો બેસી રહ્યો છે, જ્યારે પાગલનો એ ગોઠીઓ દુશ્મનોની છાતી ઉપર પગ મુકી મહાજન-
[illegible] એક સ્મશાન [illegible] કરી ગયો છે! જો કે મને તો દેની કર્યો

જ આવે છે. પરંતુ લોકસાજની ખાતર ધન્યવાદ આપ્યા વિના પણ કેમ ચાલે? એ ગોઠીઆની પીઠ થાબડવાનું મને મન થઇ આવે છે, પણ એ વૃધ્ધના દેહમાં પાગલના હાથનો ધન્યવાદ ખાવા જેટલી શક્તિ હશે કે કેમ તેની શંકા હોવાથી માત્ર શબ્દોદ્વારા જ ધન્યવાદ આપવો પડે છે! મારા ગોઠીઆની ફતેહમંદી જોઇ આ પાગલના હૃદયમાં પણ નવો છંગ આવ્યો છે, હવે મને ચોક્કસ લાગે છે કે જ્ઞાતીમાં મારા જેવા વૃધ્ધે લગ્ન કરવું હોય તો તે રમત વાત છે. અસંભવિત અને અશક્ય જેવી લાગતી વાતને મારા ઘરડા ગોઠીઆએ સાવ હલકી અને રોજના બનાવ જેવી કરી દીધી છે તે માટે જુઓ પ્રેતલોકમાંથી પણ શરવૃષ્ટિ થઇ રહી છે!

* * * *

દુશ્મનને તેના પોતાના ક્ષેત્રમાં હરાવવો, એ મ્હોટામાં મ્હોટી બહાદુરી ગણાય છે મારા વૃદ્ધ દોસ્તે એવી બહાદુરી બતાવી કુધારાના કાળા ઇતિહાસમાં પોતાનું નામ અમર કર્યું છે? જે મહાજન કુધારાનું ખાસ વિરોધી હોવું જોઇએ, જે મહાજને વૃદ્ધ લગ્નની સામે સખ્ત ઠરાવો કર્યા હતા તેજ મહાજનની વાડીમાં વૃદ્ધ લગ્નનું પવિત્ર! કામ સાધી આપવા બદલ મારા એ મિત્રને કપલ મુબારકબાદી મળવી જોઇએ! મહાજનના આગેવાનોને પણ આવા મહાભારત કામમાં મદદ કરવા બદલ અથવા આંખ આડા કાન કરવા બદલ ખાસ શાબાશી આપવી જોઇએ! પણ તે શાબાશી કેવા સખ્ત અને અસરકારક શબ્દોમાં આપવી જોઇએ તેની કલ્પના આ દિગ્મૂઢ બનેલો પાગલ કરી શકતો નથી અરે! પણ પાગલને પોતાને મહાજનની ખુશામત કરી હજી પરણવાનું છે એ તો વળી હું ભૂલીજ જાઉં છું!

* × * *

નાટકમાં કે નોવેલમાં એકાદ સ્વરૂપવાળી બાળકીને અયોગ્ય પતિસાથે જો પરણાવી દેવામાં આવે છે તો તે જોઇ પ્રેક્ષકો તથા વાંચનારાઓ ઉપરા ઉપરી ઉંડા નિસ્વાસો નાંખવા લાગે છે, અને નાટકકાર તથા નાવેલકારોને વખોડી કાઢવા છાતી બહાર કહાડે છે. પરંતુ જ્ઞાતિમાં કે કોમમાં એક કન્યા પોતાના અયોગ્ય અસમર્થ અને પુરૂષહીન પતીના પંજામાંથી મુક્ત થઇ પોતાના મનમાનના વરને પરણે તો તે જોઇ મહાજન શા માટે ધુંધવાતો હશે તે સમજાતું નથી! શું નાટક કે નોવેલ કરતાં પણ સંસાર વધારે કાલ્પનિક છે? તંત્રીજી! પાગલનો આ ઇસારો કોને માટે છે તે તમે જાણતાજ હશો—તમારા કચ્છી વાંચકો પણ માહિતગારજ હશે એટલે વધારે લંબાણ નિરર્થક છે. કોથળામાં પાંચશેરી એ વાણીઆ શાહની નીતિ ભૂલી જવાની નથી સમજ્યાને!

પાગલ.





# આર્ય સંસાર અને ખરૂં સુખ.

(સૌ માણેકબાઈ કહાનજી કવિ.)



જે તમારાં સુખદુઃખની ભાગીદાર છે અને જે સદાને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરી રહી છે તેમને શિક્ષણ આપવા તથા ઉન્નત બનાવવા તૈયાર થાઓ.

તમારા પોતાના દેશને અનુકૂળ આવે અને તમારા ધર્મનું શિક્ષણ મેળવી શકે તેવીજ શાળા અને પાઠશાળા સ્થાપો. સ્ત્રી અને પુરૂષ ઉભયમાં કેળવણીનો પ્રસાર નહીં થાય ત્યાં સુધી તમે કંઈ કરી શકવાના નથી. ગૃહકાર્ય અને ઇતિહાસ આદિ વિષયો આપણી બાળાઓને ગૃહિણી બનાવશે. અને તે માતાની જે પ્રજા અવતરશે તે ધાર્મિક અને નીતિ પરાયણ મનુષ્યોમાં વધારો કરશે. માટે સ્ત્રીઓને અને ગરીબમાં ગરીબ જનવર્ગને પ્રથમ જાગૃત કરો કે જેથી દેશનું કલ્યાણ થાય.

અભણી વિધવા અને બ્રહ્મચારિણીઓ ઉપરજ કેળવણીનો ભાર મુકવો જોઇએ અને દરેક કન્યાશાળા કે સ્ત્રીશાળામાં પુરૂષોની જરૂર ન રહે તેમ થવું જોઇએ. આ દેશમાંજ ગાર્ગી, લીલાવતી તથા સીતા સાવિત્રિ જેવી દેવીઓએ જન્મ લઈ જગતને ચમત્કૃત કર્યું છે. આપણી કન્યા અને સ્ત્રીઓમાં ચારિત્ર સ્નેહ સેવાભાવ દયા અને ભક્તિ જોવામાં આવે છે. માટે તેમને જો સારૂં શિક્ષણ મળે તો તેઓ ઉત્તમ ગૃહિણીઓ નીપજ્યા વિના રહે નહિ. સમાજ અથવા નાતજાતની નિંદા કે દંડની પરવા કર્યા વિના પોતાની કન્યાઓને કુંવારી રાખી શકે એવા હિંમતવાન પુરૂષોની આ દેશને બહુ જરૂર છે. દીકરી બાર તેર વરસની થઈ ન થઇ તેટલામાં તો રૂઢી રીતે ડરી જઈ ઘણા માબાપો આંખો મીંચી પરણાવી દે છે અને બાળપણે લગ્ન કરવાથી અકાળે બાળક અવતરતા કેટલીક સ્ત્રીઓ કમોતે મરે છે તેનો વિચાર પણ કરતા નથી. બાળલગ્નની પ્રજા અશક્ત અને નિર્બળ હોવાથી દેશના ભિખારીઓની અને વિધવાઓની સંખ્યામાં વધારો થયો છે. માતાપિતાનું શરીર જો સંપૂર્ણ બળવાન અને નિરોગી ન હોય તો સારાં સંતાન કોઈ કાળે જન્મે નહીં; પણ યોગ્ય કેળવણી આપી યોગ્ય ઉમરે આવા પછી કન્યાઓને પરણાવવામાં આવે તેજ દેશનું કલ્યાણ કરનારા પુત્રો ઉત્પન્ન થાય. ગૃહવ્યવસ્થા વૈદક તથા ધર્મ સબંધી શિક્ષણ કન્યાઓને આપવાની જરૂર છે પરંતુ નાટક અને નવલકથાઓનો તો સ્પર્શ પણ ન થવા દેવો જોઇએ. તે સિવાય પવિત્ર સ્ત્રીઓનાં ચરિત્રો આપણી કન્યાઓ આગળ વરતા રાખી સમજાવવું જોઇએ કે તમારે પણ આ પ્રમાણે તમારૂં જીવન સીતા, સાવિત્રિ, દમયંતી, લીલાવતી

તથા **મીરાંબાઈના** જેવું બનાવવાનું છે. **નીવેદીતા** જેવી અંગ્રેજ કન્યા પોતાનો દેશ છોડી આપણા દેશની સેવા કરવા આવી અને આપણે પોતે એકલપેટા થઈ સ્વદેશની દરકાર કરતા નથી. પરંતુ આપણી બહેનોએ તો જ્યાં મરકી, મહામારી જેવા મહારોગ ચાલતા હોય અથવા માણસો જ્યાં દુઃખથી પીડાતાં હોય ત્યાં હિંમતથી જઈ, તેમની ખબર લેવી જોઇએ. મરવું એ નક્કીજ છે, તો પછી કોઇ મોટા ઉદ્દેશને માટે શ્રેષ્ઠ છે. ઉંચા ઉદ્દેશ ઉચ્ચ વિદ્યા વિના સમજાતા નથી, માટે આપણી પ્રજાને વિદ્યા એવી આપો કે જેના પ્રતાપે તેમનું ચારિત્રબળ કેળવાય અને પરોપકાર કરવા તત્પર થવાય. તે સિવાય કેળવણી કે વિદ્યાને વિદ્યા એવું નામજ ન ઘટે. પરંતુ જે શિક્ષણ કે વિદ્યાથી મનુષ્ય પોતાના પગ ઉપર ઉભતા શીખે તેજ વિદ્યા, કેળવણી, શિક્ષણ અને તેથીજ આપણો ભાગ્યોદય થશે. આવી ઉચ્ચ કેળવણીની વિરૂદ્ધ જેને જેમ આવે તેમ બોલવા દો; કોઇની વિરૂદ્ધ જઇ તેનો પરાજય કરવા યત્ન કરશો નહીં. આ માયામય જગતનો એવો સ્વભાવજ છે કે દરેક કામમાં કંઇને કંઇ ખામીઓ તો આવવાનીજ. "અગ્નિ હશે ત્યાં ધુમાડો નીકળશે" એ કહેવત પ્રમાણે દોષોથી ડરી નકામા બેસી ન રહેતાં કર્તવ્ય કર્યે જાઓ અને વિદ્યાર્થીના જેવી નમ્રતાથી દરેક ખામી અથવા ખોડ ખાપણને હિંમતથી તપાસી દૂર કરો. દેશાચારનાં ભયંકર બંધનોથી આપણી સ્ત્રીઓ જે દુર્દશા ભોગવે છે, તેને માટે પુરૂષોજ જવાબદાર છે અને સ્ત્રી જાતિને જાગૃત કરવાની જવાબદારી પણ તેમનાજ ઉપર છે અભ્યાસ કરતી કોઇપણ કન્યાનું લગ્ન તેનાં સગાંવહાલાં પંદર વર્ષની પહેલા ન કરે એવો નિયમ બાંધો અને વિદૂષી અથવા સદ્‌ગુણી કન્યાને મોટી વયે યોગ્ય વર નહીં મળે એવી શંકા કદી કરશો નહીં કેમકે મોટીનાં ભાગ્ય મોટાંજ હોય છે.

સ્ત્રી–પુરૂષમાં બહારનો ભેદ દેખાય છે, પણ સ્વરૂપતઃ કંઇ ભેદ નથી, તો પછી એકલા પુરૂષોજ બ્રહ્મવેત્તા થઈ શકે એમ સમજવું નહીં કેમકે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાના સંબંધમાં બંનેનો અધિકાર સરખોજ છે. સ્ત્રીઓ જો બ્રહ્મવેત્તા થાય તો બીજી ઘણી સ્ત્રીઓને જાગૃત કરી, દેશ અને સમાજનું શ્રેય કરી શકે, અને તે પોતાની ભાવના, વંશ અથવા પ્રજામાં મુકવા શક્તિમાન થાય. क અક્ષરને જોવાથીજ પ્રલ્હાદની આંખમાં પાણી ભરાઇ આવ્યું હતું, પણ તે પ્રેમનું બિંદુ હતું; જ્યારે હાલ સમયે અભ્યાસ કરતા કેટલાક વિદ્યાર્થીઓની આંખમાં ભયના આંસુ ભરાઇ આવે છે. માટે માતા જેમ એક પુત્રને ઓસડ પાય છે અને બીજાને મિષ્ટાન્ન ખવરાવે છે, તે પ્રમાણે અધિકાર ભેદે પ્રેમયુક્ત જેને જેવું ઘટે તેવું શિક્ષણ આપી ઉન્નતિ કરવી જોઇએ ઠપકો અથવા અપમાન માણસને નિર્બળ બનાવી દે છે, માટે સદ્‌ગુરૂ રામકૃષ્ણ પરમહંસ સર્વને પ્રતિપાદક શૈલીથીજ ઉપદેશ કરતા, અને કહેતા કે વાતવાતમાં ખીજાવાથી અને હડધુત કરવાથી લોકોમાં કદી ધર્મનો પ્રચાર થશે નહીં. આ વાત અજ્ઞાન બાળકોને તથા અજ્ઞાન સ્ત્રીજાતિને બરાબર લાગુ પડે છે. માબાપ જો રાતદિવસ પોતાના પુત્રને એમજ કહ્યાં કરે કે "તું ભણ્યાવગરનો મૂર્ખ અને નીચ થાશ" તો વખત જતાં તે તેવોજ થાય છે અને જો પ્રેમયુક્ત સંબોધવામાં આવે તો તે ઉત્સાહી તથા વિદ્વાન નીવડે છે. વાસ્તે શારીરિક, માનસિક અથવા આધ્યાત્મિક વિષયમાં જો સ્ત્રીજાતિને કે બાળકોને કંઈ પણ લાભ આપવો હોય તો તેનો અનાદર કરશો નહીં કેમકે એ અનાદરથીજ આપણી પડતી થઈ છે.

સુધારાને ચાહનારાઓ શરૂઆતમાં બીજાનું જોઇ માત્ર હુમકાંલત્તાનો ભપકો કરે અને ખરાં સુખને ગ્રહણ કરે નહીં તો તેનાં એ ઉતાવળાં પગલાંથી નિરાશ થઇ કલેશ કરશો નહિ, કેમકે એકંદર તેથી જનસમાજને બહુ હાનિ નથી. શિક્ષા કે દિક્ષા જેમાં કાંઇપણ ધર્મની ખામી તેમાં કાંઇક ખરાબી તો થવાનીજ, માટે સ્ત્રી, બાળકોને બાજુ મુકી, દૃઢ બ્રહ્મચર્ય અને ઉત્તમ ચરિત્ર ઉપર પ્રથમ ધ્યાન આપો. સ્ત્રીશિક્ષણના ઉપદેશકો પોતેજ જો સદાચારી નહીં હોય

તો બિચારી અજ્ઞાન બાળાઓને શું દોષ દેવો ? માટે દરેક લોકહિતેચ્છુએ પ્રથમ તપસ્વીની પેઠે મન મારી, પોતેજ દાખલારૂપે બહાર પડવું જોઇએ. તેમ કર્યા વગર ઉપદેશનો હેતુ પાર પડશે નહિ.

બારીકીથી જોઇએ તો હાલ આપણા દેશમાં જ્યાં જુઓ ત્યાં દેશાચારજ ચાલે છે ને સ્મૃતિઓનો કોઈ ભાવ પૂછતું નથી, તેથી લોકાચાર તથા દેશાચારેજ શાસ્ત્રની જગ્યા લીધી છે અને જ્યાં જુઓ ત્યાં મતભેદ જ ચાલે છે ; એટલામાટે હવે આપણે પવિત્ર ચર્ચા કરી નીતિ, ધર્મ ફેલાવવા પ્રયાસ કરવો જોઇએ ને તેમ કરતાં જે જુના વિચાર અનુકૂળ આવે તેવા ન હોય તેનો બેશક અટકાવ કરવો જોઇએ.

આપણા દેશમાં તો નથી ભોગ કે નથી જોગ, તથા ઘણાઓ દેખાદેખીએ યોગવિદ્યા તરફ દોરવાયા છે ! અન્નના અભાવે જેનાં શરીર અને મન ક્ષીણ થઈ ગયાં હોય તેમને ઉપદેશ શું અસર કરી શકે ? ધર્મ-કર્મની વાત કરતા પહેલાં કુંભાયતારની પુજા થવી જોઇએ કુંભ એટલે પેટ ; પેટની આગ ઓલવાય નહીં ત્યાંસુધી ધર્મની વાત કેમ રૂચે ? અને એથીજ પહેલું અન્નદાન, પછી વિદ્યાદાન અને છેલ્લું જ્ઞાનદાન કહ્યું છે કેમકે વિદ્યા અને જ્ઞાન કરતા દેહ ગ્રહણ અર્થે અન્નની પહેલી જરૂર છે અને તે સર્વ કરતાં પહેલુ આકર્ષણ કરે છે. તથાપિ પોતાનુંજ પેટ ભરી સંતોષ ન માનતા બીજા ચાર જણનું પોષણ કરી શકાય ત્યારે જ પોતે મેળવેલી સંપત્તિ સફળ થઈ ગણાય

આપણા દેશનો જનસમાજ કુંભકરણના જેવી ઘોર નિદ્રામાં પડ્યો છે ; કેમકે આપણા મોટા વિદ્યાલયોમાંથી એકાદ બે એવા બે વિદ્યાર્થીઓ પણ તૈયાર થતા નથી, કે જે દેશમાં કંઇ જાગૃતિ કરે. યુનીવર્સિટીની પરીક્ષામાંથી બાહેર નીકળનારા વિદ્યાર્થીઓ તો સાત છૈયાંના બાપ થઇ ચુકયા હોય છે અને તેમને એક કારકુનની અથવા માસ્તરની નોકરી મેળવવાની કાળજી હોય છે ! અર્થાત્ ગમે તેટલું ભણવું પડે તોપણ તે નોકરીની ખાતરજ એવું મનાઈ ગયુ છે આ લોકો પોતાનો સ્વાર્થ પણ પૂરો ન સાધી શકે તો બીજાનું કલ્યાણ કયાંથી કરી શકે ? તેમ છતાં નિરાશ થશો નહીં

સમુદ્રમાં એક તરંગ જેટલો નીચો જાયછે તેટલોજ જોરથી પાછો ઉપર આવેછે, તેમ તમે મોડા પણ બહાર આવશો શક્તિનો પ્રવાહ તમારા અંગમાંજ વહ્યો છે, રસ્તો કરશો એટલે આપોઆપ તે વહેવા માંડશે બીજાઓનાં કલ્યાણનો વિચાર કરવાથી તમારા હૃદયમાં સિંહના જેવું બળ આવશે, જે યુવક સ્ત્રી અને છોકરાંનેજ પોતાના ગણી બેસી રહે છે, તેનાથી જનસમાજનું હિત થતું નથી પૈસા ન હોય ને દાન ન થઇ શકાય નહીં તો ચિંતા નહીં; એ સાચા મધુર ઉપદેશ આપવામાં શું પૈસા પડેછે? જગતમાં આવ્યાછો તો કાંઇક નિશાની મુકતા જાઓ. વૃક્ષ અને પશુઓ મરી જાય છે તે પ્રમાણે મનુષ્યનો જન્મ મિથ્યા નહિ થવો જોઇએ. અદ્દભુત એવી કોઇ વસ્તુજ નથી, પણ અજ્ઞાનના અંધકારમાં જે કંઇ રહે છે તેજ અદ્દભુત ભાસે છે, માયા કે જે અઘટીત ઘટનાવાળી કહેવામાં આવે છે તે પણ જ્ઞાનનાં પ્રકાશ પાસે ટકી શકતી નથી. આજ કાલ કોલેજના અભ્યાસીઓએ જાણે કે એક પ્રકારના અજીર્ણ રોગીઓની સંખ્યામાં વૃદ્ધિ કરી છે; ધન મારફ કમાવું અને શરીર બગડે એટલે પથારી વશ, એટલામાંજ તેમની વિદ્યા સમાપ્ત થાયછે તેઓ જન્મ મરણની સાક્ષી આપવાનેજ જન્મ્યા હોય એમ કહીએ તો ચાલે. તેવા ભણેલા કરતાં તો બુટ ખમીસ નહીં પહેરનારા કારીગરો, ખેડુતો, મજુરો અને ફેરીઆઓજ સારા, કેમકે તેઓ દેશને આધાર રૂપછે અને તેમનામાં ઉદ્યમ કરવાની શકિત અને આત્મનિષ્ઠા વિશેષ જોવામાં આવેછે. તેઓ જીંદગી પર્યંત જગતને જીવનરૂપ ધનધાન્ય ઉત્પન્ન કરી આપે છે ને તેમને ભણેલાઓના જેટલી ધનની ચિંતા હોતી નથી.

નવી કેળવણીએ બહારની ટાપટીપમાં ફેરફાર કરી દીધો, પણ નવતની વિદ્યાવડે ધર પ્રાપ્ત કરવાની શક્તિ રહેવા દીધી નથી. આથી હલકા લોકો ઉંચે ચઢી ગયા અને ઉંચ ગણાતા નોકરી ચાકરીની ભિક્ષા માગતા થયા? તેઓને નોકરી સિવાય કંઇ સુઝતુંજ નથી પણ નોકરીથી શું દિવસ વળવાનો હતો?; ઉલટું તેથી તેની કિંમત ઘણી ઓછી અંકાયછે અને તેમનું મનુષ્યત્વ પણ ઓછું થતું જાય છે. હિંદુસ્થાન જેવો ફળ ફુલથી ભરેલો સુંદર દેશ જે સર્વોત્તમ આબોહવાથી અન્નપુર્ણા દેવીનો દેશ કહેવાયછે, ત્યાં પ્રજા અણુગમો પામેલા શ્વાનોની પેઠે અપમાન ખમે અને અન્નવસ્ત્ર માટે હાથ લાંબો કરવો પડે અથવા બીજાના મોં સામું જોઇ અવતાર પુરો કરવો પડે, એ કેટલું ખોટું? માટે આપણે હવે વડીલોની વડાઈ ગાવાની ટેવ છોડી, પુરૂષાર્થનાં કામો કરવાં જોઇએ. આપણા દેશમાંથી પરદેશીઓ કાચો માલ લઈ જાય તેનું સોનું બનાવે છે; જ્યારે આપણે કશું જાણતા નથી, અમેરીકામાં હુગલી જીલ્લાના કેટલાક લોકોને બનારસી સાડીની ફેરી કરી ધનવાન થયેલા મેં જોયા છે, તે પ્રમાણે આપણા દેશી ભાઈઓએ કાંઇ પણ નવા ઉદ્યમની દિશા ઉઘાડવી જોઇએ. ભણેલામાંના ઘણાકો શિક્ષકનોજ ધંધો પસંદ કરે છે, પણ ઘણાં વર્ષ શિક્ષકનું કામ કરવાથી બુદ્ધિ બગડી જાય છે. અજ્ઞાન છોકરાંઓની સાથે વધારે વખત રહેવાથી મગજમાં જડતા આવે છે. અને જ્ઞાન શક્તિ ખીલવવાને જોઇએ તેવી તક મળતી નથી. વાસ્તે મારો એજ ઉપદેશ છે કે આજકાલ દ્રવ્ય પ્રાપ્ત કરવા પરદેશ જઇ વેપાર કરવો. પાંચ વરસ પરદેશ ખેડયાથી એટલા પૈસા પેદા થશે કે પછી પરતંત્રતા વેઠવાની જરૂર પડશે નહી કોઇ કહેશે કે પૈસા વિના પરદેશ કેમ જવાય અને પૈસા વિના વેપાર શી રીતે થઇ શકે? તેમને એટલુંજ કહેવાનુ કે શું તમને તમારી શક્તિનો વિશ્વાસ નથી? આત્માની અંદર અખૂટ શક્તિ ભરેલી છે. વહાણનું નુર ન હોય તો ખલાસી તરીકે વહાણવટીના નોકર થઇને પરદેશ જાઓ અને આપણા દેશનું કાપડ, રૂમાલ, સાડી વગેરે માથાપર ઉચકી ફેરી કરો. આપણા દેશની ઘણી ચીજો અને તેમાં સ્ત્રીઓનાં વસ્ત્રોનો ત્યાં ઘણો ખપ છે. પહેલાં અત્રેથી ભલામણ મેળવી કામ ચલાવવું અને પોતાના સાહસ—સદ્‌ગુણથી લોક પ્રિય થવું. યુરોપ અને અમેરીકામાં તો ઉદ્યોગ, કર્મવીરતા અને ઉત્સાહનો પ્રવાહ સતત્ વહેતોજ છે. જેઓ એમનું અનુકરણ નથી કરતા અને ચાકરીમાંજ મચ્યા રહે છે તેઓ ચેતન શક્તિ ખોઇ દુઃખી થાય છે. વળી પશ્ચિમના મુલકમાં તો એવું છે કે ચાકરી કરનારા ઘણું તો પાર્લામેન્ટમાં ખુરશી મેળવે, પણ જે વેપારથી પ્રસિદ્ધિ પામે; તેને તો તે ખુરસીથી પણ સમીપનું સ્થાન મળે છે; ત્યાં કાંઇ નાતજાતનો ભેદ નથી. ઉદ્યમ અને પરિશ્રમથી જે પુરૂષ ભાગ્ય લક્ષ્મીને વરે છે તેજ પુરૂષ દેશનો નેતા અને અધ્યક્ષ ગણાય છે. માટે ઉઠો, જીવન સંગ્રામમાં ઉપયોગી થાય એવી કળા શીખો જગત તમારામાં કંઇપણ તત્વ જોશે ત્યારે સન્માન કરશે અને ત્યારેજ તમારૂં કહેવું સાંભળશે. વાસ્તે દેહ અને મનને એકસરખાં ઉન્નત બનાવવા સવારસાંજ ખુલ્લી હવામાં ફરવાની ટેવ રાખો; મહેનત કરતાં કોઇ રીતે કંટાળશો નહિ, સઘળી બાબતોમાં પરાધીન થવાથી આપણું ટટ્ટુ લાંબો વખત ચાલી શકશે નહીં. શરીરે બળવાન મનુષ્ય જડબુદ્ધિવાળો હોય તો પણ સમજ્યા પછી બેસી રહેતો નથી, કેમકે તેજ તન બળવડે મનની સાથે બાથ ભીડી શકે છે અને નિર્બળ ઉપરજ કામ ક્રોધ પોતાની સત્તા ચલાવે છે. માટે શરીરે બળવાન અને તંદુરસ્ત થઈ મનને પણ તંદુરસ્ત—પવિત્ર બનાવો. એજ શુભેચ્છા,



વિનંતી કરવામાં આવે છે. આ ખાતાની તમામ પ્રકારની વ્યવસ્થા શેઠ **માણેકજી પીતાંબર** (હુબલી) શેઠ **હીરજી કાનજી મણશી** (મુંબઇ) તથા શેઠ **વેલજી પસાયા** (નલીઆ) રાખે છે.

**(શ્રી જીવરક્ષા જ્ઞાન પ્રચારક ફંડ (હૈદરાબાદ દક્ષીણ) ને વધુ મદદ**—આ સંસ્થાના ઑન સેક્રેટરી શા. લાલજી મેઘજી છભાયા જણાવે છે કે મર્હુમ શા. ટોકરશી શામજીએ શુભ ખાતે વાપરવા અર્થે નાણાની જે મ્હોટી રકમ અલગ રાખી હતી તેમાંથી ઉક્ત સંસ્થાને રૂ. પાંચ હજાર સહાયરૂપે આપવાનું મર્હુમના ખાસ સબંધી શા. મેઘજી ચાંપશી નાગડા એ વચન આપ્યું હતુ. તેમાથી રૂ. ૨૫૦૦) આ સંસ્થાને હાલમાં મળી ચૂકયા છે.

**મી. સુથારક**—જણાવે છે કે "બાબુ ઉર્ફે વિશનજી ધારશીના સગપણની બાબતમાં ક. દ. ઓ મહાજનને વચ્ચે પડવાની જરૂર નથી કારણ કે એ સગપણ મહાજનના ચોપડામાં નોંધાવેલ નથી તેમ સગપણ સબધી કોઇ પણ જાતની લેતી દેતી થઇ નથી. માત્ર મોઢેથી વાતો અને પત્ર વ્યવહાર થએલ છે તે ઉપર સગપણ થએલ માની બેસવું એ મૂર્ખતા છે. કન્યા પોતાની ઉમરમાં હોય અને બુદ્ધિશાળી તથા હુશિઆર હોય તો તેને મન ગમતો પતિ કરવાનો અખત્યાર છે."

**રા. અભય:**—"જણાવે છે કે શ્રી ક. દ. ઓ. જ્ઞાતિના મી. શિવજી ખીમજીએ પોતાની વૃદ્ધ વયે કન્યા વિક્રય કરી મહાજનની મહાજનવાડીમા લગ્ન કરી કાયદાઓના ભંગ કરવા માટે યોગ્ય સજા કરવા અને મહાજનના કાયદાઓ તોડનાર મી. શિવજીને કયા ખેરખાહે મહાજનવાડી વાપરવા આપેલી તેની તપાસ કરી તેને પણ સજા કરવા મહાજનને અરજ ગુજારે છે."

**રા. જૈન**—૧૧ મી કોન્ફરન્સના સબજેક્ટસ કમીટીની ટીકીટના સંબંધમાં મી. મોતીચદ કાપડીઆ અને મી. મેઘજી હીરજી જંગલીએ ચલાવેલી ગેર વર્તણુક સંબંધી તમારો લાંબો પણ સાચો ચર્ચા પત્ર મળ્યો છે. અમો દીલગીર છીએ કે આ નાનકડા માસિકમાં તે ... થઇ શકે તેમ નથી. માટે કોઇ અન્ય "જૈન" પત્રમાં મોકલો.

**રા લોડાયા**—મી. ધેલા જેઠા તારવાલાના જે કન્યા સાથે સગપણ થએલ હતા તે કન્યા મહાજનની પરવાનગી વગર બીજાને પરણી ગઇ છે તે સંબંધમાં તમારો ચર્ચાપત્ર મળ્યો છે. તમારો ચર્ચાપત્ર એક પક્ષી અને નીતિ વિરૂદ્ધ હોવાથી કચરાની ટોપલીને સ્વાધીન કર્યો છે. અમારી ભલામણ છે કે એ બાબત સંબંધી મહાજન સાથેજ પત્ર વ્યવહાર કરી ખુલાસો મેળવો તો યોગ્ય કહેવાશે.

**રા. દેવકા**—મી રાયચંદ ડુંગરશી ભીમજી ના સંબંધમાં તમારો ચર્ચા પત્ર મળ્યો છે. લગ્ન થઇ ગયા હોવાથી અને મહાજને રજા આપેલ હોવાથી તમારો ચર્ચા પત્ર વાજબી છતાં હાલ નકામું.

**રા છેડા:**—મી જીવરાજ મણશી વગેરે ૧૦૦ ઉપરના ગૃહસ્થોએ કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધવિવાહ તથા એક ઉપર બીજી સ્ત્રી કરવાવાળાઓના જે ૨૧ નામો મહાજનને જણાવેલ છે તેના સંબધમાં તમોને જે કાંઇ ખુલાસો જોઇતો હોય તે મહાજનના સેક્રેટરી અથવા મી. જીવરાજ મણશીને લખવાથી મળશે. અમો એ સંબંધમાં વધુ કાંઇ જાણતા નથી.

**રા મેશેરી:**—શેઠ ખેતશી ખીઅશી, જે. પી. ની સખાવત સંબંધી તમારો સુચના દર્શક લેખ મળ્યો છે. સ્થળ સંકોચને લઇ આગળ ઉપર લેવાશે



મુંબઇ ઇલાકાની એક્ઝિક્યુટિવ કાઉન્સીલના પહેલા મુસલમીન સભાસદ



ઑન. મ- ઇબ્રાહીમ રહિમતુલ્લા, કે સી આઇ ઇ

Lakshmi Art Bombay

By the courtesy of " amisad "

# મીસીસ બીસેન્ટ

## અર્વાચીન યુગની કર્મયોગીની.

(લેખકઃ—રા. ગોકુલદાસ દ્વારકાંદાસ રાયચુરા.)

(ડીસેમ્બરના અંકથી ચાલુ.)

આ સઘળી પ્રવૃત્તિના પરિણામે દિનપ્રતિદિન તેમના જ્ઞાનની અભિવૃદ્ધિ થવા લાગી, આ પ્રસંગે હિંદના પરમ હિતેચ્છુ તે વખતના "ધી નેશનલ રીફોર્મર"ના તંત્રી સ્વતંત્ર વિચાર મતના નેતા—ગરિબોની દાઝ હૈયે ધરનાર જગવિખ્યાત નરરત્ન—નાસ્તિકવાદના પ્રચારક મી. ચાર્લ્સ બ્રેડલોની સાથે મીસીસ બીસેન્ટને ઓળખાણ થઇ. સચ્ચાઇ અને પ્રમાણિકતા જેનાં મુખ્ય લક્ષણ હતાં, સ્વતંત્રતા અને સ્વમાનની જે સાક્ષાત્ મૂર્તિ હતી તેવા મી. બ્રેડલો સાથે વિચારની એકતાને લીધે તેમણે પરમ મૈત્રિ બાંધી. મી. બ્રેડલોની મુખ્ય માન્યતાઓમાંની એક એ હતી કે પ્રત્યક્ષ ન દેખાય એવા ઇશ્વરની હસ્તી માની બેસી રહેવા કરતા મનુષ્ય જાતનાં અસહ્ય દુ:ખો ઓછાં કરવાનો પ્રયત્ન કરવામાં—અરસ પરસ સ્નેહભાવથી વર્તી ઉભયના સુખ દુ:ખમાં સમભાગી થવામાં અને પોતાથી ઉતરતાં મનુષ્યોને—ગરીબવર્ગને કેળવી તેઓને સારી સ્થિતિએ પહોંચાડવા માંજ મનુષ્યોએ ઇશ્વરનો ખરેખરો સ્વિકાર



કરેલો ગણાય છે. મી. બ્રેડલો આવી માન્યતાઓથી ગરીબ મજુરવર્ગની દશા સુધારવા તે વખતની સરકાર સ્હામે મોટી લડત ચલાવતો હતો. મીસીસ બીસેન્ટ પણ આ લડતમાં જોડાઇ બ્રેડલોનો પક્ષ સબળ કર્યો આ બન્ને મહાન વ્યક્તિઓએ સાથે મળી (Free Thought) સ્વતંત્ર વિચારનો મત મહાવેગથી ચલાવ્યો. અમુક વાત અમુક વ્યક્તિએ કહી છે અથવા દેવવાણી છે—અમુક શાસ્ત્રે લખાઇ છે, માટે તેજ માન્ય કરવી એ સિદ્ધાંતનો આ બન્ને વ્યક્તિઓએ અનાદર કરી બુદ્ધિપૂર્વક સ્વતંત્ર વિચારથી જે નિર્ણય થાય તેજ સ્વિકારવો એવો મત જાહેર કર્યો અને નિરીશ્વરવાદની મંડળીઓ તેમની કાર્ય કરવાની ઉત્તમોત્તમ શક્તિથી ઇંગ્લંડના ગામે ગામે—ઠેર ઠેર સ્થપાઇ. અન્ય દેશોમાં પણ તેના અનુયાયી ઘણા થયા અને તે પંથના વર્તમાન પત્રો, પણ ચાલુ થયા. આવી રીતે મીસીસ બીસેન્ટે બ્રેડલો જેવાં એક કાબેલ ધારાશાસ્ત્રી, અલૌકિકની છાયડીના સંપૂર્ણ અનુભવી, ધર્મવિચારમાં સ્વતંત્ર મતાભિલાષી પુરૂષના હાથ નીચે બાર વર્ષ સુધી તાલીમ લીધી. આ અરસા દરમ્યાન સરકારી ખાતાઓમાં કેવી રીતે લડત ચલાવવી—રાજદ્વારી ક્ષેત્રમાં કઇ પદ્ધતિએ કાર્ય કરવું વિગેરે સવાલોનો મીસીસ બીસેન્ટે આ મહાન પુરૂષના સહવાસથી અભ્યાસ કરી ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કર્યું.

## પરોપકારી જીવન.

મીસીસ બીસેન્ટે મી. બ્રેડલોની સાથે રહી જે જે કાર્યો કર્યા તેમાં ઉપલાં બાર વર્ષો દરમ્યાન તેમણે બહુ ઉપયોગી અને પરોપકારી જીવન ગુજાર્યું. સંસાર સુધારાના પ્રશ્નોમા મજુર વર્ગના ઉધ્ધારની યોજનાઓમાં—ગરીબ વર્ગના લોકોની સગવડો સાંચવવાના સવાલોમાં તેમણે બહુ ઉત્સાહપૂર્ણ ભાગ લીધો. મીસીસ બીસેન્ટે ન ઇચ્છવા જોગ સખ્ત કાયદા કાનુનો ફેરવવા માટે ન્યાયપૂર્ણ લડત ચલાવી, એટલુજ નહિ પણ દુઃખી અને ગરીબ લોકોનાં સુખ દુઃખનાં આંસુ લુછવામાં પોતાનો પરમ ધર્મ માન્યો. દેશમાંથી ગરીબી અને અજ્ઞાન દૂર કરવા, શ્રીમંત વર્ગ અને સરકાર તરફથી પણ સ્પષ્ટ મળતા તેની નહિ દરકાર કરતાં તેમણે સતત્ પ્રયત્ન આદર્યો અને ગરીબ લોકોની ભલી આશાઓ મેળવવા આ મહાન્ પરોપકારી બાઈ ભાગ્યશાળી નીવડી.

## મીસીસ બીસેન્ટ કોર્ટમાં

નોલટન નામના એક અમેરીકન ડોક્ટરે સને ૧૮૩૫ ની સાલમાં "નોલટન પેમ્ફલેટ" નામનું ચોપાનીયું પ્રકટ કર્યું હતું, માણસો પરણતા નથી તેથી અનાચાર વધે છે ને નહિ પરણવાનું કારણ વધારે પ્રજોત્પતિ થાય તેનો નિર્વાહ ચલાવવાની અશક્તિ છે, તો પ્રજા ન થાય તેવા ઉપાય યોજયા હોય અને લોકો પરણતા થાય તો અનાચાર ઘટે અને દેશમાં સુખાકારીની વૃધ્ધિ થાય એવા ઉપાયો દાખવા દલીલ સાહત આ ચોપાનિયાના લેખકે દર્શાવ્યા હતા. ચાલીશ વર્ષ સુધી આ ચોપાનીયુ અમેરીકા અને ઇંગ્લંડમાં વંચાયું પણ આખરે પ્રજોત્પતી અટકાવવાના ઉપાયો બતાવનાર આ ચોપાનીયું ધર્મ તથા નિતીથી વિરૂધ્ધ ગણાયું અને સરકારે તે જપ્ત કર્યું સ્વતંત્ર વિચારના બ્રેડલો-બીસેન્ટને આમ એક માણસનાં વિચારો દાબી દેવાય તે અણુઘટતું લાગવાથી પોતે ફરીથી છપાવી પ્રકટ કર્યું. આ બાબતમાં મીસીસ બીસેન્ટ અને બ્રેડલો કોર્ટમા ઘસડાયા આ વખતે મીસીસ બીસેન્ટે કોઇપણ ધારાશાસ્ત્રી વિના પોતેજ પોતાનો કેશ રજુ કરી બહુજ બાહોશીથી ફતેહ મેળવી. ,પોતે નિર્દોષ ઠરી એટલુંજ નહિ,પણ ઘણા કેળવાયલા વર્ગમા તેનુ નામ સત્યની લડત ચલાવનાર તરિકે પ્રસિદ્ધિ પામ્યું.'

## બ્રેડલો અને સત્યાગ્રહ.

મીસીસ બીસેન્ટનાં જીવનમા ત્યાર પછી કેટલાક નોધવા જેવા બનાવો બન્યા છે તેમાં ખાસ કરી ૧૮૮૦ની સાલમાં મી. બ્રેડલો જ્યારે પહેલવહેલા નોર્થેમ્પટન પ્રગણા તરફથી પાર્લામેન્ટમાં ચુંટી કઢાયા તે વખતે મીસીસ બીસેન્ટે પોતાના આ જગપ્રસિદ્ધ મિત્રને તેના ચુંટણીનાં કાર્યમાં જે મદદ કરી હતી તે ખાસ નોધવા યોગ્ય છે. પાર્લામેન્ટમાં દાખલ થતી વખતે કાયદા પ્રમાણે સોગંદ લેવા બ્રેડલોએ ચોખી ના પાડી પણ અંતઃકરણ પ્રમાણે કાયદાનો તિરસ્કાર કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી ને આ મહાસભામાં આ બાબતની સખ્તજોર તકરાર ચાલી અને મી. બ્રેડલોને પાર્લામેન્ટ છોડી જવા હુકમ થયો. આ હુકમનો અનાદર કરવાથી બ્રેડલોને કેદ કરવામાં આવ્યો પણ જનસમાજની ઉશ્કેરણીથી ફરીથી તે છુટો થયો અને જો કે પ્રથમ વાર રાજસભાની બેઠક તેને છોડવાની ફરજ પડી પણ ફરીથી તે ચુંટી કઢાયો. જ્યારે બીજી

શુ કરે છે? ખરો વણિક અથવા ખરેખરો વ્યાપારી તો તેજ ગણાવો જોઇએ કે જે પોતાના દેશની વસ્તુઓનો બની શકે તે યુક્તિથી ત્યા સાધ્ય સર્વત્ર પ્રચાર કરે એટલુજ નહિ પણ જે વસ્તુની દેશો પુરેપુરી આવશ્યકતા હોય તે વસ્તુ પેદા કરવાનો પ્રયત્ન કરે આપણા દેશમા એવા કેટલા વણિકો છે તે આપ કહી શકશો?"

'આપ જે રંગની વિદ્યા જાણવા માગતા—' મને આગળ બોલતો અટકાવી તે યુવક પોતે જ બોલી ઉઠ્યો—'હુ એ જ વાત આપને કહેવા ઇચ્છુ છુ દેશમા રંગની ખોટ જણાવા લાગી એટલે વેપારીએ એ શુ કર્યું? રંગનો વ્યાપાર એકહાથ કરવાનો વેપારીઓએ પ્રયત્ન કર્યો અને રંગના ભાવો વધારી મુકયા આમ કરવાથી એ વેપારીઓએ દેશને શુ લાભ કર્યો? દેશમા જો મોઘવારી વધતી જતી હોય દેશો પોતાની જરૂરીયાતની વસ્તુઓ પણ દેશમાથી દેશનીજ બનેલી ન મળી શકતી હોય તો પછી એ વ્યાપારીઓના વ્યાપારથી દેશને લાભ શુ થયો?

અહીં રંગની વિદ્યા વિષે જે કાંઇ શીખવા આવ્યો છુ અને શીખ્યો છુ તે કેવળ મારા પોતાને માટે નહીં પણ દેશના માટે હુ મારે ઘેર જઇ એના પ્રયોગો કરીશ અને જો હુ કૃતકૃત્ય થઇશ તો મારી સઘળી મહેનતનુ પરિણામ દેશબંધુઓના ચરણ સમિપે ધરી આપી ઉભો રહીશ હુ તેમાથી એક પાઇનો પણ બદલો લેવાની ઇચ્છા નથી રાખતો

વાતચીત દરમીયાન અમારી ભોજનક્રિયા સમાપ્ત થઇ દેશના સાચા સેવકો કેટલા નિરભિમાની અને નિષ્કામ હોય તેનો મને ખ્યાલ થયો મારી વિદ્યાનુ બુદ્ધિનુ અને દેશહિતૈષિનુ અભિમાન આજે ગળી ગયુ તે યુવકના ટુકા સમયના પરિચયે મને એક જુદીજ દિશાનુ ભાન કરાવ્યુ ભારત વર્ષો આ કાળે સાચા વણિકોની જરૂર છે એ સિદ્ધાંત મારા હૃદયમા ઠરી ગયો

જમી રહ્યા પછી મારે અને તે યુવકને ઘણી વાતચીત થઇ તેણે અહીં કેટલા દુ:ખો અને મુશ્કેલીઓ વચ્ચે દીવસો કહાડ્યા હતા તેનુ વર્ણન સાભળી મારી આખમા આસુ ઉભરાઇ આવ્યા પિતાના શિતળ છત્રો એક બાજુ મુકી દઇ શ્રીમતાઇના સમસ્ત ભોગવિલાસોને તિલાંજલી આપી, કેવળ સેવા અને સાધના અર્થે આવા નવયુવકને પરિસહો સહન કરતો જોઇ મને ખાત્રી થઇ કે દેશની આ અધકાર રજની હવે વધારે વાર ટકી શકશે નહીં જે દેશ આવા નિરભિમાની યુવકોને જન્મ આપી શકે તે દેશ સદાને માટે મોઘવારી મહામારી અને અન્યાયોથી પીડાય એ કોઇપણ કાળે સંભવિત નથી દેશોન્નતીની વાતો એ કેવળ તર્કગોષ્ઠ નથી તે એક શ્રદ્ધાનો અને સાધનાનો વિષય છે એ શિક્ષણ મને આ એક વિદ્યાર્થી આપી ગયો



કલકત્તા ખાતે મળેલ ભારત જૈન મહામંડળના પ્રમુખ



બ્રહ્મચારી શીતલપ્રસાદજી

કલકત્તા ખાતે મળેલ ૧ લી જૈન રાજકીય પરિષદના પ્રમુખ



ધી ઑાન. શ્રી. દાદાસાહેબ ખાપર્ડે.



## શ્રી ૧૧ મી જૈન શ્વેતામ્બરકોન્ફરન્સના પ્રમુખ,

## શેઠ ખેતશી ખીઅશી, જે. પી. ના ભાષણ સંબંધી કંઈક.



વિવિધ પ્રવૃત્તિઓથી હુલ્લડવતી (?) રહેલા કલકત્તા શહેરમાં આપણી કૉન્ફરન્સે જે દેખાવ (ઇરાદા પૂર્વક 'દેખાવ' શબ્દ વાપર્યો છે અને તેના વિશિષ્ટ અર્થમાં જ ગ્રહણ કરવા હું વાચકોને સૂચના કરૂં છું) કર્યો હતો તેની અત્યંત પ્રશંસા થઇ છે. છાપાઓમાં એ કૉન્ફરન્સના સ્તુતીગીતો ગવાઈ ગયા છે, પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકોની રંગ-બેરંગી ટીકાઓ વાતાવરણમાં મળી ગઇ છે. આવા સંયોગોમાં કૉન્ફરન્સ તથા કૉન્ફરન્સના ભાષણો વિષે કાંઇ પણ લખવું એ સમયોચિત નહીં ગણાય એવો આક્ષેપ મારી સામે આવશે એ હું જાણું છું. કૉન્ફરન્સના કામકાજ સંબંધે ટીકા કરવાનો વખત વહી ગયો છે એ મને કબુલ છે, પરન્તુ ગંભીરપણે વિચાર કરવાનો સમય વ્યતીત (?) થયો નથી. વસ્તુત ઉત્સવના ઢોલ-ઢોળ અને શરણાઇઓના ધ્વનીઓ જ્યારે શમી જાય છે ત્યારેજ શાંતિથી વિચાર કરવાનો, હીસાબ નીકાસ કરવાનો સમય આવી લાગ્યો ગણાય છે. કોઈપણ બુદ્ધિમાન, ઉત્સવની ધમાલ વખતે ગણતરી કરવા બેસતો નથી. આજે શાંતિનો લાભ લઈ મને કૉન્ફરન્સ વિષે વિચાર ચલાવવાનો પ્રસંગ લીધો છે.

* * * *

કૉન્ગ્રેસ અથવા કૉન્ફરન્સમાં પ્રમુખ અને પ્રમુખનું ભાષણ એ બે વસ્તુ એવી મહત્વની છે કે તેને આત્મા કહીએ તો ખોટું ન ગણાય. કૉન્ફરન્સના વિજયનો સર્વસ્વ આધાર એ આત્માને જ અવલંબીને રહેલો હોય છે. આત્મા જેટલો બળવાન, ઉત્સાહપૂર્ણ અને આવેગથી ઉભરાતો હોય છે તેટલાજ પ્રમાણમાં કૉન્ફરન્સ પોતાનો પ્રભાવ વિસ્તારી શકે છે. પ્રમુખ શું બોલે છે અને સમાજને કઈ દિશાઓનું સૂચન કરે છે તે જાણવા જનસમાજ તલપી રહ્યો હોય છે. પ્રમુખનું નામ નક્કી થયા પછી લોકોએ પ્રમુખના ગત જીવન ઉપર એકવાર નજર કરી જાય છે અને એ જીવનની સાથે કૉન્ફરન્સના મંડપમાં જાહેર કરેલા વિચારો કેવી રીતે કેટલા પ્રમાણમાં બંધ બેસતા થાય છે તેનું વજન કરવા લલચાય છે. હજારો માણસો શ્રમ તથા ખર્ચનો બોજો ઉઠાવી કૉન્ફરન્સમાં હાજર રહેવાની આતુરતા દર્શાવે છે તેનું કારણ મ્હોટે ભાગે મેં ઉપર કહ્યું તે જ હોય છે. કલકત્તા ખાતે મળેલી કૉન્ગ્રેસ, પ્રથમની સર્વ કૉન્ગ્રેસો કરતા અધિક જનસંખ્યાને પોતાના તરફ આકર્ષી શકી હતી તેનું કારણ માત્ર મીસીસ

ગાભિનંદનને તેમનો વિધવિખ્યાત પ્રખર એવા હતો એમ નિર્વિવાદપણે કહી શકાય આપણું કલકત્તા ખાતે મળેલી કૉન્ફરન્સને બહાર મહેતુ એક એનશી પીઆશા, જે. પી. જેના નિષ્ક્રિયમાળી અને બાંહોક નરરત્ન મળતા બદલ કૉન્ફરન્સને ધન્યવાદ આપુ છુ તેની સાથે કોઈ એનશી પીઆશાને મજેનુ માન-આનંદ એ પ્રમાણ કરવી કોમનું માન ગૌરવ હતું તથી તેમને પણ અભિનંદન આપ્યા વગર રહી શકતો નથી. પ્રમુખને મારે સંપૂર્ણ માન છે, તેમની વિરુદ્ધમાં હુ એક શબ્દ પણ લખવા માગતો નથી, વળી કાઈ કારણ પણ નથી, માન જેમનું જ બનું એમના પોતાના જીવનથી કેટલુ વેગળુ પડે છે અને તેમ થવાનાં શા કારણો બળવાન મળ્યાં છે તેજ કહીશ—હુ કામોજ કહીશ

• • • • •

તે પહેલાં એક બાબતનો એક ખુલાસો થઈ જવો અગત્યનો છે. કૉન્ફરન્સમાં જે પ્રમુખો નીમાય તે સમજુ વિદ્વાન જ હોવા જોઈએ એવો એક પક્ષનો આગ્રહ છે—બીજે પક્ષ ધનવાન ગૃહસ્થોનો છે તમો, પ્રમુખસ્થાન ધનવાનોને જ મળવું જોઈએ એવો આગ્રહ કરતા હોય એમ માન માનવામાં આવ્યુ નથી બીજી રીતે તેમનો પ્રમુખ થવાનો આગ્રહ નથી હોતો, આપણી ગરજેજ તેમને આપણી ગોભાને માટે, આપણા કલ્યાણને માટે ખેંચાવા રહે છે, અને એ રીતે આમ આપણા ઉપર તેઓ ઉપકાર કરે છે! આપણી દુનીયા જ્યાં સુધી આધ્યાત્મિક કિંવા વિદ્વાન ન થાય, ત્યાં સુધી ખાસ કરીને આ વીસમીસદીના અંત સુધી તો ચોકકસજ વિદ્વતા કરતાં ધનને નેતૃત્વ આપવુંજ પડશે. મતલબ કે આપણી કૉન્ફરન્સોના અધ્યક્ષો કેવળ શ્રીમંતોજ હોય તેથી નિરાશ થવાનું નથી, વિદ્વાનો ન હોય તેથી વજ્રાપાત કરવાનો નથી. મને જે કાંઈ લાગી આવે છે તે જુદુંજ છે. લક્ષ્મી અને જન્મ દેવીનો આશિર્વાદ પામેલા પુણ્યશાળી શ્રીમંત પ્રમુખો વિદ્વતાનો મિથ્યા દેખાવ કરવાની લાલચને કેમ વેગળી કરતા નથી? શ્રીમંતાઈ હોય ત્યાં વિદ્વતા અને વાક્-છટા હોયજ એવી ખોટી ભ્રાન્તી ઉપજાવનારી મોહિનીથી શા માટે અંજાઈ જાય છે? શા માટે તેઓ એવી મોહિનીના પાશમાં લુબ્ધ થઈ પોતાની વાણી અને વિચારોનો વિક્રય કરે છે? જે પ્રમુખો પાસેથી અગીન વિચારોની, શાંત સમાદોની અને વ્યવહાર ઉપદેશોની આશા રાખતા હોઈએ, તેઓ શા માટે નીકેલ કે બર્નાર્ડ શૉની માફક ઉત્તેજક મદીરા પાઈ અમને ઉન્મત્ત બનાવતા હશે?

• • • •

શેઠ એનશી પીઆશા, જે. પી.નુ ભાષણ તેમના પોતાના વિચારો અને જીવનથી એટલી બધી વિરુદ્ધ દશામાં મને વહેતું લાગ્યુ છે કે હુ તે ભાષણના કેટલાક અંશોની સામે થયા વિના રહી શકતો નથી શેઠશ્રીના જીવનનો જે કાંઈ થોડો ઘણો અનુભવ છે તે ઉપરથી હુ ખાત્રી પૂર્વક કહી શકુ છું કે એ વાધાભર્યા અંશોનો મર્મ તેમને પોતાને સમજાવવામાં આવે તો તેઓ પોતે પણ પોતાના ભાષણની સામે થયા વિના રહે નહી. માત્ર એકજ દાખલો આપવો બસ થશે. વિધવાઓના ઉદ્ધાર સબંધે શેઠશ્રીના અંતરાત્માને પુછવામાં આવે કે "આપે કલકત્તાની કૉન્ફરન્સમાં વિધવાઓને અને વિધુરોને ઉત્પાદક બનાવવા માટે લગ્નની વિવિધ પ્રવૃત્તિઓની જે હીમાયત કરી હતી તેનો શો અર્થ થાય છે?" તો તેઓને એમજ કહેવુ પડે કે "કલકત્તા કૉન્ફરન્સનુ મારુ ભાષણ એ તો મારુ એક સ્વપ્ન છે, સ્વપ્નાવસ્થાનાજ એ ઉદ્ગારો છે."

પુરાણમાં એક એવી કથા છે કે ઇંદ્ર કોઇ એક સમર્થ દેવની પત્ની ઉપર મોહિત થયો હતો. દેવપત્ની અતિશય પતિપરાયણા અને સચ્ચરિત્રા હોવાથી ઇંદ્રની તમામ લાલચો નિષ્ફળ નીવડી. છેવટે તે ઉક્ત દેવપત્નીના સ્વામી જેવું આબેહુબ સ્વરૂપ ધારણ કરી તે સ્ત્રી પાસે ગયો અને પોતાની વાસના તૃપ્ત કરી. છેવટે જ્યારે એ પ્રપંચ ખુલ્લો પડી ગયો ત્યારે ઇંદ્રને શિરે એક એવો ભયંકર શાપ ઉતર્યો કે તે આપની પીડાથી હજી મુક્ત થઇ શક્યો નથી. કથાનું યથાર્થ સ્વરૂપ ગમે તે હોય તેની સાથે આપણને સંબંધ નથી. હું જાણવા માંગું છું કે શ્રીમાન્ ખેતશી શેઠના સ્વરૂપમાં કોન્ફરન્સના રંગમંડપ ઉપર પોતાના અંગત વિચારોનો ક્ષેપ ફેલાવવાની વાસના રાખનાર તે વિદ્વાન કોણ છે? હું એ રહસ્ય ખુલ્લું કરી નિષ્ફળ વાક્યુધ્ધમાં ઉતરવા ઇચ્છતો નથી. તે ગમે તે હો. તેણે કચ્છી દશા ઓશવાળ જ્ઞાતીના એક આગેવાન વ્યાપારી વર્ગમાં મુખ્ય સત્તારૂપ અને એક સરળ ભદ્ર પુરૂષના મુખદ્વારા પોતાના અંગત વિચારો બહાર પાડવાની ઉચ્છ્રંખલતા દાખવવી જોઇતી ન હતી. વિચારો ફેલાવવાના ઘણા માર્ગો છે, પ્રેસો અને પેપરો એવા ઉદ્દેશને માટે પર્યાપ્ત છે. કોન્ફરન્સના સર્વમાન્ય રંગમંડપ ઉપર શ્રી ખેતશી શેઠ જેવા વૃધ્ધ અગ્રણીના મુખમાં એ વિચારો શોભતા નથી, એટલુંજ નહિ પણ કોન્ફરન્સના માહાત્મ્યને તેમજ શેઠશ્રી ખેતશી શેઠની ગંભીરતાને એ વિચારો હાની કર્તા છે. મને આશ્ચર્ય થાય છે કે જે સભા અર્જુનલાલ શેઠીના સંબંધમાં ચાલી નસ અને શુધ્ધ ઉદ્ગારો સહન ન કરી શકી તે સભા આવા નાસ્તિકમયપૂર્ણ વિચારો કેવી રીતે સહન કરી શકી!

* * * *

વિધવાઓનું પુનર્લગ્ન એજ સમાજના ઉધ્ધારનો શું રાજમાર્ગ છે? ઉત્પાદક સ્ત્રીઓ અને પુરૂષો એજ શું દેશની ખરી સંપત્તિ છે? જર્મનીને માટે કે ઇંગ્લાંડને માટે તે ભલે સત્ય હોય. હિંદુસ્તાન એ ઇંગ્લાંડ નથી, જર્મની નથી કે નથી જાપાન. અને એટલા માટે ઘટતી જતી જૈન સંખ્યાનો ખાડો પુરવા વિધવાઓના પુનર્લગ્ન કરાવવા એ સલાહ મને માન્ય નથી. ચારિત્રબળ, અધ્યાત્મબળ અને ધર્મબળ એજ આર્યોનું ચિર-ઉજ્જવલ સ્વત્વ છે. હું વિધવાઓ પ્રત્યે નિર્દયપણાથી વર્તવાનું કહેવા ઇચ્છતો નથી. પરંતુ અકાળ વૈધવ્યના કારણો પ્રતિ ઉપેક્ષા કરી માત્ર ઉપરથીજ સુધારો કરવાની હીલચાલ કરવી એ તો મૂળ થડને સડતું મુકી ડાળીઓ અને પાંદડાને બાળવા જેવું થાય છે એમ મારૂં માનવું છે. આજે આપણામાં ભોગવિલાસની પ્રબળતા વધી પડી છે, વાસનાઓની ઉગ્ર જ્વાળા સમસ્ત વિશ્વને પોતાના ઉદરમાં સમાવવા હોળીની જેમ સળગી રહી છે, યથાર્થ પ્રેમ, દયા, કરૂણા અને મૈત્રીની ખાલી વાતોથી કાનના પડદા બહેરા મારી ગયા છે, એ સર્વની પાછળ અહંકાર, મોહ અને વિષય લાલસા તાંડવનૃત્ય કરી રહી છે! આવી પરિસ્થિતિમાં વિધવાઓની દયાજનક સ્થિતિને આગળ કરી વિલાસ—વાસનાને દિગ્વિજયી બનાવવાનો પ્રયત્ન કરવો એ દેશની, સમાજની અને ધર્મની પાયમાલી કરવા જેવું શું નથી થતું?

* * * *

જૈન કોમમાં થોડા વખત ઉપર એવું એક વિધવા-લગ્ન થયું છે. હું આ સ્થળે એ વિષય ચર્ચાને મહત્વ આપવા ઇચ્છતો નથી. હું આ સ્થળે પ્રમુખના ભાષણ વિષે વિચાર ચલાવવા બેઠો છું. એ પુનર્લગ્નના હિમાયતી જો એટલેથીજ શાંત બેસી રહ્યા હોત અને શ્વેતાંબર મૂર્તિપુજક જૈન કોન્ફરન્સમાં શેઠ શ્રી ખેતશી ખીઅશીના ઇશ્વરવેશમાં જાહેર ન થયા હોત તો હું તેની જરા દરકાર કરત નહીં. હું જાણવા માગું છું કે પોતાના કુટુંબમાં થયેલા પુનર્લગ્નનો બચાવ કરવા બહાર પડેલ એ ભાઇઓ-બહેનોએ અત્યાર સુધીમાં પોતાના કુટુંબની કોઈ વિધવાઓનો એવી રીતે ઉદ્ધાર કર્યો છે? એવો પ્રસંગ જ ન મળ્યો હોય, અને જો

જખૌ બંદરનાના શા આણંદજી ખીમજી હીરજી કાયાણી, ઉમર વર્ષ ૨૧ નુ લગ્ન, શા પી. પી ગોસરની ૧૮ વર્ષ ઉમરની પુત્રી સાથે થયું છે
જખૌવાના શા આણંદજી ખીમજી ઉમર વર્ષ ૨૦ નુ લગ્ન, એજ ગામના શા દામજી માણજીની પુત્રી ખેનબાઇ ઉમર વર્ષ ૧૩ ની સાથે થયુ છે
* આયગાનાના શા રાયચંદ હુંસરાજી ખીમજી ઉમર વર્ષ ૨૦ નું લગ્ન જખૌવાલા શા પુરશી આશપાલની ૧૪ વર્ષ ઉમરની પુત્રી સાથે થયુ છે
છાડુઆનાના શા જેઠા ખીમજી ઉમર વર્ષ ૨૫ નુ લગ્ન, નલીઆવાલા શા લીલાધર શિવજીની ૧૩ વર્ષ ઉમરની પુત્રી સાથે થયુ છે
નલીઆનાના શા ભવાનજી નાગશી ઉમર વર્ષ ૨૧ નુ લગ્ન, એજ ગામના શા ઉમરશી ખીઅશી પરેશની ૧૩ વર્ષ ઉમરની પુત્રી સાથે થયુ છે
સુથરીનાના શા દામજી વસનજી શેઠીઆર ઉમર વર્ષ ૧૫ નુ લગ્ન, માડવીવાલા શા માણેકજી પત્મશીની પુત્રી લક્ષ્મીબાઈ ઉમર વર્ષ ૧૩ ની સાથે થયુ છે
સાહેરનાલા શા રાયચંદ જીવરાજ ઉમર વર્ષ ૧૬ નું લગ્ન, સુથરીનાના શા હેમરાજ ખીઅશીની પુત્રી લક્ષ્મીબાઇ ઉમર વર્ષ ૧૪ની સાથે થયુ છે
વારાપધરનાના શા મુરજી કેશવજી ઉમર વર્ષ ૨૦ નુ લગ્ન, સુથરીવાલા શા વશનજી દામજીની પુત્રી નેણબાઇ ઉમર વર્ષ ૧૨ ની સાથે થયુ છે
વરાડીઆનાના શા લખમશી ઉમરશી ઉમર વર્ષ ૨૦ નુ લગ્ન, મજલ રેવડીઆવાના શા વેલજી કાનજીની પુત્રી લીલબાઇ ઉમર વર્ષ ૧૧ ની સાથે થયુ છે

જન્મ —ડૉ. પુનશી હીરજી મૈશેરીને ત્યા પુત્રી જન્મ, શા મેગજી ગુલજી દામરશીને ત્યા પુત્રી જન્મ, શા વેલજી ઉમરશીને ત્યા પુત્ર જન્મ, શા ગગાજર આણંદજીને ત્યા પુત્ર જન્મ, શા દેવજી આણંદજીને ત્યા પુત્ર જન્મ, શા દેશી લધાને ત્યા પુત્રી જન્મ, તથા શા જેઠા પાશુને ત્યા પુત્રી જન્મ થએલ છે

મરણ—નલીઆનાના શા દેવજી વેરશી પીર ૪૫ વર્ષની ઉમરે, જતગામવાલા શા મવાણજી કેશવજી ૪૦ વર્ષની ઉમરે, નલીઆનાના સ્વ ચાપશી જેઠાનો પુત્ર ૮ વર્ષની ઉમરે, સાયરવાલા શા કાનજી ભારાની વિધવા ૫૫ વર્ષની ઉમરે, નલીઆવાલા શા શિવજી દામજી નાગડા ૨૨ વર્ષની ઉમરે, સાહેરવાના શા લીલાધર મણશી ૪૦ વર્ષની ઉમરે, વારાપદ્રવાલા શા કરમશી લાલજીની વિધવા ૪૦ વર્ષની ઉમર સાયરવાલા શા નરશી રોજપાર ૨૮ વર્ષની ઉમરે, મજલનાના શા કુરજી માણજીની વિધવા ૫૦ વર્ષની ઉમરે, નલીઆવાલા શા ગોવિંદજી શામજીની વિધવા ૨૫ વર્ષની ઉમરે, નલીઆવાના શા દામજી હીરજી ૪૮ વર્ષની ઉમરે તથા શા હીરજી ધનાભાઇ પદમશી જે પી ની પુત્રી ૧૫ વર્ષની ઉમરે મરણ પામ્યા છે

---

* આસ કારણને લઈ આ લગ્ન માટે કઇ મોટો જ્ઞાતિ મહાજનમા તકરાર ચર્ચા થએલી હતી મહાજને આ લગ્ન ન કરવા દેવા માટે ત્રણ ચાર ઠરાવો બહાર પાડ્યા હતા છતા અજ્ઞાન લાલચ અને ગોમતાઈને લઇ આખરે આ લગ્ન થઈ ગયુ છે અને મહાજનની સર્વ મહેનત બરબાદ ગઇ છે

ઓ તન્ત્રી

મુંબઇના જૈન અસોસીએશન ઓફ ઇંડીઆ તરફથી ના. વાયસરોય તથા ના. હિંદી પ્રધાન સમક્ષ ગએલા ડેપ્યુટેશનના સભાસદો.



બેઠેલા:—૧–શેઠ કુંવરજી આણંદજી, ૨–રા. બ. હીરાચંદ નેમચંદ જે. પી., ૩–બાબુ જીવણલાલ પન્નાલાલ, ૪–શેઠ મણીભાઈ ગોકુળભાઇ, ૫–શેઠ ભીમજી હીરજી કાવાણી જે. પી., ૬–શેઠ લક્ષ્મીચંદજી ઘીઆ.

ઉભેલા:—૧–ડૉ. પુનસી હીરજી જે. પી., ૨–શેઠ ગુલાબચંદ દેવચંદ, ૩–શેઠ લલ્લુભાઈ વાડીલાલ, ૪–માસ્તર રતનચંદ તલકચંદ.

મુબઈની શ્રી જૈન એસોસીએશન ઑફ ઇન્ડીઆએ ના હિન્દી પ્રધાન મી મોન્ટેગ્યુ અને ના વાઇસરૉયને આપેલ માનપત્રની ડીઝાઇનનો દેખાવ આ ડીઝાઈન જાણીતા ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ પ્રેસમાં રૂ ૩૦૦ ના ખર્ચ તૈયાર થઈ છે

# કચ્છી જૈન મિત્ર




આદ્ય પ્રેરક,
શ્રીયુત—ભીમજી હીરજી કાયાણી, જે. પી
મુનિ મહારાજ શ્રી રવીચંદ્રજી.

વાર્ષિક લવાજમ
રૂા ત્રણ
છુટક રૂા ૦।≈

ઑ. તંત્રી,
દામજી ત્રીકમજી માયલા.
ઑ. વ્યવસ્થાપક અને પ્રકાશક,
જેઠાભાઈ દેવજી નાગડા.

# અમારા આવતા અંકમાં શું જોશો?



આર્ય માતૃભૂમિને । શામજી ઉમરશી મપરીઆ
આપણુ ર ટ્રીય ગીત (અસાજે વ ો
નતન્ અયક્ર્ષ્ટ) ગિ જીવગમ અજરામર ગોર
આપણી કોમમા ઉચ્ચ કેળવણીની અગત્ય ઑ ત ી
પહેલી જરૂ । પંડિત ફત્તેહચંદ કર્પૂરચંદ લાલન
કોમી પત્રની જરૂરીઆત રા અભય
આવના ભુવનમા ભરત મહારાજા મુનિ મહારાજ શ્રી રવિચંદજી
બનાવો ા ા બ્રહ્મચારી (કાવ્ય) । દેવજી જેઠાભાઇ નાગડા
મહાજન મંડળનુ ખરૂ કતવ્ય રા વેલજી લખમશી નપુ
બી એ એન એન બી

ઉદાર મન ા મહેતા
અંત કરણનો અવાજ રા ખીમજી હીરજી કાયાણી જે પી
નારી–ધમ રા મહારાણીશ કર અભાશંકર શર્મા
શ્રીપાલ મયણા સવાદ રા લનિતાગ
પિતાની સપત્તિ અને સતતિ રા બી એન મહીશેરી
મહારાણીની પ્રભા રા પુનશી અરજણ
આ દેશનુ વિદ્યાર્થી જીવન રા લખમશી હીરજી મૈશેરી
બી એ એલ એલ બી
શ્રીમદ્ આનદઘન રા વીરભક્તિ બી એ એલ એન બી
ઘર જમાઇની મ્હાણી (ચાન રસિક વાર્તા) રા સુશીલ
વતમાન સમાચાર

આ ઉપરથી આપ સારી રીતે જોઇ શકશો કે આ પહેલા અંક કરતા પણ બીજો અંક ઉત્તમ લેખોથી ભરપુર ઘણોજ દળદાર બનશે એટલુજ નહીં પણ આ સર્વ લેખોને અનુસરી ચિત્રકારોના હાથે સચિત્ર બનાવવામા આવશે માસિકની નકલો ગ્રાહક પૂરતીજ છપાવવામા આવે છે છતા પણ શીલકમા હશે ત્યા સુધી છુટક રૂ ૦।–ની કીંમતે વહેંચવામા આવશે જાહેર ખબર આપવાની ઇચ્છા વાળાઓએ તુરતમા મળી જઈ બદોબસ્ત કરવો

ઑ વ્યવસ્થાપક

Pr nted by N V Ghum e at the Lakshm Art Pr nt ng Works 97B Sankl Street Bycu la and Publ shed by Jethabha Dew, Nagda at Merj Hh ma House Katha Bazar Mandv Bombay



# ગ્રાહક અને વાંચક વર્ગ પ્રત્યે વિજ્ઞપ્તિ.

સુજ્ઞ મહાશય,

આજે આપના કરકમળમાં આ માસિકનો પ્રથમ અંક રજુ કરતાં અમોને અત્યંત આનંદ પ્રાપ્ત થાય છે. આ માસિકને વધારે ઉપયોગી. રસિક તથા સુંદર બનાવવા માટે તેમજ તેના વિશેષ ફેલાવા માટે ચિત્રો. કાગળ અને ટાઈટલની ખર્ચાળ યોજના હાથ ધરવા છતાં અમારા માનવંતા સહાયકોની મદદથી વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે માત્ર રૂપીઆ ત્રણ રાખવામાં આવ્યા છે, કે જે કોઇને પણ ભારી પડતા થશે નહીં અને તેનો સાધારણ વર્ગ પણ સારી રીતે લાભ લઈ શકશે.

જણાવવાની જરૂર નથી કે માસિકના આયુષ્યનો આધાર તેના ગ્રાહકો ઉપર છે. તેથી અમારા આ કોમોપયોગી સાહસને ઉત્તમ અને વધુ ઉપયોગી બનાવવા આપ જાતે જીંદગી સુધીના ગ્રાહક બની, આપના સ્નેહીઓને ગ્રાહક બનાવી અમોને આભારી કરશોજી.

આ માસિક શ્રી કચ્છી વીશા ઓશવાળ, દશા ઓશવાળ તથા ગુર્જર કોમના ખાસ હિતાર્થે પ્રગટ થાય છે છતાં પણ તે દરેક કોમ અને જ્ઞાતિને તેમજ કોઈપણ સજ્જનને એક સરખી રીતે ઉપયોગી થઈ શકે તે માટે ખાસ કાળજી રાખવામાં આવેલ છે અને આવશે.

આથી સર્વ કોઈ આ માસિકનો લાભ લેતા થશે તો અમો અમારો શ્રમ સફળ થયો માનશું.

માસિકના કાર્યની શરૂઆત કરતી વખતે ખર્ચની ગણત્રી કરવામાં ભૂલ ખાધેલી હોવાથી માસિકનું લવાજમ પ્રથમ રૂપીઆ બે રાખવામાં આવેલ હતું. પણ આ ભૂલ જ્યારે જોવામાં આવી ત્યારે લવાજમમાં રૂપીઆ એકનો વધારો કરીને રૂપીઆ ત્રણ રાખેલ છે અને સાથે ગ્રાહક વર્ગ પણ નારાજ ન થાય તે ખાતર માસિકના કદમાં ફૉર્મ ૧ નો વધારો કર્યો છે. તેથી કાર્યના પ્રમાણમાં આ લવાજમ તદ્દન ઓછુંજ કહેવાશે. અમો આશા રાખીએ છીએ કે અમારો કદરદાન ગ્રાહક અને વાંચક વર્ગ આ માસિકનો વિકાસ કરવામાં સહાયભુત થઈ અમને વધુ ઉત્તેજન આપવામાં પાછી પાની કરશે નહી. એજ શુભેચ્છા.

ઑ. વ્યવસ્થાપક.



---

આજના અંક સાથે આપને મોકલેલ કાર્ડમા આપનુ સરનામુ ચોખ્ખા અક્ષરે લખી મોકલશોજી કે જેથી માસિક ગેરરસ્તે જવાનો સંભવ ન રહે એજ વિજ્ઞપ્તિ.



# શ્રી કચ્છી જૈન મિત્ર.

## માસિકના સાધારણ નિયમો



૧ આ માસિક કોમ સેવા બજાવવાના તથા દેશ પરદેશમા રહેતા આપણી કોમ (શ્રી કચ્છી વીશા ઓશવાળ દશા ઓશવાળ તથા ગુર્જર જૈન કોમ)ના દરેક ભાગને અને તેઓની ઉચ્ચ સ્થિતીએ લાવવાના મુખ્ય ઉદ્દેશથી પ્રગટ કરવામા આવે છે અને તેમા કોમના કોઈપણ ગૃહસ્થ, સ્ત્રી તથા વિદ્યાર્થીના યોગ્ય લેખો અને ચર્ચાપત્રો લેવામા આવશે

૨ માસિકનો દરેક અંક દરેક અંગ્રેજી માસની શરૂઆતમા છપાઈ બહાર પડશે અને તેજ દીવસે ગ્રાહકોને રવાના કરવામા આવશે

૩ કોમ હિતને લગતી જુદી જુદી બાબતોપર ચર્ચાપત્રો તથા જન્મ, મરણ, સગપણ, વિવાહ વગેરેના ખબરો જ્ઞાતિજનો તથા દરેક ગામના મહાજનના કાર્યવાહકો ઉત્સાહથી લખી મોકલી કોમ પ્રતી પોતાની ફરજ બજાવશે એવી આશા છે

૪ બનતા સુધી કોઈપણ લખાણમા અંગત સ્વાર્થ, દ્વેષબુદ્ધિ કે ખોટા હુમલા ન થવા જોઈએ, કારણ કે આ માસિક આપણામા ભ્રાતૃભાવનો વધારો કરી બને તેટલો સંપ તથા સુધારો કરવા ઇચ્છે છે. ફક્ત લોકોની ભુલો બતાવીને બેસી રહેવાનુ નથી, પણ ભવિષ્યમા ભુલો ન થવા પામે તે જોવાનુ છે

૫ કોમના કોઈપણ ગૃહસ્થની વિદ્યા, હુન્નર, વ્યાપાર વગેરેમા ફતેહ મળ્યા બાબતની તથા કોમના કોઈપણ ભાગમા જાણવા જોગ બનાવો અને તેની હકીકત દરેક ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થ અગર કેળવાએલા અને ઉત્સાહી મનુષ્યો મોકલી આપવા તજવીજ કરશે એવી આશા છે

૬ દરેક ગામમા ગ્રાહક થાય તેવા તથા લખાણો લખી શકે તેવા અથવા નમુનાની નકલ મોકલવા લાયક ગૃહસ્થોના નામની યાદી તે ગામના સુજ્ઞો મોકલી આપશે તો અમો તેઓના આભારી થશુ

# માસિકના સાધારણ નિયમો.

૭ માસિકના દરેક મહીને તે માસના ધાર્મિક દીવસ તથા મહત્વ વિષે હકીકત પ્રગટ કરવામા આવશે

૮ માસિકનુ લવાજમ જુજ એટલે દર વર્ષે ભેટના ઉત્તમ પુસ્તક સાથે રૂ. ૨) રાખવામા આવ્યુ છે કે જેથી દરેક સાધારણ માણસ પણ તેનો લાભ લઈ ભાગ્યશાળી થાય આમાથી કોઇને નફો લેવાનો નથી. ખર્ચ જતા વધારો રહેશે સહાયકોની સલાહ પ્રમાણે સારા માર્ગમા વપરાશે

૯ કોઇપણ ગૃહસ્થને કઇપણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબ સારૂ બીડવા વિનતી કરવામા આવે છે.

૧૦ નોટ પેડ પત્રો લેવામા આવશે નહીં કોઇપણ લેખ પાછો મોકલવા કે કરવા અમો બધાતા નથી નનામા અથવા ઉપનામવાળા લેખોને માટે તત્રી જોખમ નહેર લેખ લખનારે શુદ્ધ અક્ષરે કાગળ ઉપર એકજ બાજુએ શાહીથી લખવા રી રાખવો. બનતા સુધી લેખ તથા ચર્ચાપત્ર લખનારે પોતાનુ ખરૂ નામ અને ઠેકાણુ કરવા વૃત્તિ રાખવી, છતા પણ તેમ ઇચ્છા ન હોય તોપણ અમારી જાણ માટે પોતાનુ પુરેપુરૂ નામ તથા ઠેકાણુ જણાવવા ચુકવુ નહી. નનામા તથા બીન ઠેકાણાન તેમજ અશુદ્ધ લેખો છાપવાની રોપવીને સ્વાધિન કરવામા આવશે.

તમામ જાતનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઓ. વ્યવસ્થાપક, "કચ્છી જૈન મિત્ર,"
ઠે "શ્રી કચ્છી જૈન મિત્ર" માસિક ઓફિસ,
કથાબજાર—મુંબઇ, પોસ્ટ નં. ૨ ૧





ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજાધિરાજ મિર્ઝા મહારાઓશ્રી ખેંગારજી,
સવાઈ બહાદુર, જી સી આઈ ઈ,

રાવ ઓફ કચ્છ-સ્ટેટ

દયા.



ઐક્ય.



શ્રદ્ધા.



સેવા.






દયા, શ્રદ્ધા, ઐક્ય, સેવા, અમારા સૂત્ર એ ચારે;
ગજવીશું ખુણે ખુણે, અહાલેક અમારા છે.

પુસ્તક ૧ લું.] જુન ૧૯૧૭. [અંક ૧ લો.

## પુષ્પાન્જલિ.

( રા. લલીતાંગ. )

અમ્હારાં સ્નેહ ભર્યાં સુમનો, સુભાગી સ્વિકારજો ! હોરાજ.
નન્દનવન અન્તર ઉપહારો, સુભાગી સ્વિકારજો ! હોરાજ.
લલિત સુગન્ધિત શીતધરે, અતિ દિવ્ય પ્રફુલ્લ પ્રભા,
નૌતમ નવરંગિત નવલાકરે, દિલ રન્જિત સદા.
ચુંટેલા આનન્દિત ચિત્તે, પોશેલા પ્રેમ જળે પ્રીતે,
હર્ષ ભર ઉત્સુક અમ હસ્તે, સુભાગી સ્વિકારજો હોરાજ !
ઉજ્જ્વલનારાં વન ઉપવનને, સુહાવનારાં પૂજ્ય મુકુટને,
રમાડનારાં અતિ અન્તરને, લોભાવનારાં ગુણી હૃદયને,
ભર્યાં અગણિત ગુણે જલાં, સુહાગી સ્વિકારજો હોરાજ.
મધુરાં મોહક રસવાળાં, સુહાગી સ્વિકારજો હોરાજ.

---

# ધર્મ.

રચનાર:
મૂલજી દુલભજી
વેદ.











કર્તાનું કર્મ એ, માનવનો મર્મ એ;
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ.

ધરતીનો ધારનાર, પૃથ્વીનો પાળનાર;
જગને જગાવનાર, જીવોનો તારનાર;
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ.

શાસ્ત્રોનો સાર એ, જગતની પાર એ;
મમતાનો માર એ, જીવનનો તાર એ;
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ.

પ્રાણીનો પ્રાણ એ, ક્રિયાનું કર્મ એ;
સત્યની સાન એ, કર્મનોજ મર્મ એ;
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ.

સાધુનું સત્વ એ, તપસ્વીનું તત્વ એ;
શરાનું શસ્ત્રએ, કર્મનું કૃત્ય એ;
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ.

રાજનો રાજ એ જ, રાજ્યોનો તાજ એ જ;
કીર્તિનું કાજ એ જ, સાગરની પાજ એ જ;
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ.

કળીયુગનો કાળ એ, સત્યુગનો સાર એ;
અક્ષય ભંડાર એ, ભૂનો આધાર એ;
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ.

પ્રભુનો પ્રકાશ એ, આત્માની આશ એ;
વિમળ વિલાસ એ, વિશ્વમય વિકાસ એ;
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ.

પ્રગતિનો પંથ એ, વિશ્વની વસંત એ;
શાન્તિના તંત્રનો સનાતન મંત્ર એ;
એક એક એક એક ધર્મ ધર્મ ધર્મ.



# આરંભ.

## ઉદ્દેશ અને આશા.



બન્ધુઓ!

જાગો—નિદ્રા દેવીનો ત્યાગ કરી આળસ તજી દઈ જ્ઞાતિ અને દેશ ઉન્નતિના સત્કાર્યોમાં યાહોમ કરી કુદો, ઝુમો અને જય મેળવી અનંત કીર્તિ પ્રાપ્ત કરો. 'આપણે કેળવણીથી હીન છીએ' એવો ખોટો ભ્રમ રાખી મગજને અથડાવો નહીં. 'જેના કામ હોય તેજ કરે—આપણાથી કાંઈ બની શકનાર નથી' એવા અવિચારના અંકુરોને જડમૂળથી બાળી ભસ્મ કરી નાખો. લોકોપવાદ સહન કરવાની શક્તિ ધારણ કરો, તેથી ડરી જઈ બેસી ન રહો. આપણા ઇષ્ટ દેવે દરેક જન્તુઓમાં સૂક્ષ્મ પણ સમર્થ આત્મ બળનો ગુણ આપ્યો છે, તે ગુણને મંદ પાડી, ઢાંકી રાખી, તેને નહિવત્—શુન્ય ન બેસો, એ અગ્નિને ખીલાવો, અજમાવો અને સત્કાર્યોમાં વાપરી ભાગ્યશાળી થાઓ. સમતા, ધૈર્ય અને ક્ષમાના સદ્ગુણો ધારણ કરી કુશળતાથી કાર્ય આદરશો તો ચોક્કસ ફત્તેહ મેળવશો. બન્ધુઓ! મારૂં હૃદય દાઝે છે, મારૂં લોહી ઉકળે છે અને મારું મગજ આકુળ વ્યાકુળ થાય છે. કૃપા કરી જમાનાને ઓળખી કુંભકર્ણની ઘોર નિદ્રામાંથી જાગૃત થાઓ અને દેશ તેમજ કોમોપયોગી સત્કાર્યોમાં તમારૂં ક્ષણભંગુર પણ ઉપયોગી જીવન અર્પો.'

**મર્હુમ ગોવિંદજી મુળજી મેપાણી,** બી. એ., એલ. એલ. બી.

બ્રિટીશ સામ્રાજ્યના સુખદ શાસન તળે આધુનિક સમયમાં દરેકે દરેક વ્યક્તિ અને કોમ વખતના વહેતા વહેણમાં પોતપોતાની ઉન્નતિ સાધવા અનેક જાતના પ્રયત્નો પૂર જોસમાં આદરી રહી છે ત્યારે આપણી શ્રી સમસ્ત કચ્છી જૈન કોમ આજ પર્યંત ઉન્નતિના માર્ગ તરફ તદ્દન ઉદાસીન રહી છે, એ કેટલી બધી શોચનીય બીના છે? અમો નથી ધારતા કે આજે દુનિયામાં એવો એક પણ મનુષ્ય, કે જેને પોતાની ઉન્નતિ પ્રિય

ન હોય તેવો મલી આવે ! એતો નિર્વિવાદ છે કે બાળકથી વૃદ્ધ પર્યંત દરેક મનુષ્ય પોતાની ઉન્નતિને ચહાય છે અને તે પ્રાપ્ત કરવા માટે પોતાથી બનતા અવનવા પ્રયત્નો આદરે છે તો આપણને પણ સમયના પ્રવાહમાં એ ઉન્નતિના માર્ગ તરફ લક્ષ દોરવી આગળ વધવાના ઉપાયો યોજવા જોઇએ. સમય નદીના પ્રવાહની માફક વહ્યાં જાય છે તે કોઇના માટે રાહ જોતો નથી. ગયેલો સમય પાછો આવતો નથી. ઘણીવાર ગત સમયને માટે પશ્ચાતાપ થાય છે, પણ તે પશ્ચાતાપ ફોકટ છે. આવેલા સમયને ગૃહી અને ધારેલી ધારણા સફળ કરી પોતાની ફરજ અદા કરવી એ શ્રેષ્ઠ છે.

ઉન્નતિ શાથી થઇ શકે ? એ પ્રશ્ન જેટલો ઉપયોગી છે તેટલોજ વિચારણીય છે અને તેના જવાબો ભિન્ન ભિન્ન અનુભવી વિદ્વાનો તરફથી ભિન્ન ભિન્ન પણ એકંદરે સર્વ સંમત કિંવા મળતાજ આવે છે. જે બાબત આજની આ ટુંકી નોંધમાં જણાવવાની આવશ્યકતા નથી. અવસર આવે ધીરે ધીરે આપ સન્મુખ રજુ કરવાને અમારાથી બનતો પ્રયત્ન અમો કરીશું. હાલતો માત્ર આ માસિક પ્રગટ કરવાની અમને જરૂર કેમ પડી અને તેથી લાભ છે કે હાનિ એજ મુદ્દાના વિષયને હાથ ધરીએ છીએ.

અમારો માસિક કાઢવાનો વિચાર ઘણા લાંબા વખતથી ચાલુ હતો પણ આજે અનેક મુશ્કેલીઓ, વિઘ્નો અને ઘણી જાતની હાડમારીઓ વચ્ચે પસાર થયા પછી આ માસિક આપના કોમળ હસ્તમાં રજુ કરવા ભાગ્યશાળી થયા છીએ.

જમાનો બદલાયો છે અને વળી બદલાતો જાય છે. વિશ્વમાં જ્યાં જુઓ ત્યાં ફેરફારજ દ્રષ્ટિએ પડે છે. આગળ વધવાની ઉન્નતિ કરવાની અને અભ્યુદય થવાની આશા હૃદયમાં આવિર્ભૂત થાયછે. સમય હાથ પગ જોડી બેસી રહેવાનો નથી પણ પ્રયત્ન આદરવાનો અને કાર્ય કરવાનો છે. આવા ઉત્તમ અવસરમાં કોઇપણ જ્ઞાતિ-કોમમાં ઝગડા થાય, ઇર્ષા અને ઝેરના રગડા પીવાય, એકડાના બગડા અને બગડાના ચગડા થાય, સુખશાન્તિના ટુકડા અને જ્ઞાતિ ગૌરવના કકડા થાય, આ સ્થિતિ શું ભયંકર નથી કે? આવી ભયંકર સ્થિતિનો નાશ કરવાને અનેક જાતનાં સાધનોની જરૂર છે. તેવાં સાધનોમાં માસિક પણ એક ઉત્તમ સાધન છે કારણ કે માસિકથી એક બીજાના વિચારોની આપ લે થાય છે, વાંચન અને લેખન શકિત ખીલે છે, દેશપરદેશમાં બનતા બનાવોની જાણ થાય છે, લોકમત કેળવાય છે તથા તે દ્વારા કોમની ઉન્નતિના ઉપાયો અનેક વિદ્વાનો, અનુભવીઓ અને ઉછરતા જુવાનીઆઓ તરફથી ચર્ચાય છે. ચાલુ સમયમાં આપણા સિવાયની લગભગ દરેકે દરેક કોમમા જાહેર સંસ્થાઓ, વર્તમાનપત્રો અને માસિકો દ્રષ્ટિગોચર થાય છે, જ્યારે આપણી શ્રી કચ્છી જૈન કોમ કે જે વ્યાપારાર્થે આખા હિંદુસ્થાનના ચારે ખુણામાં એટલુંજ નહી પણ લંકા, બ્રહ્મદેશ અને આફ્રિકા જેવા વિદેશમાં પણ પથરી રહેલી છે આવી મોટી કોમમાં એક પણ માસિક, વર્તમાનપત્ર કે સંસ્થા હોય નહી એ માટે કોમના નેતાઓને અભિમાન લેવા જેવી બીના નથી. અમો કોમના નેતાઓ ઉપર આ આક્ષેપ મુકવા માગતા નથી એમ જણાવવા સાથે એ પણ સ્વીકારીશું કે કોમની અંદર કાર્ય કરનારાઓની અછત છે. તેની સાથે એ પણ સત્ય છે કે કાર્ય કરનારાઓ જે નિસ્વાર્થપણે અને સાચા માર્ગે કાર્ય

# અમારા આદ્ય સહાયકો અને પ્રેરકો.



સર વિશનજી ત્રીકમજી,
નાઈટ.





શ્રીયુત લખમશી હીરજી મેશેરી
બી. એ., એલ., એલ બી.





મુનિ મહારાજ શ્રી રવિચંદ્રજી.





શ્રીયુત ખીમજી હીરજી કાયાણી,
જે. પી.





શ્રીયુત પદમશી શીવજી.

ભારે નહીં પડે. પરંતુ બીજી જ ક્ષણે એવો વિચાર આવતો કે હવે પરીક્ષા દૂર નથી, અત્યારે ટ્યુશન ક્યાંથી મળશે? કદાચ મળે તોપણ પરીક્ષાના વખતમાં એવી રીતે વખત ગુમાવવો એ ઠીક ન ગણાય. આજ સુધી જેવી રીતે અપમાનો સહન કર્યા છે તેવીજ રીતે બીજા થોડા દિવસો પણ સુખે દુઃખે નીભાવી લેવા. તે વખતના સઘળા વિચારો અત્યારે મને યાદ નથી. છેવટનો ઠરાવ યાદ છે અને તે એજ કે અપમાન સહન કરીને પણ બી. એ. ની ડીગ્રી તો પ્રાપ્ત કરીજ લેવી! હું ક્રમેક્રમે કેટલો બધો આશ્રિત અને નિર્માલ્ય થઇ ગયો હતો તે શું હજી કહેવાની જરૂર છે?

બીજે શનીવારે હું મારા પોતાના ઘરે ગયો. માતાએ પૌત્રનું મ્હોં દેખાડવાનો મને બહુ આગ્રહ કર્યો. મેં તે આગ્રહના ઉત્તરરૂપે પુનઃ પુનઃ એટલુંજ કહ્યું કે-"તમારે ત્યાં જવાની જરૂર નથી." છેવટે માતુશ્રીએ કહ્યું કે—"અભય, હું તારા હૃદયને નથી સમજી શકતી એમ તું શું ધારે છે? બાપુ, આપણે ગમે તેવા પણ ગરીબ માણસ કહેવાઇએ. અપમાનનો હીસાબ રાખવો આપણને કેમ પાલવે? ગરીબીને વળી માન-અપમાન કેવું? મેં તારા સસરાને ત્યાં આજ સુધીમાં કેટલું અપમાન સહન કર્યું છે તે વિષે એક શબ્દ સરખો પણ કદિ ઉચ્ચાર્યો છે? શું કરીએ બેટા? કર્મમાં જો સારો દીવસ લખ્યો હશે તો ધીમે ધીમે બધાં સારાં વાનાં થઇ રહેશે. મને એકવાર માત્ર પૌત્રનું મ્હોં જોવાની અનુમતિ આપ." મેં પુનઃ એજ ઉત્તર આપ્યો કે-"ના, મા, ત્યાં જવાની જરૂર નથી. છોકરો સહેજ મ્હોટો થશે એટલે સમજાવીને તેને અહીં લઇ આવીશ." માતુશ્રીએ મારો આ ઉત્તર સાંભળી એક દીર્ઘ નીશ્વાસ મૂકયો અને કહ્યું કે-"મારા નસીબમાં સુખ નથી લખ્યું તેમાં કોઈ શું કરે? બાળક સો વર્ષનો થાય અને સુખી રહે એજ મારો તો આશિર્વાદ છે." માતાના દીર્ઘ-ઉષ્ણ નીશ્વાસે મારા હૃદયને ધ્રુજાવ્યું! પરંતુ મારી કાયરતા તમે જાણો છો. માતાની ગંભીર હૃદય-વેદનાને હું કોઇપણ પ્રકારે દુર કરી શકું તેવી શક્તિ મારામાં નહોતી.

છ મહીના નીકળી ગયા. મારો પુત્ર–નહીં! નહીં! પેલા ધનવાન ગૃહસ્થનો દૌહિત્ર-સાજો-માંદો રહ્યા કરતો હતો. તેના આરોગ્ય માટે અનેક પ્રકારની બાધાઓ તથા માનતા રાખવામાં આવતી. મારૂં શ્વસુરકુળ જો કે જૈનધર્મના આગેવાન પૈકીમાંનું એક પુણ્ય ગણાતું હતું, તેમની શ્રદ્ધાની તથા ઉદારતાની ગામમાં બહુ પ્રશંસા થતી હતી તો પણ મિથ્યાત્વી પર્વોને કિંવા વહેમોને તેમના ઘરમાં જેટલું ઉત્તેજન મળતું તેટલું ભાગ્યેજ બીજે કયાંય મળતું હશે. મને તેમાં જરાએ આશ્ચર્ય નહોતું લાગતું. એક વેળા તેમણે કેટલાક બ્રાહ્મણો તથા પોતાના સગાં-સંબંધીઓને પોતાને ત્યાં આમંત્ર્યા હતા. તે વખતે શું પ્રસંગ હતો તેનું મને બરાબર સ્મરણ નથી. તો પણ મારા પુત્રની સુખ-શાંતિ નિમિત્તે તે ઉત્સવ કરવામાં આવ્યો હતો એટલું મને બરાબર યાદ છે. આ ઉત્સવનું મુહૂર્ત કયા શુભદિને રાખવામાં આવ્યું હતું તે પણ હું હજી ભુલી ગયો નથી. મારે જે દીવસે બી. એ. ની પરીક્ષામાં બેસવાનું હતું તેજ દિવસે મારા પુત્રના નિમિત્તે જે ઉત્સવ થાય તેમાં મારી હાજરી હોય કે ન હોય તેની તેમને બીલકુલ પરવા નહોતી. કારણ કે હું ઉપરજ કહી ગયો છું કે મારા પુત્ર કરતાં પોતાની પુત્રીના

પુત્ર હોવાનુંજ તેમને વિશેષ અભિમાન હતું. મારા જેવા એક ગરીબ ઘરનો યુવક-આશ્રિત ઘરજમાઇ એવા પ્રસંગે હાજર ન હોય તો તેમાં શી ન્યૂનતા આવી જવાની હતી! મારી માતુશ્રીને તે પ્રસંગે આમંત્રણ મોકલવામાં આવ્યું હતું-શ્વસુરગૃહનો એક નોકર મારી માતાને બોલાવવા ગયો હતો. પરંતુ તેણીએ પોતાના ધનિક વ્હેવાઇને ત્યાં આવવાનું યોગ્ય ધાર્યું નહીં. તેણીએ પેલા નોકર મારફત માત્ર એટલુંજ કહેવડાવ્યું કે-"હું અહીં રહીને બાળકને નિત્ય આશિર્વાદ આપ્યા કરૂછું. મારે પોતાને ત્યાં આવવાની શી જરૂર છે?" આમંત્રણનો અસ્વીકાર કરતી વેળા મારી માતુશ્રીને કેટલું દુઃખ થયું હશે તેની હું કલ્પના કરી શકું છું. આવી એક આત્મસન્માન સમજનારી માતાએ મારા જેવા નિર્માલ્ય પુત્રને કેવી રીતે જન્મ આપ્યો હશે, તેનીજ કલ્પના મારાથી થઇ શકતી નથી.

ઉત્સવની ધામધૂમ લગભગ સાત-આઠ દીવસ સુધી ચાલી હતી. મારી પરીક્ષા પુરી થઇ રહે કે તુરતજ મને શ્વસુરગૃહે હાજર થવાની આજ્ઞા મળી ચુકી હતી. પરંતુ મારાથી તે આજ્ઞાનું પાલન થઇ શક્યું નહીં. પરીક્ષા પુરી થઇ કે તુરતજ માતાની આકસ્મિક માંદગીના સમાચાર સાંભળી મને મારા પોતાના ગૃહે જવાની ફરજ પડી.

હું ઘરે પહોંચ્યો તે વખતે મારી માતા માંદગીના બીછાને સૂતાં હતાં. અતિશય જ્વરને લીધે શરીર છેક ઝીણું થઇ ગયું હતું. પાછળથી મારા સાંભળવામાં આવ્યું કે પૌત્રના ઉત્સવમાં નહીં જઇ શકવાને લીધે તેણીએ તે આખો દીવસ રૂદન અને કલ્પાંતમાંજ ગાળ્યો હતો, અને એને લીધેજ રાત્રીએ સખ્ત તાપ ચડી આવ્યો હતો. મને જલદી બોલાવવાને માટે પાડોશીઓએ તેણીને ઘણીવાર આગ્રહ કર્યો હતો, પરંતુ મારી પરીક્ષા પુરી થયા પહેલાં મને માંદગીના સમાચાર આપવા એ ઠીક નથી એમ કહી પાડોશીઓનાં મનનું સમાધાન કર્યું હતું.

માતાની તબીયતનું બરાબર નિરીક્ષણ કરી ડાક્ટર સાહેબે કહ્યું કે-"આ માંદગીમાંથી તમારી માતા બચે એવાં ચિન્હો જણાતાં નથી. ઔષધ આપવાનો પ્રયત્ન કરી જુઓ." માતાને ઔષધની જરૂર નહોતી. નિદ્રામાં-ચૈનમાં પણ તેમના મુખેથી આજ શબ્દો નીકળ્યા કરતા હતા કે-"મને એકવાર બાળકનું મ્હોં જોવા દ્યો-હું સુખેથી સંસાર છોડી જઇશ."

બપોરે માતાની તબીયત છેક બગડી ગઇ. તેમણે મને બોલાવીને ભાંગ્યા-તૂટ્યા શબ્દોમાં માત્ર એટલું જ કહ્યું કે-"એકવાર બાળકનું મ્હોં દેખાડ! મારી મ્હોટામાં મ્હોટી આશા પૂર્ણ કર! મને સુખેથી મરવા દે."

મેં કહ્યું-"માતુશ્રી, તમે ચિંતા ન કરો. હું બાળકને અહીં લાવવાની વ્યવસ્થા કરૂં છું." માતાની પથારી પાસેથી ઉઠી હું બહાર આવ્યો અને બાળકને અમદાવાદથી અહીં કેવી રીતે લાવવો તે વિષે સલાહ લેવા પાડોશીઓ પાસે ગયો. કોઇએ માણસ મોકલવાની કોઇએ પત્ર લખવાની તથા કોઇએ તાર કરવાની એવી રીતે અનેક પ્રકારની મને સલાહો આપી. છેવટે હું મારી જૂની અંગ્રેજી નિશાળના વૃદ્ધ હેડમાસ્તર પાસે ગયો. તેમની સલાહ મને પસંદ પડી. તેમણે કહ્યું કે—

(અપૂર્ણ.)




## ઇનામી ઇતિહાસ.

---

ઉંચા મો વર્ગનો "કચ્છી વીશા ઓશવાળ જ્ઞાતિનો સ્પષ્ટ ઇતિહાસ" આ માસિકના ૨ થી ૨૫ ફાર્મ સુધી ભાદરવા શુદ ૧૫ ની અંદર લખી મોકલનારને જેનો પરિક્ષક કમીટી પસંદ કરશે તેને રૂ. ૧૫) ઇનામ આપવામાં આવશે. ઇનામ માટે આવેલા બધા લેખો ઉપર અમારો અખત્યાર રહેશે. પરિક્ષક કમીટીમાં નીચેના સભાસદો છે.

૧ શેઠ વેલજી લખમશી નપુ, બી. એ., એલ. એલ. બી., શેઠ હીરજી ઘેલાભાઇ ગજુરી તથા આ માસિકના ઓ. તંત્રી રા. ડામજી ત્રીકમજી સાયલા છે.

—ശ്ശ—

# ઈનામી નિબંધ.

---

### "કામના ગરીબ વર્ગની આર્થીક સ્થિતિ સુધારવા શું કરવું જોઇએ" ?

એ વિષય ઉપર માસિકના ટ્રાટથી બે ફૉર્મ સુધી ઉત્તમ નિબંધ લખનાર કોઇપણ કચ્છી જૈન ને રૂ. ૧૦] ની કીંમતના પુસ્તકાનું ઇનામ આપવામાં આવશે. નિબંધ લખનાર માસિકનો ગ્રાહક હોવો જોઇએ. નિબંધ શાહીથી કાગળની એકજ બાજુએ શુદ્ધ સાફ અક્ષરે લખવુ. નિબંધ મોડામાં મોડું શ્રાવણ શુદ પુર્ણીમાથી પહેલાં અમને મળવું જોઇએ. નિબંધ પરીક્ષકો તરીકે પ્રોફેસર ખુશાલદાસ તલકશી શાહ, બી. એ., બી. એસ. સી., બાર—એટ—લો, શેઠ વેલજી લખમશી નપુ, બી. એ., એલ. એલ. બી., મી. શીવજી ચત્રભુજ શાહ તથા આ માસિકના ઑ. તંત્રી મી. ડામજી ત્રીકમજી સાયલા છે. તમામ પત્ર વહેવાર નીચેના સરનામે કરવો..

| | | |
|---|---|---|
| કચ્છી જૈન મિત્ર માસિક ઓફિસ, | } | જેઠાભાઇ દેવજી નાગડા, |
| કાથા બજાર–માંડવી, મુંબઇ. | | ઑ. વ્યવસ્થાપક, "કચ્છી જૈન મિત્ર." |

—ശ്ശ—

## શ્રી કચ્છી જૈન એસોસીએશન તરફથી જાહેર થએલ ઉમરશી રાજપાર માઇઝ.

ઉક્ત બીજા વર્ષનું પ્રાઇઝ શ્રીકચ્છી જૈન એસોસીએશનના એ. સેક્રેટરી મી. શીવજી ચત્રભુજ શાહે, કચ્છી જૈન કોમમાંથી ઉચ્ચ નંબરે મેટ્રીકયુલેશનની પરિક્ષા પસાર કરનાર અને પોતાનો કોઇપણ લાઇનનો અભ્યાસ આગળ વધારવા ઇચ્છનાર વિદ્યાર્થીને આપવાનું જાહેર કરેલ છે.

## સર વિશનજીની ઉદારતા.

એક ખબર પત્રી જણાવે છે કે ગઇ તા. ૧-૫-૧૯૧૭ ની રાત્રે માંડવી ભાતબજાર ઉપર આવેલ સર વિશનજી ત્રીકમજીના પાછલા ઘરમાં સુમારે એકવાગે એકાએક ભયંકર આગ લાગી હતી. આ આગમાં જોકે કોઇપણ જીવની હાની થઈ નથી છતાં પણ તેમાં ચાર કમનસીબ કુટુંબો પોતાનો તમામ સર સામાન, માલ મીલકત ગુમાવી નિરાધાર થઈ ગયા હતા. આ કુટુંબોને તથા બીજા ઘર વગરનાં થઈ ગએલા કુટુંબોને સર વિશનજીએ પોતાનો વાલકેશ્વર ઉપર રહેવાનો બંગલો જ્યાં સુધી તેઓને બીજી જગ્યા ન મળે ત્યાં સુધી રહેવાને માટે છુટ મુકયો હતો.* અને ઉપરોક્ત તદન નિરાધાર થઇ ગએલા ચાર કુટુંબોને સારી જેવી મદદ કરેલ છે એમ સંભળાય છે. જો આ વાત ખરી હોય તો સર વિશનજીની આવી નિસ્વાર્થમય ઉદારતા માટે અત્યંત ધન્યવાદ ઘટે છે. આવી ઉદારતા કરનારા વિરલાજ હોય છે.

## ભાષણ.

ગઈ તા. ૨૧-૫-૧૭ ના દીવસે એક વાગે ભાયખલાના ઉપાસરામાં "દુર્વ્યસન ત્યાગ" ઉપર મુનિ મહારાજ શ્રી રવિચંદ્રજી મહારાજે સ્ત્રી-પુરૂષોની મોટી હાજરી વચ્ચે, દાખલા દલીલો સહીત અસરકારક જાહેર વ્યાખ્યાન આપ્યું હતું.

---

* આ બાબતની તપાસ કરતાં તે માત્ર અફવાજ માલમ પડી છે.

# તમો તમારા વ્યાપાર–ધંધાને ખીલવવા

——અને દરેક સ્થળે——

# જાહેરમાં લાવવા શું કરશો ?

આજ કાલ વ્યાપારી આલમ પોતાના વ્યાપાર–ધંધાને ખીલવવા અને ઠેકઠેકાણે જાહેરમાં લાવવા વિચિત્ર પ્રયત્નો કરી રહી છે. પોતાના વ્યાપાર–ધંધાને ઓછા ખર્ચે અને ઉત્તમ રીતે જાહેરમાં લાવવા ઇચ્છનાર વ્યાપારીઓને આથી ખાસ જણાવવામાં આવે છે કે જો તમોઃ—

**લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસમા** છપાતા અને સમસ્ત કચ્છી જૈન કોમના હિતાર્થે દર અંગ્રેજી માસની શરૂઆતમાં પ્રગટ થતા **"કચ્છી જૈન મિત્ર"** નામના સચિત્ર માસિકમાં તમારા ધંધાની જાહેર ખબર આપશો તો તમો તમારા ધંધાને ઘણોજ આશાજનક ફતેહમંદ બનાવી શકશો. કારણ કે આ માસિક **કચ્છી જૈન પ્રજાનું** પ્રથમ અને માનીતું હોવાથી હિંદુસ્થાનના ચારે ખુણામાં તેમજ લંકા, બ્રહ્મદેશ અને આફ્રિકા જેવા વિદેશોમાં વ્યાપારાર્થે વસી રહેલા કચ્છી બન્ધુઓમાં ખાસ પ્રસિદ્ધી મેળવશે અને તેથીજ આ માસિકની અંદર આવેલ જાહેર ખબરો બહોળો ફેલાવો પામશે અને જાહેર ખબર આપનારાઓને એક હથીઆર સમાન થશે, એમ અમો છાતી ઠોકી કહીએ છીએ.

આ માસિક માટે લોક લાગણી અને તેના ફેલાવા સંબંધે અમારે વધુ આત્મ પ્રશંસા કરવી તે કરતાં તમો પોતેજ એક વખત જાહેર ખબર આપી ખાત્રી કરી લેશો. માસિકના ફેલાવા અને પ્રસિદ્ધના પ્રમાણુમાં ભાવ તદન ઓછાજ મુકવામાં આવ્યા છે.

| સાઈઝ. | એક વર્ષ. | છ માસ. | ત્રણ માસ. | એક વખત |
|---|---|---|---|---|
| આખું પેજ. | ૭૫ | ૫૦ | ૩૦ | ૧૨ |
| અરધું પેજ. | ૫૦ | ૩૦ | ૨૦ | ૮ |
| ૫। પેજ. | ૩૦ | ૨૦ | ૧૨ | ૫ |

ટાઇટલ પેજનાં એક વર્ષનાં રૂ. ૧૪૦) ટાઇટલ પેજનાં છુટક દર અંકનાં રૂ. ૧૫)

હેન્ડબીલ વહેંચામણીના એક વખતના રૂ. ૧૫) જાહેર ખબરો તદન પ્રમાણિકજ લેવામાં આવશે. જાહેર ખબરોના ઉપર જણાવેલા ભાવતાલમાં બીલકુલ ફેરફાર કરવામાં આવશે નહીં. અને કોઈએ પણ ફેરફાર કરવા તસ્દી લેવીજ નહીં. જાહેર ખબરોનાં આગા નાણાં પહેલેથીજ લેવામાં આવશે. વધુ વિગતને માટે રૂબરૂ મળો અથવા લખોઃ—

ઑ. વ્યવસ્થાપક,

**કચ્છી જૈન મિત્ર,** કાથાબજાર—માંડવી, મુંબઇ.

Registered No. B. 1305.

# સચિત્ર રામાયણ અને આપણા આદર્શો.

આ ગ્રંથ આર્ય પ્રજાનો માનીતો અને પવિત્ર છે એ વાત નિર્વિવાદપણે સિદ્ધ થઈ ચૂકી છે. ભારત વર્ષની રસાળ ભૂમિમાં અત્યાર સુધી સેંકડો ગ્રંથો લખાયા છે અને લખાય છે છતાં તે સર્વમાં **રામાયણ** જેવા એક બે ગ્રંથોજ પોતાનું ઉજ્વળ અસ્તિત્વ ટકાવી શક્યા છે. તેનું કારણ એજ કે તેમાં આદર્શ પુરૂષોના, આદર્શ સ્ત્રીઓના અને આદર્શ બન્ધુઓના ચરિત્રો ઉત્તમ રીતે આલેખવામાં આવ્યાં છે. રામાયણના પ્રત્યેક પાત્રમાંથી શું શું ઉપદેશ ગ્રહણ કરવાનો છે તે અસરકારક રીતે રંગબેરંગી દશ ચિત્રો સાથે જાણીતા મહાન લેખક રા. **સુશીલે** દર્શાવેલ છે. આ ગ્રંથ દરેક ગૃહસ્થે પોતે તથા પોતાના કુટુંબીઓને અવશ્ય વાંચવો-વંચાવવો જોઇએ. આવા ગ્રંથોના વાંચનથી આપણે અપૂર્વ લાભ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇએ છીએ. આ ગ્રંથ શ્રાવણ શુદ ૧ ના પવિત્ર દિને બહાર પડશે. અગાઉથી ગ્રાહક થનાર પાસેથી ૦-૧૨-૦ અને પાછળથી રૂા. ૧-૮-૦ લેવામાં આવશે. આટલી કિંમત ખર્ચતાં છતાં તમોને મળશે કે કેમ તે અમો કહી શકતા નથી. કારણ કે રા. સુશીલની તેજસ્વી લેખિનીથી લખાયલા ગ્રંથો સમાજમાં એટલી તો ઝડપથી ફેલાઈ જાય છે કે અમુક મુદત પછી તેની એક પણ નકલ અમો ગ્રાહક વર્ગને પુરી પાડી શકતા નથી એટલા માટે અગાઉથી ૦|= મોકલી નામ નોંધાવી આ ગ્રંથ રત્નનો સંગ્રહ કરી લેવા ભુલવું નહીં.



**ચાલુ સીઝન માટે**—અમારે ત્યાં ક્ષમાપનાનાં તથા નવા વર્ષનાં લક્ષ્મી પુજનનાં-મુબારકબાદીનાં સચિત્ર રંગબેરંગી કાર્ડ-કંકોત્રીઓ-ચેકો અને રેશમી રૂમાલોની ધમાલ અત્યારથીજ મોટેપાયે શરૂ થઈ ચુકી છે. દર વરસે રૂકમબંધ ગ્રાહકોને અમારી બનાવટ લેવા માટે પાછા ફરી પસ્તાવું પડે છે. માટે વહેલો તેજ પહેલો!

**અમારો શોરૂમ સવારના ૧૦ થી તે સાંજના ૭ વાગ્યા સુધી ખુલ્લોજ રહે છે.**

**આવો! અને જુઓ!**

બહારના ઓર્ડરો ઉપર સંપૂર્ણ ધ્યાન આપવામાં આવે છે.

મેસર્સ મેઘજી હીરજીની કું.,
જનરલ બુકસેલર્સ, પબ્લીશર્સ અને
કાર્ડ કંકોત્રી મર્ચન્ટસ, મુંબઈ, નં. ૩.